# શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યનો

# સ્ટાંપ નિબંધ.



તથા.

તેની કલમ ૪૮ અન્વયે થયેલા નિયમો ટીકા તથા

ખુલાસા સાથે.


છપાવી. પ્રસિદ્ધ કરનાર

ગોરધનભાઈ તળશીભાઈ

અમરેલી પ્રાંત ન્યાયાધીશીમાં કારકુન.

નરભેરામ ગોપાળજી.

અમરેલી પ્રાંત નોંધણીસરકામદાર કારકુન.



અમદાવાદ

"ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસ.

સને ૧૮૯૮ સંવત ૧૯૫૪.




કિંમત રૂ. ૧-૦-૦.

# શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યનો

# સ્ટાંપ નિબંધ.

તથા

## તેની કલમ ૪૮ અન્વયે થયેલા નિયમો ટીકા તથા ખુલાસા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગોરધનભાઈ તળશીભાઈ

અમરેલી પ્રાંત ન્યાયાધીશીમાં કારકુન.

નરભેરામ ગોપાળજી.

અમરેલી પ્રાંત નોંધણીસરકામદાર કારકુન.

અમદાવાદ

"ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસ.

સને ૧૮૯૮ સંવત ૧૯૫૪



કિંમત રૂ. ૧-૦-૦.

# પ્રસ્તાવના.

આવા કાયદાના પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી પરંતુ આવી જાતનું પુસ્તક તૈયાર કરવા તથા બાહાર પાડવાનો અમારો પ્રથમ પ્રયત્ન હોવાથી તેનો હેતુને કેટલે દરજે ઉપયોગી થશે તે જાણવા સારૂ એટલુંજ લખવું જરૂરનું છે કેઃ—

આ રાજ્યમાં આ નિબંધ સંવત ૧૯૪૫ શ્રાવણ સુદ ૪ ગુરૂવાર તારીખ ૧ અગષ્ટ સને ૧૮૮૯ થી અમલમાં આવ્યો છે આ નિબંધ પેહેલાં સંવત ૧૯૨૫ નો સ્ટાંપ નિબંધ અમલમાં હતો તે નિબંધ ઘણોજ નાહનો છતાં તેની શબ્દ રચના પણ સેહેલી ને તેમાં દસ્તાવેજના પ્રકાર બહુ જુજ બતાવ્યા છે તે નિબંધમાં જમાનાને અનુસરી સુધારો કરવા જરૂર જણાયાથી હાલનો નિબંધ રચવામાં આવ્યો છે. આ નિબંધ મોટો છતાં તેની શબ્દ રચનાને દસ્તાવેજના પ્રકાર વિશેષ છતાં તેના સ્વરૂપ સમજવા ને મુશ્કેલી લાગે તેવું છે તેથી સ્વરૂપને લાગતને પાત્રતા વિષે રેફરન્સ થઇ નામદાર વરીષ્ટ ન્યાધીશીથી ઘણાજ ખુલાસા થયા છે તેમ નિબંધમાં પણ કેટલોક સુધારો વધારો થયોછે આ સંબંધે સને ૧૮૯૩-૯૪ સુધી રા. સા. કાશીકર સાહેબે ખુલાસા વિગેરે એકત્ર કરી તેની બુકો ત્રણ છપાવી બાહારપાડીછે ને તે બુકો, ઘણે દરજ્જે ઉપયોગી થઇછે ખરી પણ ખરૂં તાત્પર્ય સમજવાને માટે જે ખુલાસો જે કલમને લગતો તે ખુલાસો તે કલમ નીચેજ ગોઠવવાથી વિશેષ ઉપયોગી થઈ શકશે તેવું જણાયાથી આ બુક અમે તેવી રીતે તૈયાર કરી છે. ને તેમાં સને ૧૮૯૩-૯૪ સાલ સુધીના ને તે ઉપરાંત સને ૧૮૯૬-૯૭ સુધીના ખુલાસા વીગેરે આજ્ઞા પત્રીકાથી ને બીજી રીતે મળી શકયા તેટલા દાખલ કર્યા છે. અને અમને આશા છે કે આ પુસ્તક સ્ટાંપ સબંધે કોઈપણ શંકાનું નિવારણ કરવામાં પછાત પડશે નહીં.

આ નિબંધ અમલમાં આવ્યા પછી જુના સ્ટાંપ નિબંધ સબંધે પણ ઘણા ખુલાસા થયા છે ને પણ મળી શકયા તેટલા બતાવ્યા છે.

આ પુસ્તક કાયદાના વિષયનું છે ને અમારો પ્રથમ પ્રયત્ન હોવાથી કંઈ ચુકો વાકય રચનામાં કે હસ્તદોશ જેવી રહી હોય તે સુજ્ઞ વાંચનાર સુધારી લેશે એમ આશા રાખીએ છીએ.

ન. ગો. જો.

ગો. ત. પ.

૬૬૫૯

# સ્ટાંપ નિબંધ.

## સંવત. ૧૯૪૨ સને. ૧૮૮૬ નો.

---

## અનુક્રમણિકા.

ઉદ્દેશ. ભાગ ૧ લો.

### પ્રારંભના નિયમ.

કલમો.—

૧ આ નિબંધની સંજ્ઞા, શરૂમિતિ.

૨ નિબંધ, ઠરાવ તથા સરક્યુલરો રદ્દ સમજવાના તે.

આ નિબંધ અમલમાં આવતા પેહેલાંના દસ્તાવેજને આ નિબંધ લાગુ નથી, પણ સંવત ૧૯૨૫ નો નિબંધ લાગુ સમજવાનો છે.

૩ શબ્દોના અર્થઃ—

(૧) "સાહુકાર"

(૨) "સતમી"

(૩) "ખત"

(૪) "ચેક"

(૫) "પટો"

(૬) "કબૂલાત"

(૭) "ગીરવીખત"

(૮) "પાવતી"

(૯) "વ્યવસ્થા પત્ર"

(૧૦) "યોગ્ય લાગત આપેલો દસ્તાવેજ"

૪ પરિશિષ્ટો આ નિબંધનો ભાગ છે.

## ભાગ ૨ જો.

### સ્ટાંપની લાગત.

(ક) સ્ટાંપની લાગતને પાત્ર છે એવા દસ્તાવેજ.

૫ લાગતને પાત્ર હોય તેવા દસ્તાવેજ.

૬ એકજ વ્યવહાર પુરો કરવા માટે એકથી જાસ્તી કરેલા દસ્તાવેજ માટે લાગત.

## ભાગ ૩.

### સ્ટાંપ બાબત ઠરાવ કરવો.

૨૭ યોગ્ય સ્ટાંપ કીયો તે બાબત ઠરાવ કરવો.

દસ્તાવેજનો સારાંશ તથા પુરાવો માગવાનો સુબાને અધિકાર છે.

### વિશેષ ઠરાવ.

૨૮ સુબાએ શેરો કરવો તે.

## ભાગ ૪ થો.

### યોગ્ય રીતે સ્ટાંપ ન મારેલા દસ્તાવેજ.

૨૯ દસ્તાવેજ તપાસવા તથા અટકાવી રાખવા.

૩૦ યોગ્ય લાગત ન લગાડેલા દસ્તાવેજને પુરાવા વગેરેમાં લેવાનો અધિકાર નથી.

### વિશેષ ઠરાવ પુરાવામાં લેવા બાબતનો.

૩૧ અટકાવી રાખેલા દસ્તાવેજ બાબત કેવી વ્યવસ્થા કરવી.

૩૨ કલમ ૩૧ પ્રમાણે આપેલો દંડ પાછો આપવાનો સુબાને અધિકાર.

૩૩ અટકાવેલા દસ્તાવેજના કામમાં સુબાએ કરવાની તજવીજ.

૩૪ કલમ ૩૦ કિંવા ૩૩ માં કહ્યા પ્રમાણે દંડ લેવાના કામમાં માફી આપવાનો સરસુબાનો અધિકાર.

૩૫ અડચણના સબબથી યોગ્ય લાગત ન લગાડેલા દસ્તાવેજ.

૩૬ કલમો ૩૦, ૩૩ તથા ૩૫ પ્રમાણે લાગત આપી હોય તે દસ્તાવેજ ઉપર કરવાનો શેરો.

૩૭ દંડ આપ્યો હોય તોપણ કામ ચલાવવાને હરકત નથી.

### વિશેષ ઠરાવ.

૩૮ લાગત કિંવા દંડ આપનારને તે કેટલાએક પ્રસંગે વસુલ કરી લેવાનો અધીકાર છે.

૩૯ કલમ ૩૧ રકમ ૨ પ્રમાણે મોકલવાના દસ્તાવેજની નકલ રાખવી.

૪૦ સ્ટાંપ ન લગાડેલા ચેક, હુંડી કિંવા વાયદાચીઠી ઉપર અવેજ આપનારે તથા ધારણ કરનારે સ્ટાંપ લગાડવા બાબત.

## ભાગ ૫ મો.

### ખુલાસો પુછવો તથા તપાસ કરવો.

૪૧ લાગત લેવાની પાત્રતા વિષે સુબાને સંશય આવે ત્યારે વરિષ્ટ કોર્ટને લખવું.

૪૨ સર સુબાની નજરમાં ચૂક આવે તો ઠરાવ થવા સારૂ કામ વરિષ્ટ કોર્ટ તરફ મોકલવું.

૪૩ લાગતની પાત્રતા વિષે કોર્ટને સંશય આવે ત્યારે વરિષ્ટ કોર્ટને લખવું.

૪૪ લાગત બાબત કોર્ટે કિંવા સુબાએ કરેલો ઠરાવ બરોબર નથી, એમ જણાય તો પક્ષકારે કિંવા અપીલ કોર્ટે વરિષ્ટ કોર્ટ તરફ પ્રકરણ લઇ જવું.

## ભાગ ૬ ઠો.

### બગડેલા તથા નિરૂપયોગી સ્ટાંપ બાબત તથા જે સ્ટાંપની આગળ જરૂર ન હોય તે સ્ટાંપ બાબત મોબદલો.



## ભાગ ૭ મો

### પુરવણી ઠરાવ.



## ભાગ ૮ મો.

### ફોજદારી ગુન્હા તથા કામ ચલાવવાની રીતિ.



## પરિશિષ્ટ ૧



## પરિશિષ્ટ ૨



---

## શ્રી.

### શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજ સેનાખાસખેલ સમશેર બહાદુર એમણે નીચે લખેલો સ્ટાંપ નિબંધ મિતિ અસાડ વદી ૦)) સંવત ૧૯૪૨ તારીખ ૩૧ માહે જુલાઈ સન ૧૮૮૬ રોજે મંજૂર કર્યો છે, તે સર્વ લોકોને જાહેર થવા માટે પ્રસિદ્ધ કર્યો છે.

# સ્ટાંપ નિબંધ.

## સંવત ૧૯૪૨ સન ૧૮૮૬ નો.

ઉદ્દેશ. — આ રાજ્યમાં સંવત ૧૯૨૫ ની સાલમાં થયેલો સ્ટાંપ વિષેનો નિબંધ સુધારવો યોગ્ય નજરે આવ્યાથી આ નિબંધ શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમની આજ્ઞાથી ઠરાવવામાં આવ્યોછે.

## ભાગ ૧.

### પ્રારંભના નિયમ.

આ નિબંધની સંજ્ઞા શરૂ મિતિ. — ૧. આ નિબંધને સ્ટાંપ નિબંધ એવું નામ આપ્યું છે, અને આ નિબંધ તા. ૧ માહે અગષ્ટ સન ૧૮૮૯ મિતિ શ્રાવણ સુદ ૪ સંવત ૧૯૪૬ મૃગીથી અમલમાં આવશે.

### ટીકા

આ નિબંધ નામદાર બ્રિટીશ સરકારના સને ૧૮૭૯ ના આક્ટ ૧ લા ઉપરથી જરૂરીઆત ફેરફાર કરીને કરેલો છે.

આ નિબંધ તારીખ ૧ માહે ફેબ્રુવારી સને ૧૮૮૭ થી અમલમાં આવશે એમ આ કલમમાં ઠરાવ્યું હતું, પણ કેટલાક કારણથી તે તારીખથી અમલમાં આવવાનું હજૂરથી મોકુફ રાખવામાં આવ્યું હતું. આખર આ કલમમાં બતાવેલી મિતિથી અમલ શરૂ કરવા હજુર સ્ટાંપ જાવક નંબર ૧૧૧, તારીખ ૨૫ મે સને ૧૮૮૯ નું માહાલાનિહાય સરસુબા સાહેબનું જાહેરનામું પ્રસિદ્ધ થયું ને તે અવન્યે સદર તારીખ ૧–૮–૮૯ થી અમલ શરૂ થયો છે.

નિબંધ, ઠરાવ તથા સરક્યુલરો રદ્દ સમજવાના તે. — ૨. સદરહુ તારીખે તથા તે તારીખ પછી સંવત ૧૯૨૫ ની સાલનો સ્ટાંપ નિબંધ, દસ્તાવેજને સ્ટાંપ લગાડવાના સંબંધ પુરતો રદ્દ કર્યો છે. તેજ પ્રમાણે આ સંબંધમાં આ નિબંધના નિયમ વિરૂદ્ધ આ. પેહેલાં થયેલા ઠરાવ તથા સરક્યુલરોમાં જે નિયમ હશે, તે આ નિબંધથી રદ્દ થયા છે એમ સમજવું.

પરંતુ આ નિબંધ અમલમાં આવતા પેહેલાં થયેલા દસ્તાવેજને આ નિબંધ લાગુ નથી પણ સંવત ૧૯૨૫ ની સાલનો નિબંધ, તથા તે અવન્યે થયેલા ઠરાવ તથા સરક્યુલરોમાં જે નિયમ હોય તે સર્વ લાગુ છે એમ સમજવું.

આ નિબંધ અમલમાં આવતા પેહેલાંના દસ્તાવેજને આ નિબંધ લાગુ નથી. પણ સંવત ૧૯૨૫ નો નિબંધ લાગુ સમજવાનો છે.

૩. આ નિબંધમાં વિષય ઉપરથી કિંવા સંદર્ભ ઉપરથી બાધ આવતો ન હોય તોઃ—

શબ્દોના અર્થ.

(૧) "સાહુકાર" આ શબ્દમાં સાહુકારી પેઢીનો તથા સાહુકારી કામ કરનાર કોઇ પણ માણસનો સમાવેશ થાયછે.

"સાહુકાર"

આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧ ને મળતી છે.

સાધારણ રીતે પૈસા ધીરનાર લોકોને શાહુકાર કેહેવામાં આવે છે સબબ સાહુકાર એટલે જે પૈસા ધીરધાર કરે છે અથવા બ્યાજુકા નાણા ધીરે છે અથવા કરજે પૈસા આપેછે તેવા સખસને સાહુકાર શબ્દમાં લેવા પ્રશંસ્ત છે એટલે એજ વેપાર ન છતાં વખતે બીજો ધંધો કરતો હોય તેનો પણ સમાસ થાયછે. દી. શા. સ્ટાં. ખુ. ૧૪૬ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૯–૭–૯૪ સ્ટા. ખુ. વૉ. ૩ પૃ. ૪૮૧

(૨) "સતમી" વહાણ ઉપર જે કોઈ માલ ચઢાવે છે તેને વહાણનો માલિક, કિંવા તેનો આડતિયો એવો દસ્તાવેજ લખી આપે છે કે, આ દસ્તાવેજમાં લખેલો માલ મને પોહોંચ્યો છે. અને તે હું અમુક જગ્યાએ તથા અમુક માણસને પોહોંચતો કરીશ, આવા દસ્તાવેજને સતમી કહેવી.

"સંતમી"

આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ને મળતી છે [ બીલ ઓફ્ લેડીંગની વ્યાખ્યાને ]

(૩) "ખત" આ શબ્દનો અર્થ—

"ખત"

[ક] જે દસ્તાવેજમાં કોઈ માણસ બીજા માણસને પૈસા આપવાની જવાબદારી લે છે, પરંતુ એવી શર્ત ઉપર લે છે કે, અમુક કામ કરવામાં આવે કિંવા ન કરવામાં આવે તો આ જવાબદારી રદ્દ છે, એવો દસ્તાવેજ.

(ખ) અમુકને અવેજ આપવો, કિંવા આણનારને અવેજ આપવો, એવી શર્ત ન છતાં જે દસ્તાવેજ ઉપરથી કોઈ માણસ પોતે બીજા કોઇને પૈસા આપવાની જવાબદારી માથે લે છે, તથા જે દસ્તાવેજ ઉપર સાક્ષી થયેલી છે, એવો દસ્તાવેજ.

(ગ) કોઈ માણસ જે દસ્તાવેજ ઉપરથી પોતે બીજા કોઇને કાંઇપિણ માલ આપવાની જવાબદારી માથે લે છે, તથા જે દસ્તાવેજ ઉપર સાક્ષી થયેલી હોયછે, એવો દસ્તાવેજ.

આ રકમ સને ૧૮૭૯ ના ૧ આકટની કલમ ૩ ની રકમ ૪ માં "બાંડ" (ખત)ની વ્યાખ્યા આપી છે તેને મળતી છે.

આ રકમની પેટા કલમ ગ માં "કાંઇપિણ માલ" આ શબ્દ વાપર્યો છે, તેને ઠેકાણે બ્રીટીસ સ્ટાંપ એકટમાં "અનાજ અથવા ખેતીવાડી સંબંધી બીજી ઉપજ" એવા બોલ છે,

તેથી માલ શબ્દમાં જંગમ મિલકતનો સમાવેશ થાયછે, સ્થાવરનો સમાવેશ થતો નથી. આ સંબંધે દી. શા. સ્ટાં. ખુ. ન. ૨૯ સને ૧૮૯૨–૯૩ ફે. તા. ૯–૮–૯૪ ( આ. પ. ભા. ૨ પા. ૧૧૬ ઉપર ) નો ઠરાવ થયો છે તેમાં સ્થાવર માલ આપવાની જવાબદારી લીધેલી હોવાથી ખતની વ્યાખ્યામાં સમાવેશ થતો નથી એમ ઠરાવ્યું છે.

માની પાસે જે મિલકત તથા દસ્તાવેજ હતા તે કબજામાં લઈ દીકરાએ માને તેની હયાતી સુધી રૂ. ૩૦૨ દરવરસે આપવા કરાર લખી આપી* તે ઉપર સહી સાક્ષીઓ કરાવી આપી છે. માટે ખત થાયછે ને હયાતી સુધી હોવાથી બારપટ ઉપર સ્ટાંપ લગાડવો જોઈએ ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૭ સને ૧૮૮૯–૯૦ ફે. ૬–૯–૯૦ વડોદરા વત્સલ તા. ૮–૩–૯૧ ના પૃ. ૧૧ ઉપર ).

"તમે મને ગાવું, નાચ વીગેરે શીખવ્યું તે બદલ આજ સુધી ગવૈયા વીગેરે લોકોને દર માહા દીધા તે બદલ તમારા રૂ. ૨૦૦૦ થયા. તે આજથી બે વર્ષની અંદર આપીશ" "આ દસ્તાવેજનું રજીષ્ટર ખર્ચ વિગેરે થશે તે આપીશ "આ લેખમાં સહી સાક્ષી હોવાથી તે ખત થાયછે. (દી. શા. સ્ટાં. ખુ. ન. ૪૦ સને ૧૮૯૦–૯૧ ફે. ૨૭–૬–૯૧ સ્ટાં. ખુ. વા. ૧ પૃ. ૩૩૨

પોતાની ભોજાઇને દર વરસે અન્ન વસ્ત્ર બદલ રૂ. ૧૩ હયાતી સુધી આપવાનો લેખ ખત થાયછે માટે ક. ૨૨ રકમ ૨ પ્રમાણે બારપટ રકમ ઉપર ખત પ્રમાણે લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૧૨૯ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૨૮–૬–૯૧ સ્ટાં. ખુ. વા. ૧ પૃ. ૩૩૫ ઉપર.

વાયદા ચીઠીમાં સહીને શાક્ષી હોય તો તે ખત થાય છે દી. સ્ટાં. ખુ. નં. ૭૬ સને ૧૮૯૦–૯૧ ફે. ૨૮–૬–૯૧ સ્ટાં. ખુ. વા. ૧ પૃ. ૩૩૭ તથા ખુ. ન. ૪૨ સને ૧૮૯૪–૯૫ ફે. તા. ૧૯–૬–૯૫ આપ. ભાર પૃ. ૫૦ તા. ૧૨–૯–૯૫ ઉપર ).

* "૬૮ાા બાકીલેણા ધણી રજુ સંવત ૧૯૪૬ ના જેઠ વદી ૧૩ સુધી હા. પોતે અંકે રૂપીયા પોણીઓગણોતેર કંપની લેણા છે" ( સહી તથા સાક્ષી ) આ ખાતું ખત છે એમ સ્ટાં. ખુ. નંબર ૪૬ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૪–૬–૯૧ ( વો. ૧ પૃ. ૨૬૪ ઉપર ) ના આધારે ઠરાવ્યું (જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૭૧ સને ૧૮૮૯–૯૦ ફે. ૭–૭–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૬૩ ઉપર.

* ખતની લાગતના સંબંધે પરીશીષ્ટ ૧ રકમ ૮ છે તે ઠેકાણે ખતના બીજા આઠ આઠ પ્રકાર બતાવ્યા છે તે પૈકી કેટલાક પ્રકારમાં તો "ખત" એ શબ્દ "લેખ"ના અ-

---

* આવી જાતનાં ખાતાં સહી સાક્ષી છતાં કબુલત ગણવા ઠરાવ્યું છે ( જુ. દી. શા. ખુ. નંબર ૭૩ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૬–૧૧–૯૩ સ્ટાં, ખુ. વો. ૩ પૃ. ૩૨૬) તેટલુંજ નહીં પણ તેમાં લખ્યું છે કે આ ખુલાસો કર્યો તે વખતે હાલના જે ઠરાવો કરવામાં આવ્યા છે તેનું ધોરણ સ્પષ્ટ પણે નજર આગળ રહ્યું નથી.

* ખતના આઠ પ્રકાર નીચે મુજબ નિબંધથી જણાય છે.

ક "ખત" એ શબ્દ "લેખ" ના અર્થમાં વાપર્યો છે તેવા પ્રકાર.

| | | |
|---|---|---|
| ૧ અદલા બદલીનું ખત. | ૩ ગીરવી પાછું આપવાનું ખત. | ૫ વહીવટનું ખત. |
| ૨ ગીરવી ખત. | ૪ તોડ જોડીનુ, ખત. | ૬ વેચાણ ખત. |

ખ "ખત્ત" એ શબ્દ ખતની વ્યાખ્યા આપી છે તે અર્થમા વાપરેલો છે તેના પ્રકાર.

(૧) નિર્જોમચી ખત, ( ૨ ) હુદ્દાની જમાનીનું ખત.

થમાં વાપરેલો છે આવા ૬ છે ને બાકીના બે પ્રકારમાં નિર્જોખમી ખત નંબર ૧૯ તથા જુદાની જમાનીનું ખત નંબર ૩૬ માં " ખત " એ શબ્દ નિબંધમાં આપેલી વ્યાખ્યામાં આપેલો છે તે અર્થે વાપરેલો છે એમ નિબંધ તથા પરીસીષ્ટનો વિચાર કરવાથી થાય છે. એટલે એ પ્રકાર " ખત " ના પેટા પ્રકાર કહેવાને હરકત નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩-૯-૯૧ સ્ટાં. ખુ. વો. ૨ પૃ. ૫૩.

" આજરોજ હીસાબ કરીને આ ચીઠ્ઠી લખી આપી છે તેના જામીન આપ્યો છે વાયદો એક માસનો કર્યો છે," આ વાયદા ચીઠીમાં સહી ને સાક્ષી છે માટે ખત થાય છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧૨-૧૧ સ્ટાં. ખુ. વો.૨ પૃ. ૧૧૭ તથા ખુ. નં ૪૫ સને ૧૮૯૨-૯૨ ફે.૨૮-૯-૯૩ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૨૪૭ તથા ખુ. નં. ૨૧-૨૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૯-૯૩ સ્ટાં ખુ. વો. ૩ પૃ. ૨૫૧-૨૫૩.

લખી આપનારે પોતાના ખાતાનો નિકાલ કરી દેવા પડતા રૂપિયા પેટે ડાંગર કળશી ૨ાા આપવાનો અને તે ન અપાય તો લેખની મિતીના પીઠ ભાવે રૂ. ૫૫ આપવાનો કરાર કરી આપ્યો છે તેથી તે લેખ ખતના ત્રણ પ્રકાર બતાવ્યા છે તે પૈકી પેહેલા પ્રકારમાં આવે છે ( દી. શા. સ્ટાં. ખુ. ન. ૮૪ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૯-૫-૯૨ સ્ટાં. ખુ. વો. ૨ પૃ. ૧૬૮.

કરી આપનારની સહી બીજાએ કરી હોય તો, તે સાક્ષીદાર તરીકે સહી કર્યાનું ગણવું પ્રશસ્તનથી તેમ સાક્ષી તરીકે મનાય નહીં માટે ખત થાવ નહીં દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૨-૧૦૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૯-૧૧-૯૦ તથા ૧૫-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૦૧-૩૦૨ જુઓ) તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૬ સને ૧૮૯૦-૯૧ ફે. ૮-૧૦-૯૨ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૭.

દેવું નક્કી કરી વ્યાજ આપવાનો કરાર કરી આપ્યો છે. અને મુદ્દલ તથા વ્યાજની ફેંઠ થવા માટે લખી આપનારનું બીજા લોકો તરફ લેહેણું હતું તેની ઉઘરાણી લખી લેનારે કરી વસુલ આવે તે જમા કરવા વિષે તથા બાકી આપવા વિશે, દસ્તાવેજ લખી આપ્યો છે. આ દસ્તાવેજ ગીરો ખત ન છતાં ખત થાય છે. લેહેણું વસુલ કરી જમા કરવાનો અધિકાર આપેલો છે એટલાજ કારણથી એ કરાર મુખત્યાર પત્રના સ્વરૂપનો થતો નથી. કેમકે ઉઘરાણીમાંથી લેઈ વસુલ કરવા લખેલું છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૪-૧-૯૩ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૪.

લખી લેનારની ભેંશ દુધ તથા ઘી વીગેરે ખાવા, લખી આપનારે પેજે રાખી તેના બદલામાં તેની ખોરાકી પોતાને માથે રાખી રૂ. ૧૨ લખી લેનારને આપવા લખેલું છે સહી છે પણ સાક્ષી નથી તેથી ખત થતું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૫૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૦-૨-૯૩ વો. ૩ પૃ. ૭૬.

રોકડા રૂપીયા ઉપાડી તેને બદલે માલ આપવાનો વાયદો કર્યો છે. આ દસ્તાવેજમાં સહી છે પણ સાક્ષી નથી તેથી ખત થતું નથી. દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૨-૯૩ ફે. ૨૭-૪-૯૩ વો. ૩ પૃ. ૧૪૮.

દાણા પૈકી ડાંગર સંવત ૧૯૪૬ ની સાલની બાકી છે તે આજથી ૮ દીવસની અંદર અમે આપશું એવા મજકુરના લેખ તળે સહી છે સાક્ષી નથી તેથી ખત થાય નહીં દી. શા.

સ્ટાં. ખુ. ન. ૯૦/૯૨–૯૩ ફે. તા. ૧૦–૯–૯૩ સ્ટાં. ખુ. વા. ૩ પૃષ્ટ ૧૯૬

[1]દસ્તાવેજના લખનારે લખી આપનારની સહી તેના કહેવાથી કરી પછી પોતે એ દસ્તાવેજ ધણી એના કહેવાથી લખ્યો એમ પણ લખ્યું છે. તેને સાહેદી ગણવાને હરકત નથી, દી. શા. સ્ટાં. ખુ. નંબર ૯૬ સને ૧૮૯૨–૯૩ ફે. તા. ૧૦–૯–૯૩ સ્ટા. ખુ. વા. ૩ પૃ. ૨૦૩

રૂપિયા ૭ દેવાનો વાયદો કરી સહી કરી આપીછે ને લખનારનું લખીતંગ સહી થયા પછી થયું છે. તેથી તે સાક્ષી તરીકે ગણાય, ને ખત થાયછે. દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૦૩ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૧૫–૯–૯૩ સ્ટા. ખુ. વા. ૩ પૃ. ૨૧૫ તથા ખુ. નં. ૪૨ સને ૧૮૯૪–૯૫ ફે. ૧૯–૬–૯૫ આ. પ. ભા. ૨. પૃ, ૫૦ તા. ૧૨–૯–૯૫ તથા ખુ. નં. ૬૭ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૧–૬–૯૫ આ. પ. ભા. ૨ પૃ. ૬૫ તા. ૧૯–૯–૯૫

છેવટ મજકુર પુરો થયા પછી લખનારના દસ્કત કર્યા હોય ને પછી દેણદારે સહી કરી હોય તો તે પ્રસંગે લખનારને સાક્ષી તરીકે ગણવાનો નથી દી. શા. સ્ટા. ખુ. નંબર ૯૨ સને ૧૮૯૨–૯૩ ફે. ૨૮–૯–૯૩ સ્ટાં. ખુ. વા. ૩ પૃ. ૨૫૪ દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૨૦/૯૨–૯૩ ફે. તા. ૯—૧૧—૯૫

બળદ ભાડે રાખી તેનું ભાડું દસ મણ દાણા તથા મુદત પુરી થયે બળદ પાછો આપવો એવા મજકુરનો લેખ કરી આપ્યો છે. સ્થાવર મિલકત ભાડે રાખેલી હોય તો કબુલત થાય કલમ ૩ ની રકમ ૩ પ્રમાણે આ લેખ ખત થાયછે દી. શા. સ્ટાં. ખુ. ન. ૩૭ સને ૧૮૯૩–૯૪ ફે. તા. ૩–૭–૯૪ સ્ટાં. ખુ. વા. ૩ પૃ. ૩૭૯

"રૂપીયા ૧૩૯૧ બાકી દેવા કાડયા છે. સાનમાં હુકમનામા લખી આપ્યાં છે તેની બજાવણી અમારે કરાવવી, સદરહુ ઇસમો ઉપર દરખાસ્તો આપવામાં અગર તેના ઉપરથી કિર કોલ વિગેરે કામ ચાલે તો તેના ખર્ચમાં જે પૈસા જોઇએ તે તમારે આપવા ને તમારા ખર્ચમાં જોખેલા પૈસા ઉછીના જે વસુલ થાય તેમાંથી જોખેલા પૈસા કાપી લઈ અમારા લેણામાં જમા કરવા" આ મજકુરનો દસ્તાવેજ ખત છે દરખાસ્તો આપી વસુલ કરવા, જમા કરવા વિગેરે મજકુર અંગ ભુતછે. દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૧૨૪ સને ૧૮૯૨—૯૩ ફે. ૧૬-૭-૯૪ સ્ટા. ખુ. વો. ૩ પૃ. ૩૯૩

અન્ન વસ્ત્રની રકમ દરસાલ રૂા. ૬૫ આપવાનું લખ્યું છે તથા રૂા. ૧૦૦ ની કિંમતનું ઘર રેહેવા આપ્યું છે આ મજકુરનો દસ્તાવેજ ખતને કરાર થાય છે. [ સહી સાક્ષી છે ] અન્ન વસ્ત્રની રકમ કલમ ૨૨ રકમ ૨ પ્રમાણે બારપટ કરી તે ઉપર ખતની લાગત લેવી રૂા. ૧૦૦ નું ઘર રેહેવા આપ્યું તે ઉપર ખત પ્રમાણે સ્ટાંપ લાગત પડી શકે નનહીં તેથી તે કરાર થાય છે દી. શા. સ્ટાં. ખુ ન. ૨૯ સને ૧૮૯૨–૯૩ ફે. ૯–૮–૯૪ આ. ભાર. ૨. પૃ. ૧૧૬.

" ૯૫ ) શ્રાવણ વદ ૧ અંકે રૂપિયા પંચાણું પાછલા ખાતા તમામનો હિસાબ સમજી આજદિને બાકી પડયા તે દેવા તેનું બ્યાજ માસ ૧ રૂ. ૧ તેરીખ ટકા ૦ાા લેખે ચઢે + + + તે ભરીને આપીયે + + + આ લખ્યું તે સહી [ લખી આપનારની સહી ] લીં. ભટ્ટ. લલુ ગવરીશંકર ધણી રજુ લખ્યું છે " તેથી જણાશે કે સહી થયા પછી ખાતું લ-

---

૧ આ લેખ નીચે સહીનો મજકુર એવો હતો કે, "લી. કોલી રામા ભગાની ઉપર લખ્યા પ્રમાણે સહી દા. મેમણ તારમામદ હામદ ધણી એના કહેથી લખ્યું છે."

ખનારે લખીતંગ કર્યું છે તે સાક્ષી તરીકે માનતાં ખત થાય છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૫૮

ખાતામાં " દેવા શબ્દ લખ્યો છે ને સહી સાક્ષી છે તેટલાજ ઉપરથી તે ખત થતું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૬ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૩૯ તા. ૨૨-૧૧-૯૪.

[ ૪ ] "ચેક', એટલે કોઈ સાહુકાર પાસે જેના પૈસા હોય, તે તે શાહુકાર ઉપર જે "ચેક" એવી ચીઠી લખે કે, તેમાં લખેલા માણસને અથવા તે માણસ કહે તેને અથવા તે ચીઠી લાવે તેને ચીઠી જોતાંજ અમુક પૈસા મારા ખાતામાંથી આપવા, તે ચીઠી.

બ્રીટીશ રાજ્યના સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૬ માં ચેકની વ્યાખ્યા આપી છે તેની સાથે આ રકમ મળતી નથી. સદરહુ રકમ ૬ માં એવા બોલ છે કે "જે બીલ ઓફ એકસચેંજ સાહુકાર ઉપર લખેલું હશે અને માગે એટલે તેનો અવેજ આપવો એવું હશે તે બીલ ઓફ એકસચેંજ એમ સમજવું."

[ ૫ ] "પટો" એટલે સ્થાવર મિલકત કોઈ કોઇને ભાડે કિંવા સાંથે અથવા ઉધડ "પટો" રકમે અથવા બને પ્રકારે ઉપભોગ માટે આપી તેને માટે લેખ કરી આપે છે, તે લેખ-

સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૨ ને મળતી છે.

[ ૬ ] "કબુલાત" એટલે સ્થાવર મિલકત કોઈ કોઇની પાસેથી ભાડે કિંવા સાંથે "કબુલાત" અથવા ઉધડ રકમે અથવા બંને પ્રકારે ઉપભોગને માટે લઈ તે બાબતનો લેખ કરી આપે છે, તે લેખ.

સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૨ ને મળતી છે.

દસ્તાવેજમાં મુદ્દાનો મજકુર એવો છે કે "તમારા બન્ને કારખાનામાં ૭૬ જીન છે અમારા કારખાનામાં ૬૦ જીન છે એ કારખાનાઓ વિષે આપણે એવો કરાર કરીએ છીએ કે તેનો વહીવટ ૧૫ વરસ સુધી અમારે કરવો ને દર વરસનો નફો આપણુ બન્ને પક્ષવાળાઓએ અડધો અડધ સરખે હીસે દર સાલ વેહેચી લેવો. આ કારખાના ઉપર માલકીપણા બાબત ફેરફાર થતો નથી માત્ર વહીવટ કરવો ને ઉપર પ્રમાણે નફો વેહેચવા લખી આપ્યું છે" આ શિવાય નફો મેળવવા સંબંધે કરારો તેમ વેંહેચણુ કરવાના કરારો કર્યાછે તેથી દસ્તાવેજ કબુલાત થાયછે કારણ સ્થાવર મિલકત ઉપભોગ માટે આપીછે [ લખી આપનારને ]'ને ભાડાને બદલે અરધો નફો આપવા ઠરાવ્યું છે માટે પરીસીષ્ટ ૧ રકમ ૨૦ લાગુ થાયછે. દી. શા. ખુ. ન. ૬૯ સને ૧૮૯૩—૯૪ ફે. ૩૦-૩-૯૩ વો. ૩ પૃ. ૩૫૧

[ ૭ ]" ગીરવી ખત " આ શબ્દમાં સ્થાવર મિલકતના કબજા સહિત ગીરવી ખ- " ગીરવીખત. " તનો તથા સ્થાવરના કબજા સિવાય સાનખતનો તથા તારણુ દાખલ જગમ માલ કબજામાં આપી ખત કર્યું હોય, તે ખતનો સમાવેશ થાય છે; અને કાંઈ કરાર પુરો કરવા બાબત તારણુ મુકી તે સબંધમાં જે દસ્તાવેજ થયો હોય, તેનો પણ સમાવેશ " ગીરવીખત " આ શબ્દમાં થાય છે.

સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૩ ને મળતી છે.

કબજા ગીરોના દસ્તાવેજમાં "આ ઘર હાલમાં જીર્ણ થઈ પડી ગયેલું છે માટે સદરહુ ઘર તમે ઈંટોનું નવીન કરાવી વંશપરંપરા ભોગવો, ને નવીન કરાવતાં જે ખર્ચ થાય તે તથા પડે આખડે તેનો ખર્ચ થાય, તે તથા આ ગીરો હક્કના રૂપીયા મળીને કુલ જેટલા થશે તે અવધ પુરી થયે છોડાવવા આવીએ ત્યારે આપે. રૂપીએ છુટે" આવો મજકુર છે આ મજકુર ગીરોનો અંગભુત ગણાય કે ક. ૭ પ્રમાણે ભીન્ન બાબતનો ગણાય? ઠરાવ્યું કે–ગીરોના વેહેવારમાં સાધારણ નિયમ એવો પાળવામાં આવે છે કે ગીરો આપેલી મિલકતના રક્ષણને માટે જે ખર્ચ ગીરો રાખનારને કરવો પડે તે ગીરો મિલકતનો અંગભુત ખર્ચ માનવામાં આવે છે. તેમજ ગીરો મિલકત ઉપરના હક્કનું સંરક્ષણ થવા માટે જે ખર્ચ થાય તે ખર્ચ પણ અંગભુત છે અને એવા ખર્ચ વિષે દસ્તાવેજમાં ઉલ્લેખ હોય તોપણ તે જુદી બાબત નથી. અંગભુત કરાર કીયા કીયા તેનો નિર્ણય દરેક દસ્તાવેજના સ્વરૂપથી નક્કી કરવો જોઇએ. વળી એવો પણ સાધારણ નિયમ છે કે ગીરો મિલકત સંબંધે વ્યવસ્થા શી રીતે રાખવી, તથા સાધારણ દુરસ્તીની વ્યવસ્થા શી રીતે કરવી તે વીગેરે બદલ સ્પષ્ટ લખ્યું હોય નહીં તોપણ જે બાબતો ગીરોના કરારના પેટામાં કાયદા, ને દેશ રીવાજ પ્રમાણે આવી જાય છે તે કરારો દસ્તાવેજમાં સ્પષ્ટ લખ્યા હોય તોપણ તે પેટાનાજ કરાર છે; એવી બાબતો શિવાય બીજી બાબતો સ્વતંત્ર છે. આ દસ્તાવેજમાં પડયા આખડયા બાબત મજકુર છે તે ગીરો વ્યવહારનો ભાગ છે પણ નવું ઘર બાંધવાનો બોજો માથે લેવો તે જુદો દસ્તાવેજ થઈ શકે એવા પ્રકારનો કરાર છે. નવુ ઘર બાંધવા કેટલો ખર્ચ થશે તે રકમ નથી, તેથી પ. ૧ રકમ ૬ પ્રમાણે રૂા. ાાનો સ્ટાંપ જોઇએ પણ શાહુકારે ધ્યાનમાં રાખવું કે ક. ૨૩ પ્રમાણે અધિક રકમનો દાવો તે દસ્તાવેજ ઉપરથી થઈ શકશે નહીં તેથી નોંધણી કામદારે રકમ લખાવી લઈ તે ઉપર રીતસર સ્ટાંપ લેવો ને મોઘમ જવાબદારીની સમજણ આપા છતાં મોઘમજ રાખવા માગતા હોય તો રૂા. ાા જો સ્ટાંપ લેવો. [ જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨. નંબર ૧૪ સને ૧૮૮૯–૯૦ ફે. ૨૫–૭–૯૦ લખી લેનાર મગનલાલ હરજીવનદાસ વિ. નીરાંત, રણછોડ ભા. ૧ પૃ. ૩૭ ઉપર] તથા દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૪ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૮–૧૧–૯૧ વા. ૨ પૃ. ૧૧૧

[1] "રૂપીયા [ અમુક ] દેવા તે મુદલ તથા વ્યાજના બદલામાં ખેતર વરસ [અમુક] સુધી ખાવા આપ્યું છે ને કબજે આપ્યું છે ઉત્પન્ન ગમે તેને ખેડવા આપી તમારે લેવું મુદત પુરી થયે અમારે તમારે લેવા દેવા નથી ને અમારૂં ખેતર પરત અમને આપવું કોઈ વરસ અસમાની સુલતાની થાય તો તે વરસ મજરે આપશું" આવા મજકુરનો દસ્તાવેજ ગીરોખત છે. કારણ કે ઉપજનો હીસાબ લેવાની જરૂર ન રાખતાં તે ઉપજમાંથી કરજે આપેલી વ્યાજ સુધાંતની રકમનો ફડચો ઠરાવેલી મુદતમાં થઈ જાય છે [ જુ. સ્ટાંપ ખુ. ૨. નંબર $\frac{૩૭-૪૧}{૮૯-૯૦}$ $\frac{૪૨-૬૭}{૮૯-૯૦}$ $\frac{૫૯}{૯૦-૯૧}$ ફે. તા. ૩૧–૧૨–૯૦ તથા ન. ૫૯ નો ૧–૧–૯૧ વો. ૧

---

૧ આ દસ્તાવેજ ઓઘા છુટના કહેવાય છે- ( કાઠીયાવાડ,ડીરેકટરી ભા, ૧ પૃ, ૪૯૬ અ ) ઉપરના આધારથી ઓઘા છુટ એટલે મુકરર કરેલી મુદત સુધી લીધેલા રૂપીયા પેટે સાહુકારના કબજામાં ગીરો તરીકે સ્થાવર મિલકત ઉપભોગ માટે સોંપવામાં આવે છે અને તે એવી શરતથી કે મુકરર કરેલી મુદત વીત્યા પછી કંઈ રકમ આપ્યા શિવાય કબજામાં આપેલી મિલકત ગીરો આપનારને સાહુકારે પાછી સોંપવી ઓઘા છુટને પુળાછુટ, વીડાછુટ, વીગેરે નામ પણ વપરાય છે,

પૃષ્ટ ૧૨૩ થી ૧૩૩ ને ૧૩૬ થી ૧૩૮ સુધી તથા દી. શા. સ્ટાં ખુ. ૨ ન. ૧૪૦ સને ૧૮૯૦ –૯૧ ફે. તા. ૧૫–૮–૯૧ વો. ૨ પૃ. ૨૦

અમુક રકમ સુધી ખપ પ્રમાણે ઉપાડ કરવામાં આવે તે બદલ ઈલાહીદા ખાતું પાડી આપવામાં આવશે તથા ઉપાડ કરેલી રકમો માટે વ્યાજ, મનોતી, દીવાલી સરપાવ આપવામાં આવશે " એવી શરતો છતાં જે ઉપાડ કરવામાં આવશે તે બાબત સ્થાવર મીલકત સાનમાં આપ્યાનું લખ્યું છે તેથી તે ગીરોખત થાય છે. કારણ કરાર પુરો કરવા બાબત તારણ મુકી તે સંબંધમાં આ દસ્તાવેજ થયો છે [ જી. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૪ સને ૧૮૮૯–૯૦ ફે. તા. ૬–૪–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૭૫ ઉપર ).

"તમને ઘરની મુખત્યારી આપીએ છીએ તો એ ઘરનું રેહેઠાણ કરવા તમે મુખત્યાર છો. અમો ત્રણ ભાઈ પૈકી કોઇથી વેચાણ બક્ષીસ થાય નહીં. ગીરવી મુકવાનો હક્ક અમારો નથી. ઘરનો ઉપલો ભાગ મેડો તમારી નજર પડે તો સમરાવો. પડે તો સમો કરાવવા મુખત્યાર છો, મેડો સમરાવતાં ખર્ચ થાય તે ખરચેલા રૂપીયાનું વ્યાજ ૪ આના લેખે તમારે વ્યાજ સાથે રૂપીયા ભાડામાં વસુલ લેવા મુખત્યાર છો, રોકડા અમે આપશું નહીં ભાડામાં વસુલ કરવા દાવો કરેલો તે માંડી વાળ્યો છે" આવી મતલબનો દસ્તાવેજ ગીરોખત છે કારણ અમુક કરાર પુરો કરવાના હેતુથી તારણ દાખલ ઘર સોંપ્યાનું જણાય છે. મેડો સમરાવવાના ખર્ચ બદલનો મજકુર ગીરોનો અંગભુત છે. દાવાઅરજીની નકલ ધ્યાનમાં લેતાં પણ ગીરો લેખ ઠરે છે. [ દી. સ્ટા. ખુ. ૨. નંબર ૪૯ સને ૧૮૯૦—૯૧ ફે. તા. ૧૭–૬–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૦૭ ઉપર.

"અમુક રકમ સુધી ઉપાડ કરીશું તેનું વ્યાજ આપીશું." ખાતે બાકી કેટલી રાખવી તે જણાવ્યું નથી પણ બાકી રહે તે લવા તારણ દાખલ સ્થાવર મીલકત લખી આપી છે. તેથી તે દસ્તાવેજ ગીરોખત છે મો બદલો લખ્યો નથી માટે તારણ મુકેલી મીલકતની કીમત રજુ કરનારથી નકી કરી તે ઉપર સ્ટાંપ લાગત રીતસર લેવી [ સ્ટા. ખુ. ૨. નંબર ૬૩ સને ૧૮૯૦—૯૧ ફે. ૧૭–૬–૯૧ ખુ. ખુ. વો. ૧ પૃ. ૩૦૯. તથા દી. શા. સ્ટા. ખુ. નંબર ૮૫ સને૧૮૯૦–૯૧ ફે. ૬–૧–૯૩ વો. ૩ પૃ. ૩૩

જંગમ મિલકત લખી લેનારને કબજે સોંપી નથી તેથી ગીરોખત થતું નથી [ જુઓ. દી. શા. સ્ટાં. ખુ. ૨. નંબર ૧૫૬ સને ૧૮૯૦—૯૧ ફે. ૩૧-૭-૯૧ વો. ૧ પૃ. ૪૦૬ દી. શા. સ્ટા. ખુ. નં. ૩૬ ૯૦–૯૨ ફે. ૮-૧૦-૯૨ વો. ૩ પૃ. ૭ તથા ખુ. નં. ૬૭ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૧-૬-૯૫ આ. ૫. ભા. ૨. પૃ. ૬૫ તા. ૧૯-૯-૯૫

ગીરોખતમાં ગીરોનો મુખ્ય કરાર કરી ગાહાણ લાહાણનો અથવા દુલ થવાનો કરાર [ શરતો ] કર્યો હોય, એટલે તેમાં દર્શાવેલી મુદતમાં દેણદારે લીધેલો અવેજ પાછો ફરી ન વળે તો તારણમાં આપેલી મિલકતનું પાકું સ્વામિત્વ દેણુદારનું થાય, એવી શરતો કે કરાર ગીરોખતમાં હોય તો તેનો અમલ કરવોજ જોઇએ એવો નિયમ આ રાજ્યની કોર્ટોએ માનેલો નથી એ કરાર મુખ્ય કરાર નસ્તા મુખ્ય વહેવાર ગીરોનો ગણાય છે માટે તે વેચાણ ખત થાય નહીં પણ ગીરોખત થાયછે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨, નંબર ૪૮ સને ૧૮૯૦–૯૧ ફે, ૭–૯–૯૧ વો. ૨ પૃ. ૬૫ તથા નંબર ૫ સને ૧૮૯૧–૯૨ ફે. ૭–૯–૯૧ વો. ૨ પૃ. ૬૮

તથા દી. શા. સ્ટા. ખુ. નં. ૧૯ સને ૧૮૯૦–૯૧ ફે. ૭–૯–૯૧ વો.૨ પૃ. ૭૦ દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૦ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૬–૭–૯૪ વો. ૩ પૃ. ૪૪૭

લખી આપનારે ૨૫ વરસ સુધી વહીવટ કરવા મીલકત સોંપી છે પણ તે કરાર લખી આપનાર તોડેતો તેની નુકશાની બદલની જવાબદારી તે મિલકત ઉપર નાંખી નથી માટે ગીરોખત નથી [ જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૩ ફે. ૬–૧૦–૯૧ વો. ૨ પૃ. ૧૦૪

ગીરો દસ્તાવેજમાં છેવટના ભાગે "આ ખત તમો ગુજર્યા પછી શ્રી લક્ષ્મીનારાયણ દેવના થાળમાં રૂપિયા જાય" આવો મજકુર છે તથા તાજા કલમમાં "આ રૂપિયાના માલિક તમારા ગુજર્યા પછી શ્રી સ્વસ્થાન વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવના ગાદીના આચાર્ય શ્રી વિહારીલાલજી ભગવતપ્રસાદજી માહારાજ છે" આવો મજકુર છે. આ મજકુર ગીરો ખતનો સંગભુત છે, કેમકે ખતનો અવેજ લખી લેનાર, અથવા તેની વતી તે જેને ઠરાવે તેને કાયદા મુજબ મળી શકે, માટે તે સંબંધી કરાર અંગભુત ગણવો જોઇએ (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૫ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૨૯–૫–૯૨ વો. ૨ પૃ. ૧૭૬

આડ ગીરો રાખનારે મુળ ગીરો આપનાર પાસેથી આડ ગીરોની અવધ કરાવી લીધી છે એ ગીરો ખત નથી કારણ ગીરો ખત કાંઇપણ પૈસા ધીરેલા અથવા ધીરવાના હોય તેનું વસુલ કરવાના તારણ તરીકે મીલકત ઉપરનો હક આપ્યો હોય તેને સમજવું. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૨ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૦–૩–૯૩ વો. ૩ પૃ. ૯૭

ગીરો ખતમાં "ઉપર લખેલું ઘર અમો અવધ થયા પછી છોડાવીએ તે વખત તમારા ખાતા મધ્યે અમારા પાસે લેહેણું હોય, તે વ્યાજ સુદ્ધાંત આપે ઘર છુટે" એવો મજકુર છે. તથા બીજા ખતમાં પણ "ઉપર લખેલાં ખેતર છોડાવવા આવીએ તે વખત ખાતા મધ્યે લેહેણું રહે તે વ્યાજ સાથે આપે ખેતર છુટે" એવા બોલ છે ખતમાં લખેલી રકમ શિવાય કેટલી જવાબદારી લીધી છે તે નકી થઇ શકે નહીં, તો ગીરો મીલકતની કીમત પુરતી જવાબદારી નાખવા ઠરાવ્યું છે. માટે કીમત પુછી લઇ તે ઉપર સ્ટાંપ લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. ૨. નબર ૮૯ સને ૧૮૯૧–૯૨ ફે. ૩૦–૩–૯૩ વો. ૩ પૃ. ૧૧૫.

ગીરો ખતમાં લખેલું છે કે "સદરહુ ઓરડી મેડીબંધ નથી તેથી મેડી વિગેરે જરૂર પુરતું કામ કરવાનું તમારી નજરમાં આવે તો તમારે સુખેથી કરવું પણ રૂ. ૧૦૦ સુધી કરવું તે કરતાં જાદે કરવું નહીં" આ કરાર સ્વતંત્ર લાગતને પાત્ર છે માટે રૂ. ૧૦૦ ઉપર અથવા કરાર તરીકે રૂ. ૦॥ નો સ્ટાંપ બસછે ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૬ સને ૧૮૯૧–૯૨ ફે. ૩૧–૩–૯૩ વો. ૩–પૃ–૧૨૫.

ગીરો મુકનારે ગીરો રાખનારને લખી આપ્યું હતું કે—"તમારો કાળ થાયતો આ રૂપીયા તમારી પછવાડે ક્રીયાખર્ચ વિગેરે ન્યાતમાં, ઇચ્છા હસ્તક વાપરે, ને ઇચ્છા હયાત ન હોયતો તમારો બાપ કે તમારો ભાઈ વાપરે તમારી પાકી ઉ?.ર થયેથી કાશી બનારસ વિગેરે જાત્રાએ જવું હોયતો, આ ધરાણીયામાંથી રૂ. ૧૦૦) તમોને આપીએ" આવો મજકુર હતો, ઠરાવ્યું કે—આ મજકુર ગીરો રકમની કેવી રીતે ફેડ કરવી તે બાબતનો જણાય છે તેથી તે ગીરોનો અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭ સને ૧૮૯૩–૯૪ ફે. ૨–૧૧–૯૩ સ્ટાં. ખુ. વો. ન. ૩ પૃ. ૨૮૧.

બાકી તાણી, તેમાં વ્યાજ લખી, થાલમાં જમીન આપી છે ને રૂપીયા આપવાનો

વાયદા કર્યા છે નીચે સહી સાક્ષી છે, આવા મજકુરના દસ્તાવેજ ગીરોખત થાય. ને તેમાં વ્યાજનો કરાર અથવા પૈસા કેવી રીતે તથા કયારે પાછા આપવા તે મજકુર ગીરોનો અંગભુત ગણવાનો છે. દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૧૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૩૧૨.

ગીરોખતમાં સાક્ષી હોવાની જરૂર નથી ને સાક્ષી ન હોય તેટલાજ કારણથી તે ગીરોખતમાંથી બાતલ થતો નથી દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૧-૬૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૩૧૪-૩૧૬ તથા સ્ટાં. ખુ. નં. ૯૧-૬૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૩-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૩૭૧ તથા દી. સ્ટાં. ખુ. ન. ૯૬/૯૨-૯૪/૯૩-૯૪/૯૩-૯૪ ફેસલ તારીખ ૨૯-૩૧-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૪૨-૨૪૩ તા. ૨૨-૧૧-૯૪ ઉપર.

" તમારી પાસેથી રૂ. ૨૫૫ નકી કર્યા તે દેવાની મુદત સં. ૧૯૫૦ ના કારતગ સુદ ૨ કરી છે થાલમાં આગતર પાછતર ઉપજ છે, તે ભરાતાં રહે તો વ્યાજ + + દેવું છે તેમાં કાંઈ તકરાર કરૂં તો તેના પેટે ઘર નંગ ૧ તમારી પાસેથી ગીરવા અમોએ લીધેલું તે ઘર તથા તેની સામેનું ઢાળીયું તમને કબજે સોંપશું " આવી મતલબનો લેખ છે આમાં લખેલા કરારો ગીરોના અંગભુત છે દી. શા. સ્ટાં ખુ. નંબર ૯૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૦૫

કબજા ગીરોખતમાં " સંવત ૧૯૫૦ પછી ખેતરો અમારે ખેડવા ઠરે તો કાયદેસર કબુલાત લખી આપી રાખીશું સહી, ને તમો જે ગણોત માગશો તે પ્રમાણે આપીશું " એવો મજકુર છે તે ગીરોનો અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. ન. ૭૪ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૧૬-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૧૧.

ગીરોખતમાં લખેલું છે કે " જમીન તમો હરકોઇને સાંથો અને જે ગણોત ઉત્પન્ન આવે, તેમાંથી સરકાર ધારાના પૈસા જતા બાકીના જે રૂપિયા ફાજલ પડે તે અમોને વ્યાજ પેટે મજરે આપજો, ને વધે તે મુદલમાં જમા કરજો, કોઈ ઘરાક ન થાય ને ખેડવી પડે તો એટલે તમે જાતે ખેડો તો સરકાર ધારો જતાં બાકી એક ફસલના રૂ. ૨૦ વ્યાજમાં જમે કરજો " આ પ્રમાણે લખ્યું છે બીજા દસ્તાવેજમાં " જમીનનો ગણોતીયો ન થાય ને તમારે ખેડવી પડે તો સરકારના પૈસા તમારે ભરવા ને જમીન ખેડી ખાવી તેમાં નફો અમારે બીલકુલ માગવો નહીં " આ પ્રમાણે છે આ બંને દસ્તાવેજમાં લખેલા મજકુર અંગભુત છે કેમકે ગીરો જમીનની આગળ જતાં તકરાર ન પડે તે સારૂ લખ્યો છે દી. શા. સ્ટાં ખુ. નંબર ૪૨ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૧૬-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૨૦

ગીરોખતમાં " મેડાને છજામાં કડેડો તથા ચોકડીઓ વિગેરે નથી તે અમો પાસે રહીને કરાવી આપીએ અગર તમો કરાવો તેના રૂપીયા જે થશે તે અમો આઠ આનાના વ્યાજ સાથે મજરે આપીએ " આ મજકુર જુદી લાગતને પાત્ર છે તેથી દી. શા. સ્ટાં. ખુ, નંબર ૧૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૫-૭-૯૦ નું ધોરણ લાગુ પાડવું ( દી, શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૨૭

ગીરોખતમાં ગીરો આપેલા ઘરનું ભાડું વ્યાજ પેટે ભરવા એટલે લખી લેનાર તે ઘરમાં રહે તો રૂ. ૧૨ વ્યાજ પેટે જમા કરવા ને ત્રીજા માણસને આપે તો પણ ભાડું વ્યાજ પેટે જમા કરવું "આવો કરાર છે તે અંગભુત છે દી. શા. સ્ટા. ખુ. નં. ૬૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ સ્ટાં. ખુ. વો. ૩ પૃ. ૪૪૭.

લેખ સ્થાવર ગીરોખત છે તેમાં "આ ખેતરની દાણ સરકારમાં ભરવાની છે તે અમે તથા તમે બંને નિમોનિમ ભરીશું." આવો મજકુર છે તે ગીરોનેઅંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. ન. ૫૦ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૪–૮–૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૨૯

સરકાર ધારાની રકમ ગીરો આપનારે પોતાને માથે રાખી એવો કરાર લખ્યો છે કે "સરકારી ફારમ જે ભરવી પડે તે રકમ દરસાલ અમારે ખાતે લખજો ને તે રકમ ઉપર લખ્યા ખેતરની ઉપજમાંથી મજરે લઇ વધારો મુદ્દલમાં જમા કરજો ,, તે કરાર સ્વતંત્ર નથી સરકાર ધારો ભરવાની જવાબદારી જમીનના માલીક ઉપર હોય છે તે ગીરો રાખનારે પોતા ઉપર લીધી હોય તોપણ તેવો કરાર અંગભુત ગણવાનો છે. નોંધણીશેરા નંબર ૨૪૦ તા. ૧૫–૧–૯૪ નો નિર્ણાયક માની શકાય નહીં માટે તે વિશે ફરી વિચાર થવા જેવું લાગે તો નોંધણી ખાતેથી વિચાર થવો દી. શા. સ્ટાં ખુ. નં. ૧૦૧ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૪–૮–૯૪ આ, ૫. ભા. ૨ પૃ. ૧૨૯.

ગીરો ખતમાં "ઉપર લખ્યા પ્રમાણે સાંતીની પેદાસનો થાલ ભરવા લખી આપેલું છે તે પ્રમાણે ભરવી છે તેમાંથી ઉપર લખ્યા રૂપીયાનું વ્યાજ તથા સરકાર વિઘોટીના રૂપીયાને વિગેરે ઉપાડબાદ જતાં જે અમારા રૂપીયા વધે તે ઉપર લખ્યા રૂપીયાને પેટે જમે કરજો" આવો મજકુર છે તે ગીરો વ્યવહારમાં ઉપાડેલા કરજનું વસુલ કેવી રીતે લેવું એ વીશેનો છે તેથી તે ગીરોનો અંગભુત છે. દી. શા. સ્ટાં. ખુ. ન. ૫૬ ૫૭ સને ૧૮૯૪–૯૫ ફે. ૧૯–૭–૯૫ લખી લેનાર ફીશોર રઘુનાથ.

વંશપરંપરાની નિમણોક કબજા ગીરો આપેલી છે તેના દસ્તાવેજમાં સરકારમાંથી મળવાના રૂપીયા અમારા વતી પરભારા લેવા કુલ મુખત્યારનામું અમે આપ્યું છે કુલ રૂપીયા પતતાં સુધી તે મુખત્યારનામું કાયમ રહેશે ને અમારાથી રદ કરી શકાય નહીં તેમ રદ કરીશું નહીં" આ મજકુર લખ્યો છે તે કબજા ગીરોનો અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૬–૯૭ ફે. તા. ૧૭–૭–૯૭ શા. જેહાલાલ ત્રીભોવન રે. દામનગર લ. લાખા દેવાઇતિનો દસ્તાવેજ.

( ૮ ) "પાવતી" એટલે કર્જ વાળવામાં કોઈ કોઇને પૈસા અથવા કિંમતી દસ્તાવેજ કિંવા જંગમ માલ પોહોંચ્યાનો અથવા કર્જ પુરૂં કિંવા થોડું વાળ્યાનો અથવા છુટ મુક્યાનો લેખ લખી આપે છે, તે.

"પાવતી."

આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૭ ને મળતી છે.

સ્થાવરના વેચાણ ખત નીચે સાક્ષી કરનાર ઇસમે "નાણા (૩૮૦૦) આ ઘર ઉપર લેણા હતા તે પોહોંચ્યા છે" લખ્યું છે આ મજકુર પાવતી છે. (દી. સ્ટાં. ખુ. ૨ નં. ૩૦ સને ૧૮૯૦–૯૧ ફે. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ. ૧ તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૫૭ સને ૧૮-૯૧–૯૨ ફે. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ. ૧૩

સ્થાવરના વેચાણ ખતના છેવટના ભાગે "હું ગીરોદાર + + જત ઉપર લખેલા રૂપીયા મને મળ્યા છે. ને સદર ઘર ઉપરથી મારો ગીરો હક્ક ઉઠાવ્યો છે માટે કોઈ મારા તરફથી દાવો કરે તે રદ્દછે" આવો મજકુર છે ને સાક્ષીદારે સાક્ષી તરીકે સહી કરેલી હતી તેથી તે પાવતી થતી નથી પણ ફારકતી છે કેમકે માત્ર રૂપીયા પોચ્યા એટલુંજ નથી પણ હક્ક છોડયો છે એવું લખ્યુંછે (દી. શા. સ્ટાં. ખુ. નં. ૪ સને ૧૮૯૨–૯૩ ફે. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ. ૬.)

( ૯ ) "વ્યવસ્થાપત્ર" એટલે મૃત્યુપત્ર ન હોય એવા પ્રકારનો, સ્થાવર કિંવા જંગમ

"વ્યવસ્થાપત્ર." માલ મિલકતની વ્યવસ્થા પોતાની હયાતીમાં અમલમાં આણુવા વિષે-નો કોઈપણ લેખ, જે—

(ક) લગ્ન બાબત કર્યો હોય,

(ખ) વ્યવસ્થા કરનારની માલ મિલકત તેના કુટુંબમાં, કિંવા જેમને માટે કાંઈ તજવીજ કરવાની તે ઇચ્છતો હોય તેમને વહેંચી આપવા માટે કર્યો હોય; અથવા

(ગ) કોઈપણ ધર્મ સંબંધી કિંવા દાન ધર્મ સંબંધી કારણ માટે કર્યો હોય, તે.

"વ્યવસ્થાપત્ર" આ શબ્દમાં સદરહુ પ્રકારની વ્યવસ્થા કરવા વિષે લેખી કરાર કર્યો હોય તેનો સમાવેશ થાય છે.

આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૯ ને મળતી છે.

"બાઈ હશા જોગ લી. વોહોરા મહમદ આદમ જત તમે અમારી સાથે નિકો કરયો છે તેથી અમારી મિલકત ઘર ૧ તથા જમીન સરવે નંબર ૪૨ ની તમારી હયાતી સુધી ખાવા આપી છે તમે ગુજર્યા પછી અમારા વારસોનો હક્ક છે તમારે વેચવી નહીં" આ મજકુરનો દસ્તાવેજ વ્યવસ્થાપત્ર છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૩ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૧-૪-૯૧ વો. ૧ પૃ. ૧૯૪.

લખી આપનારે પોતાની વિધવા કાકીને ( લખી લેનારને ) તેની હયાતી સુધી લેખની તારીખથી ઉપજીવિકામાં કેટલીક સ્થાવર મિલકત આપી છે ને લેખ કરી આપ્યો છે આ દસ્તાવેજ વ્યવસ્થા પત્ર છે (દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૮ સને ૧૮૯૦--૯૧ ફે. ૩૧-૭-૯૧ વો. ૧ પૃ. ૪૦૧. *

"તમારી સાથે મારા નિક્કા થવા મુકરર કર્યું છે નિકામાં મેહર બદલ સુના રૂપાના દાગીના કિંમત રૂ. ૧૦૦૦ ના આપવાના ઠરાવ્યા પ્રમાણે મેં તમોને આપ્યા છે માટે પોતાની માલકીપણાથી પોતાની મરજી મુજબ ઉપયોગ કરવાને બાઈ મજકુર માલીક મુખત્યાર છે હમારો હક યા દાવો રદ થાય." આ લેખ વ્યવસ્થા પત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૧ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૪-૧૨-૯૨ વો. ૩ પૃ. ૩૧.

કેટલીક જમીન મોજે પાહાડાના ગંગનાથ મહાદેવને શિવાર્પણ કરી કેટલાક કરાર કરી આપ્યા છે. દાન ધર્મના કારણસર કરેલી વ્યવસ્થા, વ્યવસ્થા પત્ર થાયછે (દી. શા સ્ટાં. ખુ. નંબર ૨૨ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧-૯૩ વો. ૩ પૃ. ૩૯.

સ્થાવર મિલકત પોતાની હયાતીમાં દેવને કૃષ્ણાર્પણ, દાન, કર્યાનો લેખ કરી આપ્યો છે તે વ્યવસ્થાપત્ર છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૪-૧-૯૩ વો. પૃ. ૩૪૯.

મીલકત પોતાની હયાતીમાં આપી દીધી છે પણ તે ધર્માદાય તરીકે આપ્યાનું જ-

* વ્યવસ્થાપત્રની વ્યાખ્યામાં આ લેખનો સમાસ થતો હોય એમ અમને લાગતું નથી. ( જૂવો રકમ ક, ખ, ગ, ) પણ કરાર થાય ( જૂઓ છીવાઈમાં આપેલી સ્થાવરજંગસનો લેખ વો. ૩ પૃ. ૩૫ ઉપરનો ખુ. ન. ૧૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧-૯૩ નો.)

ણાતું નથી તેથી પોતાના ગોરને આપ્યા છતાં પણ તે બક્ષીસપત્ર થાય છે દી. શા. સ્ટાં. ખુ. ન. ૫૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૧-૨-૯૩ વો. ૩ પૃ. ૮૧ તથા ખુ. નં. ૮૦/૯૩-૯૪ ફે. ૯-૮-૯૪ સ્ટાં. ભા. ૨ પૃ. ૧૧૩

ધર્મશાળાની જગા, મંદીર કરવા, તથા સદાવ્રત ચલાવવા તથા મુસાફર લોકો ઉતરવા સારૂ કરવાના સવડ હેતુથી આપ્યા વિષે દસ્તાવેજ કર્યો છે તેથી તે ધર્મના કારણસર વ્યવસ્થા કરેલી ગણી વ્યવસ્થાપત્ર ગણવું આ લેખમાં એવો છે કે મજકુર “ આ જગોમાં અમો અગર અમારા વાલીવારસો હક, કિંવા દાવો કરવાને આવે તો થયેલી ઈમારતનો જે ખર્ચ થયો હોય તે તમો કેહેશો તે પ્રમાણે ( કિંમતના રૂપિયા ) એટલે ખર્ચના અમો આપીયે તો હક્ક કરીએ ” આ મજકુર સરત તરીકે છે માટે શરતી વ્યવસ્થા પત્ર છે આ દસ્તાવેજમાં આવી શરત, ન લખાય એવો કાયદાનો આધાર જણાતો નથી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૩ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૩-૪-૯૩ વો. ૩ પૃ. ૧૩૩ તથા ખુ. નંબર ૮૫/૯૪-૯૫ ફે. ૬-૬-૯૫ આ. પં. ભા. ૨ પૃ. ૫૫૯ તા. ૨૦-૬-૯૫

કલમ ૩ રકમ ૯ ख પ્રમાણે વ્યવસ્થા પત્ર હોય તો તેમાં જેમને માટે મિલકતની વ્યવસ્થા કરવામાં આવે તે એક કરતાં વધારે માણસ હોવાં જોઇએ દી. શા સ્ટાં. ખુ. નંબર ૩૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૯-૮-૯૪ આં. ભા. ૨ પૃ. ૧૧૩

“ યોગ્યલાગતઆપેલો દસ્તાવેજ. ”

( ૧૦ ) “ યોગ્ય લાગત આપેલો દસ્તાવેજ ” એટલે આ નિબંધ અમલમાં આવવાની તારીખે તથા ત્યાર પછી જે દસ્તાવેજ થયો હોય, તેને આ નિબંધ પ્રમાણે, અને આ નિબંધ અમલમાં આવવાની તારીખ પેહેલાં જે દસ્તાવેજ થયો હોય, તેને તે વખતે જે સ્ટાંપ નિબંધ અમલમાં હતો તે નિબંધ પ્રમાણે, સ્ટાંપ લગાડેલો હોય, તે દસ્તાવેજ.

**આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩ ની રકમ ૧૦ ને મળતી છે.**

**તા. ૧-૮-૮૯ પેહેલાં દસ્તાવેજ થયો હોય પણ તેનો અમલ તા. ૧-૮-૮૯ પછી કિંવા ત્રણ વરસમાં થવાનો હોય, તોપણ આ કલમ પ્રમાણે તે દસ્તાવેજને જૂના નિબંધ પ્રમાણે સ્ટાંપ જોઇએ કેમકે આ નિબંધ અમલમાં આવતાં પેહેલાં થયેલા દસ્તાવેજને જુનો નિબંધ લાગુ છે. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૫ સને ૧૮૮૯-૯૦ ફે; ૨૩-૧-૯૦ સ્ટાં. ખુ. ખુ. કાશીકર કૃત પૃ. ૧૦ ઉપર. )**

પરિશિષ્ટો આ નિબંધનો ભાગ છે.

૪ આ નિબંધને જોડેલાં પરિશિષ્ટો આ નિબંધનો ભાગ છે એમ સમજવું.

આ રકમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪ ને મળતો છે.



# ભાગ ૨.

## સ્ટાંપની લાગત.

### ( ક ) સ્ટાંપની લાગતને પાત્રછે તેવા દસ્તાવેજ.

**૫. નીચે લખેલા દસ્તાવેજમાંના જેને બીજા પરિશિષ્ટમાં લાગતની માફી ઠરાવી છે, તે**

લાગતને પાત્ર હોય તેવા દસ્તાવેજ. શિવાય બાકીના દસ્તાવેજને પેહેલા પરિશિષ્ટમાં લખ્યા પ્રમાણે લાગત લાગશેઃ--

(૧) પેહેલા પરિશિષ્ટમાં કહેલો દરેક દસ્તાવેજ, જે સને ૧૮૮૯ ના અગષ્ટ મહિનાની પેહેલી તારીખે, કિંવા ત્યાર પછી આ રાજ્યમાં થયો હોય તે. દસ્તાવેજ લખી આપનારમાંના કોઈ એકે તે સદરહુ તારીખના પેહેલાં સહી કરી આપ્યો હોય, ને બાકીનાએ પછી સહી કરી આપ્યો હોય, તો તે દસ્તાવેજ આ નિબંધ નીચે આવશે નહીં.

(૨) દરેક હુંડી કિંવા ચેક કિંવા વાયદે ચીઠી, જે સદરહુ તારીખે કિંવા તે તારીખ પછી આ રાજ્યની બાહેર લખેલી હોય અને આ રાજ્યમાં, જે શીકારી હોય, કિંવા જેના પૈસા આપ્યા હોય, કિંવા શીકારવા માટે કિંવા પૈસા મળવા માટે જેનો દેખાડ કર્યો હોય, કિંવા જેના ઉપર શેરો લખેલો હોય, કિંવા જે બીજાના નામ ઉપર કરેલી હોય, કિંવા જે બીજી રીતે વેચાણ કરી, હોય તે; અને

(૩) (હુંડી કિંવા ચેક કિંવા વાયદે ચીઠી આ સિવાય બીજો) પેહેલા પરિશિષ્ટ માંહેલો જે દસ્તાવેજ કોઈ પણ માણસે પેહેલાં કરી આપેલો ન છતાં, સદરહુ તારીખે કિંવા તે તારીખ પછી આ રાજ્યની બાહેર કરેલો હોય, કિંવા આ રાજ્યમાં કરેલી અથવા કરવાની કોઇપણ બાબત સંબંધી કિંવા વાત સંબંધી હોય, તથા જે આ રાજ્યમાં આવ્યો તે દસ્તાવેજ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫ ને મળતી છે.

પેહેલા પરિશિષ્ટમાં જે દસ્તાવેજનો સમાસ થતો નથી તે માફીમાં આવે છે. દત્તક પત્રનો સમાવેશ કોઈ પણ કલમમાં થતો નથી માટે માફી છે (જુઓ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧ સને ૧૮૮૮-૮૯ ફે. તા. ૨૧-૧૦-૮૯ રઘનાથ ભુલજી વિ. મોતીભાઈ ઘોરીભાઈ વડોદરા વત્સલ તા. ૧૧-૪-૯૦ પૃ. ૧૨૦)

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞા પત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ પ્રસિદ્ધ થયા તારીખથી કરવા દી. સ્ટાં. ખુ. ૨. નં ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે. હ. સ્ટાં. ન. ૧૭૪૨/૧૧-૬-૯૩

પરહદમાં થયેલો રૂ. ૧૨૦૦ નો જંગમ સાનનો દસ્તાવેજ છે, તેની એન લાગત રૂ. ૭ મુનસફે લેઇ તે ઉપર શેરો કર્યો છે. આ દસ્તાવેજ સબંધે નોંધણીકામદારે ખુલાસો પુછયો છે કે મુનસફે એન લાગત લીધી તે લેવા તેને અધિકાર છે કે નહીં? ઠરાવ્યું કે તે પરહદમાં થયેલો છતાં તેમાં એવી કંઇપણ બાબત અથવા વાતનો સબંધ લખેલો જણાઇ આવતો નથી કે, તે બાબત અથવા વાત આ રાજ્યની હદમાં કરેલી અથવા કરવાની હોય; તેમજ તે આ રાજ્યમાં હોનારી કંઇપિણ મિલકત સબંધ થયો હોય એમ પણ નથી. તેથી તે લેખ લાગતને પાત્ર એવો ઠરી શકતો નવી. એટલે કલમ ૧૬ લાગુ છે કે નહીં તે ઠરાવવાની જરૂર નથી (દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૫૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૭-૯૧ વો. ૧ પૃ. ૪૧૧

પર હદમાં અમલ થવા માટેનું કુલ મુખત્યારનામું આ રાજ્યમાં રૂબરૂની સહી થવા સારૂ રજુ થાય તો તેને પ. ૧ રકમ ૨૫ ( ख ) મુજબ સ્ટાંપ જોઇએ. કેમકે સહી અહીંના અમલદારની થાયછે. તેથી તે આ હદમાં થયેલું ગણાય (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૦-૯-૯૧ વો. ૨ પૃ. ૯૩ તથા દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૬ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૦-૯-૯૧ વો. ૨ પૃ. ૧૦૨

લેહેણુદારે પોતાના ગુમાસ્તાને હાથે લેહેણાવું ખાતું પોતાને ત્યાં, લખાવી રાખ્યું હોય, અને તે નીચે દેણુદારની સહી અગર લખાણ કંઈ નહોય તો, તે પરીશીષ્ટ ૧ માં આવતું નથી માટે માફીમાં છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૩ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૪-૯૨ વો. ૨ પૃ. ૧૬૬

પરહદમાં ( બ્રીટીશ સ્ટાંપ ઉપર ) મુખત્યાર પત્ર થયેલું ને નોંધાયેલું છે, તે આંહીની કોર્ટમાં રજુ થયું કોર્ટે દસપટ દંડ લઈ પુરાવામાં લીધુંછે, એ ન લાગત બદલ પક્ષકારે આ રાજ્યનો ૪ રૂપીયાનો કાગળ જોડી દીધોછે. ઠરાવ્યું છે કે-પરહદમાં થયેલા દસ્તાવેજને આ હદમાં લાવ્યા પછી છ માસની અંદર સ્ટાંપ કામદાર અને પ્રાંતના સુબા તરફ રજુ કરે તો તેણે નિયમની કલમ ૧૦-૧૧ અન્વયે છાપેલા સ્ટાંપની ટીકટો લગાડવી એવો અધિકાર આપ્યો છે તે પ્રમાણે પક્ષકારે તજવીજ ન કરતાં પરભારો કોર્ટમાં રજુ કર્યો, તેથી કોર્ટે દસ પટ દંડ લીધો તે બરાબર કર્યુંછે પણ એ ન લાગત લીધી નથી તે ભુલ કરીછે માટે લેવી, કેમકે સ્ટાંપ જોડવા નિબંધથી છુટ નથી ( દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૯ સને ૧૮૯૧-૯૨ ફે. ૯-૨-૯૩ વો. ૩ પૃ. ૬૮

"દામોદર જુઠા ચણાની દાળ શેર ૨, તેલ શેર ૧, ધાસ્લેટનો શીશો ૧. ગોળ શેર ૨, ખાંડ શેર ૧ નાળીયેર નંગ ૧, એ રીતે આપજો, તા. ૧૫-૧૦-૯૨" આપા બળવંત (સહી) આવી ચીઠી દુકાનદાર ઉપર લખી માલ મંગાવ્યો હોય તો તે ચીઠી લાગતને પાત્ર નથી કેમકે પરીશીષ્ટ ૧ માં તેનો સમાસ થતો નથી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨-૮-૯૩ વો. ૩ પૃ. ૧૮૫

સ્ટાંપની લાગતને પાત્ર છે એવા દસ્તાવેજ નીચે કરી આપનારની સહી હોવી જોઇએ તે નહોય તો દસ્તાવેજનું સ્વરૂપ ભાગ્યેજ આવે માટે જે દસ્તાવેજ ઉપર સહી નથી તેને કલમ ૫ લાગુ થતી નથી દી. શા. સ્ટાં ખુ. નંબર ૫ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૯૬ તથા ખુ. નંબર ૮૬/૯૦-૯૧ ફે. ૨૧-૬-૯૧ ખુ. બુક વો. ૧ પૃ. ૩૧૫

" ( મિતી ) + + + જોગ લખી આપનાર + + + તેનું ખાતું.[ ઉધાર બાજુએ ] ૧૦૨॥ બાકી લેહેણા કાઢયાં છે, એંકે રૂપિયા એકસો અઢી તેની વિગત ૭૧ા કુંભારધના હેમાના ખાતાના ૩૧ા ધરના નામાના જમલે રૂા. ૧૦૨॥ ) અંકે + + + બાકી કાઢયા છે તે ખરા છે ઉપર લખ્યા પ્રમાણે સહી " ( સાક્ષીઓ ત્રણ જણની છે ) લી. રાવળ કીરપારામ શિવરામ ધણી એ હજુર લખી આપ્યું છે', ઠરાવ્યું કે સ્ટાંપની લાગતને પાત્ર છે એવા દસ્તાવેજ ઉપર કરી આપનારની સહી હોવી જોઇએ તે ન હોય તો દસ્તાવેજનું સ્વરૂપ ભાગ્યેજ આવે. આ દસ્તાવેજ ઉપર સહી ન હોવાથી ક. ૫ લાગુ થતી નથી દી. શા. સ્ટાં ખુ. નંબર ૫૫/૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ ૪૨૫.

લખી આપનારે જાતે લખી "દા. પોતે" એમ લખ્યું છે, તે તેની સહી સમાનજ ગણવું જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૦ સને ૧૮૯૪-૯૫ ફે. ૪-૬-૯૫ આ. ૫. બા. ૨ પૃ. ૬૧૩ તા. ૧૧-૭-૯૫.

**એકજ વ્યવહાર પૂરો કરવા માટે એકથી જાસ્તી કરેલા દસ્તાવેજ માટે લાગત,**

૬ કોઇપણ વેચાણનો કિંવા ગીરવીનો કિંવા વ્યવસ્થાનો કિંવા પટાનો કિંવા કબુલાતનો વ્યવહાર પુરો કરવા માટે એકથી જાસ્તી દસ્તાવેજ કર્યા હોય ત્યારે તેમાંના મુખ્ય દસ્તાવેજને માત્ર પરીસીષ્ટમાં ૧ માં કહેલી લાગત લાગશે, અને બાકીના પ્રત્યેક દસ્તાવેજને માત્ર એક રૂપૈયા પ્રમાણે લાગત લાગશે.

**સદરહુ પ્રમાણે કરેલા દસ્તાવેજમાંથી કિયો દસ્તાવેજ આ કલમના કારણસર મુખ્ય દસ્તાવેજ સમજવો, એ પોતપોતાનામાં ઠરાવવાનો અધિકાર પક્ષકારોને છે.**

**આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૬ ને મળતી છે.**

૧ ગીરોખતમાં ઇલાહીદા કલમબંધી કરી આપી છે એવું લખ્યું છે મુળગીરોખત યોગ્ય કીમતના સ્ટાંપ ઉપર થયેલું છે ગીરોખતને કલમ બંદીનો દસ્તાવેજ એકજ મીતીએ થયા છે તેથી કલમ બંદીનો દસ્તાવેજ રૂપીયા ૧ ના સ્ટાંપ ઉપર થવો જોઇએ પક્ષકારે આઠ આનાના સ્ટાંપ ઉપર કર્યો છે ( કરાર પરીસીષ્ટ ૧ રકમ ૬ પ્રમાણે ) આ રકમ આ નિબંધમાં ઠરાવ ન કર્યો હોય તેવા દસ્તાવેજને સ્ટાંપ લગાડવા વીશે છે માટે લાગત રૂા. ૧ લેવો જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૫૧ પૃ. સને ૧૮૯૦-૯૧ ફે. ૭-૮-૯૨ વો. ૨ પૃ. ૧૪.

૨ પ્રથમ એટલે આ દસ્તાવેજ થયા પેહેલાં ત્રણ વરસે એક કાંધા ખત પક્ષકારો દરમીયાન થયેલું તે કાંધા ખત વાંચી જોતાં એ લેખ સબંધે કંઈ કરવું બાકી રાખ્યાનું તે લેખના મજકુર ઉપરથી નીકળતું નથી. માટે પ્રથમના કાંધા ખતનો વેહેવાર તે ખત પુરૂં થયું ત્યારેજ પુરો થયો હતો એમ માનવું જોઈએ તે કાંધા ખતમાં મીલકત સાનનથી આ દસ્તાવેજમાં સાન લખી છે હાલનો લેખ મુળ વેહેવાર સમંધેજ થયો છે એમ માની તેને કલમ ૬ લાગુ થતી નથી, કેમકે પ્રથમના લેખનો વેહેવાર આ લેખથી પુરો કરવામાં આવેલો નથી. માટે આ દસ્તાવેજ સ્વતંત્ર લાગતને પાત્ર એવા ગીરવી ખતના સ્વરૂપનો છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૭-૭-૯૬

**પ્રત્યેક જૂદી જૂદી બાબતો સબંધી દસ્તાવેજ.**

૭ જૂદી જૂદી બાબતો સબંધી એકજ દસ્તાવેજ થયો હોય, તો તે જૂદી જૂદી બાબતો સબંધી જૂદા જૂદા દસ્તાવેજ થયા હોત તો જે એકંદર લાગત પડી હોત, તે એકંદર લાગત તે દસ્તાવેજને પડશે.

**પેહેલા પરિશિષ્ટમાંની જૂદી જૂદી વ્યાખા જેને લાગુ હોય તેવા દસ્તાવેજ.**

કોઇપણ દસ્તાવેજ પેહેલા પરિશિષ્ટની બે કિંવા અધિક વ્યાખ્યા લાગુ પડે, એવી રીતે તૈયાર કર્યો હોય, તો તેમાંથી જે વ્યાખ્યા સારૂ સદરહુ પરશિષ્ટમાં જાસ્તી લાગત કહી હોય, તે વ્યાખાની લાગત તે દસ્તાવેજને પડશે; અને આ કલમમાંની પેહેલી રકમ તે દસ્તાવેજને લાગુ થતી હોય તો, તે સબંધે તેમાંનો ઠરાવ પણ લાગુ પડશે.

પરંતુ જે કોઇ પણ દસ્તાવેજની યોગ્ય લાગત આપી હોય, તે દસ્તાવેજનો સામો દસ્તાવેજ કિંવા બીજી પ્રત થઇ હોય તો, તેને આ કલમમાંના કોઇ પણ ઠરાવ ઉપરથી એક રૂપૈયાથી જાસ્તી લાગત પડશે નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૭ ને મળતી છે.

૧ વેચાણ ખતમાં આગળના વેહેવારનો ઉલ્લેખ અંતર્ભુત છે. વેચાણ આપેલી જમીન પ્રથમ ગીરો હતી તે જમીન વેચાણ આપી છે એમ લખ્યું છે જે પ્રત્યક્ષ તથા વિશેષ વેહેવાર માટે દસ્તાવેજ થયો હોય તે વેહેવાર માટે સ્ટાંપ જોઇએ. આગલા વેહેવાર શા શા થયા હતા તેનો ઉલ્લેખ દસ્તાવેજમાં હોય તો તે બાબે સ્ટાંપની જરૂર નથી. (જુ. દી. સ્ટાં. ખુ, ૨ નંબર ૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૬-૧૨-૯૦ અરજદાર ઝવેરભાઇ અજુભાઇ વડોદરા વત્સલ પા. ૧૬૮ તા. ૧૩-૭-૯૦ ઉપર)

૨ કબજાગીરો દસ્તાવેજમાં, ગીરો આપેલું ઘર પડી ગયાથી નવીન કરાવવાનું ખર્ચ જે થાય તે મીલકત છોડાવતી વખતે મજરે આપવાનો કરાર લખ્યો છે તે ગીરોનો અંગભુત ન છતાં જુદી જુદી બાબતોનો એક દસ્તાવેજ માનવો જોઇએ (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૫-૭-૯૦ ખુ. ખુ. વો. ૧ પૃષ્ટ ૩૭ ઉપર)

માની પાસે જે મિલકત તથા દસ્તાવેજ હતા તે કબજામાં લઇ તે બદલામાં દિકરાએ માને તેની હયાતી સુધી રૂ. ૩૦૨ વરસદહાડે આપવાનો કરાર તથા તે શિવાય ખર્ચ આપવા સબંધી તથા બીજી બાબતોનો કરાર લખ્યો છે સહીસાક્ષી છે માટે ખત તથા કરાર બંનેની લાગત લેવી (દી. સ્ટાં. ખુ. નં. ૧૭ સને ૧૮૮૯-૯૦ ફે. ૬-૯-૯૦ વડોદરા વત્સલ પૃ ૧૧ તા. ૮-૩-૯૧ ઉપર જુઓ)

"તમારી પાસેથી રૂપીયા ૧૯૨-૪-૦ લીધેલા છે તેના પેટામાં જમીન વીઘાં ૩ વસા ૧૭ લખી આપું છું તે જમીન ઉપર નીચેની વિગતે ગીરો હકનો બોજો છે. રૂ. ૮૨-૪-૦ માટે રૂપીયાનું વ્યાજ નહીં ને જમીનની દાણ નહીં વરસ ૧૦ સુધી ઉત્પન્ન લઇ કબજો છોડવો રૂ. ૧૧૦) નું વ્યાજ રામ ૧૨ લેખે આપવું ને સાનમાં જમીન આપી છે." નો. જા. નં. ૩૯૭ તા. ૨૭-૭-૮૮ પ્રમાણે જુદા જુદા દસ્તાવેજમાંની જુદી જુદી લાગત તથા સ્ટાંપ લેવા એમ લાગતું નથી. માત્ર વસુલ કરવાની રીત જુદી જુદી સમજવી જોઇએ એમ ઠરાવ્યું છે એકંદર રકમની પેટાફેડ આ દસ્તાવેજમાં કરી છે તેથી તે ભિન્નભીન્ન બાબતો સંબંધેનો કહી શકાતો નથી. (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર. ૬૪ ૯૦-૯૧ ફે. ૫-૩-૯૧ વો. ૧ પૃ. ૧૫૪ ઉપર) તથા દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૬ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૭-૩-૯૧ સ્ટાં. ખુ. વો ૧ પૃ. ૧૬૨ ઉપર આ. પ. પૃ. બા. ૨ તા. ૩૦-૪-૯૧ પૃ. ૭૫-૭૬ દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો ૩ પૃ. ૪૦૧

અમુક રકમ સુધી ખપ પ્રમાણે જે ઉપાડ કરવામાં આવે તે બદલ લેણદેણનું ઇલાહીદા ખાતું પાડી આપવામાં આવશે, તથા ઉપાડ કરેલી રકમો માટે વ્યાજ, મનોતી, દીવાલી સરપાવ આપવામાં આવશે, અને તે પ્રમાણે ઉપાડની રકમો બાબત દર વરસે હીસાબ કરવામાં આવશે એવી શરતો છતાં જે ઉપાડ કરવામાં આવે તે બાબત સ્થાવર મિલકત સાનમાં આપ્યાનું લખ્યું છે. ઠરાવ્યું કે આ દસ્તાવેજ લેણદેણનો મુખ્ય નથી વેહેવાર થાયતોજ શરતો પ્રમાણે વર્તવા બંધાયેલા છે તેથી તે કરાર કીંવા કરારની યાદી પૃ. ૧ રકમ ૬ માં આવે

તથા કરાર પુરો કરવામાં તારણ દાખલ સ્થાવર મીલકત લખી આપી છે તેની તે ગીરોખત થાય છે. આ પ્રમાણે કલમ ૭ ભાગ ૨ મુજબ જે વ્યાખ્યા ને માટે જાસ્તી લાગત કહી છે તે લેવી જોઇએ (જુઓ દી શા. સ્ટાં. ખુ. નંબર. ૪૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૬-૪-૯૧ સ્ટાં ખુ. વો. ૧ પૃ. ૧૭૫ દી. શા. સ્ટાં. ખુ. ૯૦/૯૦-૯૬ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૪-૫-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૦૯-૨૫૩

"રૂપીયા લીધા છે તેને પેટે ખેતર અડાણુવટ કરી આપ્યું છે તે રૂપીયાનું વ્યાજ નહીં, ને ખેતરનું વજે અગર વીઘોટી નહીં. અવધ વરસ ૨૦ની કરી છે તે પુરી થયેથી રૂપીયા આપી છોડાવીશું. (લખી લેનાર) તમો તમારી હયાતી સુધી ઉપજનો ઉપભોગ કરજો. તમને રાજક દૈવક થયા પછી સીધપુરના મંદીરમાં કૃષ્ણાર્પણ ધર્માદાય તમે આપ્યું છે તે અમને કબુલ છે." આ લેખનો બીજો ભાગ (ધર્માદાય આપ્યા બા. નો ) અંગભુત છે, કેમકે ગીરોની મુદતની બાહાર જવાનો ઉદ્દેશ નથી. (જુઓ. દી. સ્ટાં. ખુ. નં. ૫૩ સને ૧૮૮૯-૯૦ ફે. ૧૩-૪-૯૧ સ્ટાં. વો. ૧ પૃ. ૧૮૨)

ગીરો (સાન) દસ્તાવેજમાં "રકમ અગર વ્યાજ મુદતે દેવું છે ન આપું તો ખેતરનો મો બદલો કરી દેવો છે" આ કરાર મિલકત કબજે આપવાનો છે તેથી ગીરોનું સ્વરૂપ ફરતુ નથી માટે મુખ્ય કરારનો અંગભુત છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૬૧ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૮-૪-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૮૮ ઉપર) તથા દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૦૭ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૮-૪-૯૧ વો. ૧ પૃ. ૧૯૨ ઉપર આ ઠરાવમાં રૂપીયા ન આપું તો જમીન કબજે આપવા લખ્યું છે તેથી તે પણ અંગભુત બાબત ઠરાવ છે.

ઘરના વેચાણ ખતમાં "સદરહુ ઘરનો તથા અમારે બીજું ઘર છે તેનો વેરો એકત્ર સરકારમાં ભરવો પડે છે તે અમારે ભરવો છે" એવો કરાર વેચાણ આપનારે લખી આપ્યો છે તે વેચાણનો અંગભુત કરાર છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૬૨ સને ૧૮૮૯-૯૦ ફે. ૨૭ ૪-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૯૬ ઉપર).

લખી લેનાર પાસેથી રૂા. ૧૦૦ કલદાર લઇ તેના સાલમાં જમીન તથા દાગીના મુકયા છે. મુકેલી મિલકત પૈકી સ્થાવર મિલકત ઉપર રૂા. ૭૫ ની જવાબદારી નાખી. ને રૂા. ૨૫ ની જવાબદારી જંગમ મિલકત ઉપર રાખી છે અને આખા વેહેવારને એક સરખો લાગુ થાય એવો કરાર એવો કર્યો છે કે "રજીષ્ટર ખર્ચ તથા દાવાની લખામણી સુદ્ધાંત તમામ ખર્ચ મજરે દેવું છે" આ દસ્તાવેજ ભીન્ન બાબતો સમંધે નથી કેમકે લીધેલા કરજને પેટે તારણ તરીકે લખી આપેલી મિલકતના ધોરણે ને કરજનું વસુલ આપવાની વ્યવસ્થામાં તે રકમનો ફોડ બતાવ્યો છે, માટે એકજ દસ્તાવેજ રૂ. ૧૦૦ નો ગણવો, રજીષ્ટર ને દાવાની લખામણી વીગેરે કરાર અંગભુત છે કારણ કે પ્રાસંગિક ઉત્પન્ન થનારૂં છે. સાક્ષી કરનારે "રૂ. ૧૦૦ રોકડા ગણી લીધા છે. તે જીવા ડુંગરે ( લખી આપનારે) ગણી લીધા" એમ સાક્ષી કરીને લખ્યું છે તે મજકુરથી વ્યવહારના સ્વરૂપમા કંઇ કંપેશ થતું નથી. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૬ સને ૧૮૯૦-૯૧ ફે. ૮ તા. ૨૯-૪-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૦૫ ઉપર)

ગીરો લેખમાં એવા કરાર છે કે "આ શિવાય અમારૂં ખેતર નામે ચારણીયું તમારે ઘેર ઘરાણે છે. તે ખેતર છોડાવવા આવીએ ત્યારે આ ખેતરના રૂપીયા પેહેલા આપીએ, ત્યાર

પછી તે આરણીયાના આપીશું". (૨) "આ ખેતરમાં વાસલ તથા ખાતર ભર્યું હોય તો ગામ શિરસ્તા પ્રમાણે તમને આપે, અગર આ ખેતરની દાણુ ચલુ ઉપજતી હોય તે આ સાલે દાણુ આપીને એ વરસે ખેતર ખેડીને છોડી દેજો". આ બને કરારો ગીરોના અંગભુત છે તે પૈકી પ્રથમનો કરાર લખી લેનારનું હાલના લેખવાળા ખેતર ઉપરનું લેણું પેહેલું વસુલ થવાના હેતુથી થયોછે, ને બીજો કરાર આવધવાળા ખેતરના કબજેદારની ખરચેલી મુડીના રક્ષણ સારૂ છે (જુ. દી શા. સ્ટાં. ખુ. ૨. નંબર. ૨૬ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૮-૫-૯૧ સ્ટા. ખુ. વો. ૧ પૃ. ૨૨૪

દસ્તાવેજનો મજકુર એવો છે કે "અમારા મૈયત ખાંવિંદે કાટનો વેપાર કરી દુકાન ચલાવેલી તે દુકાનના અંગે દેવું, લેહેણું થયેલુ તેથી તેમાંથી અમારો નફો નુકશાન ને જીત અહીત છોડી દઇ કુલ અખત્યારે મીલકત સ્થાવર જંગમ તમામ આપી દીધી છે. હું અબળા જાતને દેવાના ભારણાંમાંથી તથા લેહેણાની કચાટી, યા ઉઘરાણીના બોજામાંથી છુટી, બચવાને માટે, વ્યવસ્થા કરવી મુશ્કેલ તેથી તમને આપીછે, માટે નફા નુકશાનના જવાબદાર તમે છો. ચોપડા વગેરે તમામ સ્વાધીન કર્યું છે" આ મજકુરનો દસ્તાવેજ વેચાણનો કહી શકાયછે કેમકે દેણું દેવા સાટે મીલકત આપી. બીજી તરફે જોતાં આ દસ્તાવેજ બક્ષીસ પત્ર છે કદી બેઉ વ્યાખ્યા લાગુ પડે તેવો છે તેથી તેને બક્ષીસપત્ર પ્રમાણે સ્ટાંપ લેવો. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૫ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૦-૫-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૩૭ ઉપર.

ગીરો રાખનારનો ગીરો હક્ક કાયમ રાખી તેનેજ વધારો હક્ક વેચાણ આપ્યો હોય તો વીકીની રકમ તથા પ્રથમના ગીરોના બોજાની રકમ મળી એકંદર રકમ થાય તે ઉપર ક.૨૧ મુજબ પ. ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ, આ વેચાણ ખતમાં એક કરાર એવો છે કે "ખેતરનું રખોપું અમારે શિર છે ને તમો જ્યાંસુધી સાચવવા આપો ત્યાં સુધી દસ્તુર મુજબ રખોપું લઇ સાચવવાને બંધાયા છીએ તેમાં કાંઇ જાય આવે કે બીગાડ થાય તેનો જવાબ અમે કરીએ "આ કરાર વેચાણનો અંગભુત નથી માટે જુદો કરાર ગણી લાગત લેવી.[ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૦-૬-૯૧ વો. ૧ પૃ. ૨૮૫ તથા સ્ટાં. ખુ. ૨ ન. ૧૨૪-૧૨૫-૧૨૬ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૦-૬-૯૧ વો. ૧ પૃ. ૨૮૮ ૨૯૦-૨૯૨

ગીરોખતમાં, સરકારી ધારો ભરવાની જવાબદારી ગીરો રાખનારને માથે ઠરાવીછે, એવો કરાર હોય તો તે ગીરોનો અંગભુત છે. નોંધણી ખાતાનો શે. નંબર ૩૩૬ તા. ૧૯-૧૦-૮૬ નો ગીરો વેહેવારને લાગુ નથી, પણ ગણોત પટા સબંધે છે. ( ગણોતે રાખનારે આ જવાબદારી લીધી હોય તો તે કરાર અંગભુત ન થતાં તેટલી રકમની એકંદર મેળવણી કરી તે ઉપર લાગત પડેછે ) ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૩૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૩-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૨૦ તથા દી શા. સ્ટાં. ન. ૯૪/૯૨-૯૩ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૩૬

ગીરો રાખેલી મિલકત ત્રીજા સખસને ત્યાં પ્રથમ સાનમાં હોવાથી લખી આપનારને તે ત્રીજા સખસને દરવરસે રૂ. ૨૦) વ્યાજના આપવા પડતા હતા. હાલનો ગીરોનો વેહેવાર ભોગ્ય ગીરોના ઠરાવથી થયો છે, તેથી મુળ ગીરો રાખનારને દરવરસે રૂ. ૨૦ આપવાના તે હાલ ભોગ્ય ગીરો રાખનારે લખી આપનારની વતી દરવરસે તે ત્રીજા શખસને આપવા એવી શરત ખતમાં લખીને ગીરો રાખનારે તે જવાબદારી પોતાને માથે લીધી છે આ સરત ગીરોના વ્યવહારના પાયા રૂપ હોવાથી સ્વતંત્ર નછતાં ગીરોની અંગભુત છે. ( દી. શા. સ્ટાં ખુ. ૨ નંબર ૧૩૮ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૩-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૨૩ ઉપર.

ગીરોખતમાં એવો કરાર છે કે "મુદ્દલ રૂપીયા આપ્યા છતાં લખી લેનાર કબજો ન છોડે તો લખી આપનારે કોરટ મારફત ઇલાજ લઇ કબજો મેળવવો, ને તેમાં જે ખર્ચ થાય તે વ્યાજ સહ લેવો". આ કરાર. ગીરો વ્યવહારનો અંગભુત છે. ( જુ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૩૯) સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૩-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૨૬ ઉપર

ભોજાઇને દરવરસે ૧૩ રૂપીયા હયાતી સુધી આપવા લખી આપ્યુંછે સહી સાક્ષી છે આ લેખ કરાર છે અને સાક્ષી હોવાથી તે ખત થાયછે એ વ્યાખ્યા લાગુ પડેછે માટે વધારે લાગત ખતની છે તે લેવી. ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨૯ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૮-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૩૫

લખી આપનારે પાછલી બાકી નકી કરી રૂ. ૧૦૦ દેવા કબુલ કર્યા છે તે દેવા પેટે રૂ. ૪૭-૭-૯ નુ હુકમનામુ વેચાણ આપ્યું છે તેટલી રકમ જતાં બાકીની રકમ રહી તેને વ્યાજનો કરાર લખી આપી સહી સાક્ષીઓ કરાવેલી છે. આ દસ્તાવેજ ખત ૫. ૧ રકમ ૮ ને વેચાણ ખત ૫. ૧ રકમ ૨૯ પ્રમાણે જુદી જુદી બાબતોનો છે માટે એકંદર લાગત લેવી. ( રૂ૧॥) ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧-૭-૯૧ વો. ૧ પૃ. ૩૫૦

"+ + + ખેતરો, ઘર ઘરણે આપ્યાં છે રૂપીયાનું વ્યાજ નહીં ને ખેતરોનો વજે નહીં, તથા ઘરનું ભાડું નહીં, + + + કબજો આજ રોજ સોંપ્યો છે, + + + આ મિલકત પૈકી ઘર નંગ ૪ કોઇ વખત નવાં કરવાં પડે અથવા દુરસ્ત કરવા પડે, ને તેમાં જેટલા રૂપીયા ખરચના થાય તેટલા રૂપીઆ તથા મુળ ઘરાણાટની રકમ મળી એકંદર રૂપીઆ આપીને છોડાવીએ" ઠરાવ્યું કે સ્ટાં. ખુ ૨ ન. ૧૪ સને ૧૮૮૯-૯૦ ફે ૨૫-૭-૯૦ ના ઠરાવમાં બતાવ્યા પ્રમાણે આ નવીન ઘર કરાવવા વીશેનો મજકૂર ગીરોનો અંગભુત છે. કેમકે જો એવો કરાર લેખમાં સ્પષ્ટપણે લખેલો ન હોત ને લેખમાંના ઘરો ગીરો રાખનારને તે પડી જ ાથી નવીન કરાવવાં પડે તો તેનો ખર્ચ કાયદા પ્રમાણે મળી શકે છે માટે અંગભુત ઠરાવીએ છીએ. દી. સ્ટાં ખુ. ૨ નંબર ૧૫૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૭-૭-૯૧ વો. ૧ પૃ. ૩૮૯.

**ટીપ**--ન. ૮૯-૯૦/૧૪ ફે. ૨૫-૭-૯૦ ના ઠરાવવાળા દસ્તાવેજમા "ઘર પડી ગયું છે તે નવીન કરાવશો તેનું ખર્ચ આપીશું" એવા બોલ છે તેથી સ્વતંત્ર ગણાયો છે હાલના કરાર અંગભુત છે કેમકે તે ભવિષ્યનો છે.

જુદી જુદી રકમો માટે જૂદી જૂદી મિલકત ગીરો રાખ્યા પછી તે એકજ કુલ રકમ લઇ તે મીલકતો આડગીરો મુકી છે આ લેખભિન્ન બાબતો ન છતાં એકજ છે સ્ટાંપ લાગત આડગીરો લેખથી ધીરેલા રકમ ઉપર લેવાની છે ( જુ. દીશા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૦-૯૧/૯૬ ફે. ૨૩-૭-૯૧ વો. ૧ પૃ. ૩૯૮

દીકરા તરફે માએ પોતાની સહ વિધવા શોકયને એવો કરાર લખી આપે છે કે, પોતાના સહીયારા ઘર વિગેરે સ્થાવર મિલકતનો ભોગવટો લખી લેનારે અમૂક રીતે કરવો તેમાં પોતે હરકત કરનાર નથી તથા લખી લેનારની દીકરીનો કાયદા મુજબ જે ભાગ હશે તે આપીશું શિવાય ઉત્પન્ન વેહેંચી લેશું તેટલા મજકુર પુરતો કરાર ગણી તેની લાગત લેવી જમીન ગજ ૩૦ લાંબી ને પોળી ગજ ૦॥ બક્ષીસ આપી છે. તેની કીંમત પાછળથી

લખી છે તે ઉપર ૫, ૧ રકમ ૨૪ પ્રમાણે લાગત લેવી. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૬૦ સને ૧૮૯૦-૯૧ ફે ૩૧-૭-૯૧ વો. ૧ પૃ. ૪૧૬

" દેરાસરજીના માહાડની જોડે પશ્ચિમ દીશાએ ચોતરો કરાવેલો હતો, તે ઉપર દેરાની ની ઓરડી કરેલી તે કાઢી નંખાવવા દાવો કરેલો હતો પણ જગ્યા દેરાની માલકીની હોવાથી અમોએ અમારો હક છોડી દઇ કોર્ટમાં કરારનામું આપ્યું છે હવે અમારો એ જગ્યો ઉપ-ર હક ન છતાં ખર્ચ દાવાનું અમારા શિર છે. સદર ચોતરા વાળી જગ્યા જોડે પશ્ચિમે પડ-તર જમીન દેરાની વતી વેચાણ લીધેલી તે ઉપર અમોએ ઇમલો કરેલો તે કઢી નંખાવી જ-મીન તાબે લેવા અમારા ઉપર દાવો કરેલો તે જમીન તમને કબજે સોંપી છે અમારો તેના ઉપર હક નથી. સદર ઇમલાવાળી જગોની જોડે પશ્ચિમ તરફ પડતર જમીન કેવળ મહાદેવાની માલકીની છતાં તેની પાસેથી દેરાનીવતી દલછારામના નામે વેચાણ લીધેલી તે ઉપર અમે બીન હકે વંડો કરેલો તે બાબત અમારા ઉપર દાવો કરેલો ને હુકમનમું તમારા લાભમાં થયું ને અપીલ કોર્ટોથી કાયમ રહ્યું છે જેથી સદર જમીન દેરાનીવતી તમારે કબજે સોંપી છે. દાવાનું ત્રણે કોર્ટનું ખરચ તમારે થયેલું છે તેના પેટે એ જમીન ઉપરનો વડો જમીન સુદ્ધાં અમોએ તમને સોંપ્યો છે. ઉપર લખેલી લુવારવાળી જગાનો ઇમલો કરતાં અમને ખરચ થ-યેલું તેના રૂ. ૩૭૮ અમને આપવા ઠરેલા તે અમે લીધા છે ને પોચ્યા છે". આવા મજ-કુરનો દસ્તાવેજ ફારગતી તથા દાવાના ખરચ પેટે વંડી ઉપરની માલકી સોંપ્યા પુરતુ વેચા-ણ ખત ગણવું માટે છોડેલી જમીનની કીંમતન કીકરી તથા તેમાં ઇમારતની કીંમત રૂ. ૩૭૮ ઉમેરી એકંદર રકમ ઉપર ૫. ૧ રકમ ૨૩ મુજબ તેમજ ખરચની રકમ ત્રણે કોર્ટની નક્કી જણાય તે ઉપર ૫. ૧ રકમ ૨૯ પ્રમાણે લાગત લેવી. ( જુ. દી. શા, સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૧-૮-૯૧ વો. ૧ પૃ. ૯

કેટલીક પોતાની માલકીની જમીન તથા બીજી પોતાના તરફ ગીરો હક્કની જમીન હતી તે મુળ માલીકનો હક્ક કાયમ રાખી વેચ્યાનો વેહેવાર આ દસ્તાવેજથી થયોછે માલકીની જમીન વેચ્યાનો મજકુર પરીસીષ્ટ ૧ રકમ ૨૯ પ્રમાણે લાગતને પાત્ર છે ને ગીરો હકની જમીન વેચ્યાનો મજકુર પરીસીષ્ટ ૧ રકમ ૧૮ પ્રમાણે લાગતને પાત્ર છે. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૮-૯૧ વો. ૨ પૃ. ૩૫

પંચ માનખત ઉપરથી ઉત્પન્ન થનો હક્ક એક લેખથી વેચ્યો છે. તે લેખની સ્ટાંપ લાગત વેચેલા પાંચે ખતના હક્ક ઉપરની એકંદર રકમ ઉપર લેવી ( ૫. ૧ રકમ ૧૮ પ્ર. ) અને તે પાંચે ખત ઉપરથી ઉત્પન્ન થતાં હક્કની વિક્રી ભિન્ન ભિન્ન બાબતો ગણવાની નથી, કારણ પાંચે હક્કની વિક્રીનો વેહેવાર જુદી જુદી વ્યાખ્યામાં આવતો નથી ( દી. શા. સ્ટાં, ખુ. ૨ નંબર ૧૨૩ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૩૧-૭-૯૧ વો, ૧ પૃ. ૪૦૩

જુદી જુદી સ્થાવર મિલકતો જુદે જુદી રકમ માટે વેચાણ કર્યાનું લખી એકજ વે-ચાણ ખત કર્યું હોય તો, જુદી જુદી રકમ ઉપર લાગત ન લેતાં કુલ રકમ ઉપર લેવી. કા-રણ તે જુદી જુદી બાબતો નથી. જુદી જુદી બાબતો કેને કેહેવી તેનો અર્થ એટલો કરવો યોગ્ય છે કે જે બાબતો એટલી જૂદી હોય કે, તે સંબંધે બે અથવા વધારે લેખ કરવાની સાધારણ રીતે જરૂર પડે જેમકે નોકરીનો કરાર અને તે સાથે પટો કિંવા કબુલાત, જે કે

એક બીજા વેહેવાર સાથે ભેગા થઇ શકે નહીં ( જુ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૨–૪૩ સને ૧૮૯૦–૯૧ ફે. ૩–૯–૯૧ વો. ૨ પૃ. ૪૭–૫૦

ગીરે આપેલી જમીન ઉપર સરકારી સલામીની અર્ધી રકમ ગીરો આપનાર મુળ માલકોએ ભરવાનું ઠરાવી તેમના વતી ગીરોદારે ભરતા જવી, અને એ રીતે ભરેલી રકમ જેટલી થાય તે ગીરો છોડાવતી વખતે મૂળ માલકો એ ગીરોની રકમ શિવાય મજરે આપવી તે ગીરોખતનો અંગભુત છે. ( દી. શા. સ્ટાં ખુ. ૨ નં. ૪ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૬–૯–૯૧ વો. ૨ પૃ. ૮૩

અત્રવત્ર આપવા બાબતના લેખમાં સહી સાક્ષી છે તેથી ખત છે પણ તેમાં " ઘરના મેડા ઉપર તમે હજી રહો છો, તે તમારે કબજે છે તેવી રીતે તમે કબજે રાખી રેહેજો તેમાં અમારે તકરાર નથી, ને નીચેના બાગમાં જમના રહે છે તેની રજા કજા થાય તો નિચેના ભાગમાં રહેજો " આવો મજકુર છે તે જુદી લાગતને પાત્ર છે માટે પ. ૧ રકમ ૬ મુજબ રૂ. ૦ાા નો સ્ટાંપ લેવો ( જુ. દી. શા. સ્ટાં. ખુ. પૃ. ૨ નંબર ૫૩ સને ૧૮૯૧–૯૨ ફે. ૬–૧૨–૯૧ વો. ૧ પૃ. ૧૧૮

ઢોર ચરાઇ સારૂ જમીન રાખી (એક વરસને માટે) દરેક ઇસમે દરેક જોડ બદલ રૂ. ૨૦ આપવા કબુલાત લખી આપી છે. આવી કબુલાત ખેતી કરનારાઓએ આપી છે તેથી તે માફીમાં આવે છે. પણ લખી આપનારાઓ એકથી વધારે છે ને દાણાની રકમ આપવા સંબંધે એકામતે એકાજ તેનો કરાર નસ્તાં દરેક ઇસમે પોતપોતાના પુરતો જુદો કરાર કરેલો છે એટલે પ્રત્યેક સહી કરનાર ઇસમવાર જુદી કબુલાત માનવી જોઇએ ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૬ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૪–૧૨–૯૧ વો. ૨ પૃ. ૧૨૭

કરજની દરેક રકમ માટે જૂદું તારણુ લગાડી આપી કુલ રકમનો દસ્તાવેજ કર્યો હોય તો તેટલાજ કારણથી તે ફાડવાર જુદા દસ્તાવેજ ક. ૭ પ્રમાણે ગણી શકાશે નહીં પણ એકજ બાબતનો લેખ છે એમ સમજી કુલ રકમ ઉપર એકજ લાગત લેવાની છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૫ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૧–૨–૯૨ વો. ૨ પૃ. ૧૩૭

" તમારે ઘેરથી પ્રથમના રૂપીયા ઉપાડેલા તેનું ખત અમો પૈકી વજા ઉજમના નામનું રૂ. ૩૦૬ નું છે, તે મધેથી રૂ. ૨૦૦ સૈયારા દેવા છે તેનું આ ખત લખી આપીએ છીએ" રૂ. ૩૦૬ ના મજકુર બાબત જુદી લાગત લેવાની નથી કારણ ૩૦૬ માંથી રૂ. ૨૦૦ જતાં રૂ. ૧૦૬ હજુ લેણા હોય ને તે દેવા બાબત આ મજકુર કબુલત કરી હોય એમ લાગતું નથી. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૬ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૧૮–૩–૯૨ વો. ૨ પૃ. ૧૫૬

"અંગઉધાર રૂ. ૮૦ લીધા તેના ઘરાણે ખેતર નંગ ૧ છે + + + બીજા રૂપીયા ૫૨ ની ગામદી"ડીની શીમનાં ખેતર નંગ ૨ વીઘા ૬ આશરે છે એકુણ વીઘા ૯ ના આશરે રૂ. ૧૩૨ વાર એક દેવા છે તે ખરા છે." ગીરોખતમાં ૫૨ રૂપીયા બાબત મજકુર લખ્યોછે તે કબુલત પરીશીષ્ટ ૧ રકમ ૪ પ્રમાણે લાગતને પાત્ર થાયછે. આ લેખ ગીરોખત તથા કબુલત બે સ્વરૂપનો હોવાથી બનેની જુદી જુદી લાગત લેવી ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૨૮ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૧૮–૩–૯૨ વો. ૨ પૃ. ૧૫૮ ગીરોખતમાં "મારી પાસે તમારૂં બીજું લેહેણું છે તે જુદુ છે" એવો મજકુર ગીરોખતને કબુલત બને સ્વરૂપનો છે ( દી. શા. સ્ટાં. ખુ. નંબર ૭૭ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૧–૩–૯૨ વો. ૨ પૃ. ૧૬૧

કરજખતમાં લખી આપનાર વિરૂદ્ધ અને તેને બંધન કારક થાય એવો સ્થાવર મિલ્કત વિશે મજકુર (બીજું ઉપર લખેલા ખેતરનો આથમણો ભાગ પાનીઆ નાખે. આવે, તે ધણી ખેતરના બંધ કાચા પડેલા હોય તે બંધાવે, આથમણા ભાગ વાળો બંધાવે. તે ખરાજાત તેના શીર છે) કરજખતનો અંગભુત ન છતાં ૫. ૧ રકમ ૬ મુજબ લાગતને પાત્ર થાયછે કેમકે તે બીજી સ્થાવર મિલકતના સંબંધનો છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૮૭ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૮–૪–૯૨ વો. ૨ પૃ ૧૬૫.

લખી આપનાર પોતાના ખાતાનો નિકાલ કરી દેવા પડતાં રૂપિયા પેટે ડાંગેર કળશી ૨॥ આપવાનો, અને તે ન આપે તો લેખની મીતીના પાઠ ભાવે રૂ૫) આપવાનો કરાર કરી આપે છે. બીજો ભાગ લખી આપનારે પોતાના ભાઇના વતી રૂ. ૪૦ કબૂલેલા તે દીન આઠમાં આપવાનો વાયદો કર્યો છે. પેહેલા ભાગ નિબંધની ક. ૩ રકમ ૩ માંના પેહેલા પ્રકારમાં આવી શકેછે તેટલા પૂરતો તે ખત ગણવાનો છે. બીજો ભાગ વાયદા ચીઠી છે. (દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૪ સને ૧૮૯૧–૯૨ વો. ૨ પૃ. ૧૬૮

ગણુવતના લેખમાં દર સાલ ગણુવટ રૂા. ૧૮ તથા સરકાર સલામી રૂ. ૫–૯–૩ કરી લેનારે ભરવાની બોલીથી વરસ ૧૧ ની અવધ સુધી ખેડવા આપીછે ને ગણુવતના રૂ. ૧૯૮ અગાઉ લીધાછે, આ ઠરેલી મુદત દરમીયાન કબજો તુટે તો જેટલી મુદત બાકી હોય તેટલી મુદતના ગણુવતના રૂપીયા જે થાય તે તથા દરવરસના નફાના રૂ. ૭ થાય તે એકંદર રકમ આપવાની જવાબદારી માથે લઇ તારણમાં ખેડવા આપેલી જમીન પૈકી વધારાવાળી જમીન આપી છે. તેથી આ લેખ પટો તથા ગીરોખત થાયછે. કદી નફાના ન લખ્યા હોત તો માફી માં આવત ખરો. (જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૬૨ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૩૧–૫–૯૨ વો. ૨ પૃ. ૧૮૨

વેચાણખતમાં ત્રીજા શખસે "હું ગીરેદાર + + + જત ઉપર લખેલા રૂપીયા + + + મને મળ્યા છે, જેથી સદર ઘર ઉપરથી મારો ગીરોનો હક ઉઠાવ્યો છે, માટે મારા તરફથી હકદાર પેદા થઇ દાવો કરે તે રદછે". આવો મજકૂર લખી સાક્ષી તરીકે સહી કરેલી હતી ઠરાવ્યુ કે આ લેખ પાવતી ને ફારકતી બને સ્વરૂપનો થાય છે માટે ફારકતીની લાગત કલમ ૭ પારેગ્રાફ ૧ મુજબ લેવી. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪ સને ૧૮૯૨—૯૩ ફે. તા. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ. ૬

"તમે સગાભાઇના દીકરા થાઓછો, અને તમોએ મારી હયાતીમાં સારી રીતે ચાકરી કરી બરદાસ અને ગુજરાન નીભાવેલું છે, ને હવે પણ નિભાવશો તેમ હું ગુજર્યા પછી ઉત્તર ક્રીયા કરશો તેથી હું ઘણી સંતોષછુ. તો ચાકરીના બદલામાં હું તમને આપુંછું તેની વિગત સીતલા માતાજીનો ધામ દરવરસ રૂ ૧૫ શિક્કાઇ ઉત્પત્તનો છે તેના માલીક તમો છો ને રૂ૨૫ રોકડાછે તે હક્ક તમારો છે". આ દસ્તાવેજ ચાકરીના બદલામાં આપેલો હોવાથી વેચાણખત પણ થાયછે, માટે પારીગ્રાફ ૨ પ્રમાણે બક્ષીસપત્ર અથવા વેચાણખત થાયછે લાગત એકજ છે માટે કમી હોય તેટલી લાગત લેવી (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૮ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૨૯–૧૦–૯૨ વો. ૩ પૃ. ૨૧

દાન ધર્મના કારણ માટે કરેલા વ્યવસ્થા પત્રમાં. "મેળો ભરાશે ત્યારે ચોકી કરશું જીવ હીંસા કરવા દેશું નહી. રસ્તાની જમીન દબાયેલી છે તે મોકળી કરી આપીશું. ઝાડની રખ-

વાળી અમે લેશું. કરારથી ઉલટા ચાલશું તો ( અમુક ) ખોળાધરી છે." આવા કેટલાક કરારો કર્યાછે, તેથી વ્યવસ્થાપત્ર તથા કરાર બન્ને લાગત લેવી. પક્ષકાર કીંમત કરી આપતા નથી તો નોધણી કામદારે સુબા તરફ મોકલવો. તેઓ નિર્ણય કરશે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૨ સને. ૧૮૯૧-૯૨ ફે. તા. ૬-૧-૯૩ વા. ૩ પૃ. ૩૯

દસ્તાવેજમાં જમીન ૨૦ વરસ સુધી ખેડવા રાખ્યાનું લખ્યું છે તેટલા પુરતો કબુલાત નો દસ્તાવેજ છે. રૂ. ૩૨૧ તથા પારેખના ખાતાની જુની રકમ મળી જેટલી રકમ થાય તેના ઉપર ખત પ્રમાણે લાગત લેવી વ્યાજ આપવા લખ્યું છે તેને માફી છે ( જુ. ક. ૨૦ ) માટે આ દસ્તાવેજ કબુલાતને ખત બે સ્વરૂપનો છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૯૦ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૩૦-૩-૯૩ વો. ૩ પૃ. ૧૧૧

ગીરોખતમાં લખ્યું છે કે "આ જમીન ( ગીરો આપેલી ) તમો પોતે ઘર ખેડથી ખેડશો તો તમને ગામે રેહેવા સારૂ ઘર જોઇએ તે સારૂ હમારૂં ઘર નંગ ૧ મોજે છારાલનું તમારે તાબે આપેલું છે". આ મજકુર સ્વતંત્ર કરાર નથી. કેમકે ઘર આ દસ્તાવેજથી આપેલું લાગતું નથી પણ અગાળથી આપેલું લાગેછે માટે લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૭-૪-૯૩ વો. ૩ પૃ. ૧૩૫

દસ્તાવેજ લખી લેનારની દુકાનેથી રૂા. ૧૫૦૧ ના કાપડનો ઉપાડ કરેલો તેનો આપસ આપસમાં તોડ કરી તેટલા રૂપીયા વળતા સુધી દર માસે રૂ. ૨૫ ભરવાની લખી આપનારે જવાબદારી લીધી છે સહી સાક્ષી છે તેથી ખત થાય છે ને વાયદા હોવાથી વાયદાચીઠી થાય છે માટે કલમ ૭ ભાગ ૨ મુજબ ખતની લાગત લેવી. દી. શા. સ્ટાં. ખુ. ન. ૭૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૨-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૮૭

ગીરોખતમાં સરકારી ધારો ભરવાની જવાબદારી લખી આપનારને શિર છે એમ તથા અમે ખેડીએ ત્યાં સુધી સરકાર ભરત અમો ભરીએ બાદ તમારે શિર છે એમ લખ્યું છે ઠરાવ્યું કે આ કરાર અંગભુત છે સ્ટાંપની લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૨૩ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૪૫.

"તમે, અમોએ સહીયારા ઇટવાડા કરેલા તેમાં ઇટો સીલક છે તેની કીંમત રૂા. ૧૫૦ નો અરધ ભાગ ૭૫ જમે કરવા કબુલાવ્યા છે તે અમને પોચ્યા છે ને ઇટવાડા ઉપર અમારો કંઇ હક નથી" આવા મજકુરનો દસ્તાવેજ પાવતી ને ફારગતી છે કલમ ૭ ભા. ૨ પ્રમાણે ફારકતીની લાગત રૂા. ૭૫ ઉપર લેવી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૧ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૩-૭-૯૪ વો. ૩ પૃ. ૩૮૬

રૂપીયા ૩૦૦ ના સાનખતમાં બે ઘર સાનમાં લખી આપ્યાં છે તે એવી રીતે કે ૧૨૫ માં એક નં. ૧૭૫ બીજું લખી આપ્યું છે પ્રથમનું ઘર સાનને બીજું કબજા ગીરો છે આવી રીતે ફોડવાર જુદી જુદી મિલકત આપી છે તોપણ તે એકજ દસ્તાવેજ છે. દી. શા. સ્ટાં. ખુ. ૯૯ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૦૧ તથા નં. ૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૦૪

બાઇએ જમાઇને પોતાની હયાતીમાં વહીવટ કરવાનું ને મુઆ બાદ સીલક રહેલી મીલકત માલીક હકથી રાખવા લખ્યું છે, તેથી મુખત્યાર પત્રને મૃત્યુપત્ર છે મૃત્યુપત્રને માફી છે મુખત્યારપત્રની લાગત રૂા. ૪ લેવી (દસ્તાવેજનો મજકુર એવો છે કે રૂ. ૧૪૯૦ ની મી-

લકતની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવા ટ્રસ્ટી॰ નિમું છું, ને તે સ્વાધીન કરી છે. મારી મોટી દીકરીને તમારે ઘેર. આવે ત્યારે લુગડાં કરવાં ને હું મરૂ તો રૂા. ૫૦ આપવા હું તમારાથી જુદી ર્‌હુ તો મને ખોરાકી પોશાકીના રૂ. ૪૦) દર વરસે આપવા. ને ગુજર્યાબાદ ઉત્તર ક્રીયા કરવી ને વધે તે મીલકતના માલીક તમને ઠરાવું છું) દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૭ સને ૧૮૫૩-૫૪ ફે. તા. ૧૬-૭-૫૪ વો. ૩ પૃ. ૪૧૪

લખી આપનારાએ રૂા. ૧૮૫।। નો નવીન ઉપાડ કરેલો છે ને તે વળતાં સુધી નોકરી કરવાનો કરાર કર્યો છે, તે રૂપીઆ વાળવાનો રસ્તો બતાવ્યો છે માટે તેટલા પુરતું ખત ગણી લાગત લેવી, પણ આ દસ્તાવેજમાં, બીજા બે દસ્તાવેજનું લેહેણું પતે ત્યાંહા સુધી રળવા વિષે લખેલું છે, તે પાછલાં ગીરોખતનો અવેજ વાળવા સબંધે તેમાં એક નવીન શરત ઉમેરી તે બદલનો આ લેખથી નવીન કરાર કર્યો એમ માનવું યોગ્ય છે માટે તે બદલ પરીસીષ્ટ ૧ રકમ ૬ ख પ્રમાણે લાગત લેવી. દી. શા. સ્ટાં. ખુ. નં ૫૬ સને ૧૮૫૩-૫૪ ફે. ૧૬-૭-૫૪ વો. ૩. પૃ. ૪૨૫

રૂપીઆ ૨૫૦) નો ગીરો દસ્તાવેજ છે, તેમાં રૂા. ૭૫ માં ઘર ને બે ખેતર દરેક ઉ-પર રૂા. ૭૫ પ્રમાણે ને એક ખેતર ઉપર રૂપીયા ૨૫) મળી ઉપજ રૂપીયા ૨૫૦ જુદી જુ-દી રકમે જુદે જુદી મીલકત ઉપર રાખ્યા છે આ દસ્તાવેજ ક. ૭ પ્રમાણે બીજા બાબતોનો નથી. આ દસ્તાવેજમાં ઘરનું ભાડું તથા ઉપજમાંથી ભાગ લેવાનો મજકુર છે તે વ્યાજને બદલે ઉત્પન્ન કેટલું ગણવું તે બાબત ઠરાવેલું છે ને વ્યાજમાં ભાગ આપવા લખ્યું છે તેથી તે કરાર ગીરોનો અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૭ સને ૧૮૫૩-૫૪ ફે. ૧૬-૭-૫૪ વો. ૩ પૃ. ૪૪૦

ખાતામાં ૧૦૬।। ≈।। બાકી તાણી વ્યાજ લખી થાલમાં ઓરડા, ખેતર, વાડી વીગેરે તથા ઉપજ લખી આપી શહી કરીછે. તે પછી જુદા જુદા દીવા ૨ની જુદી જુદી બે રકમો ઉપાડી દરેક રકમ વાર સહી કરી તેમાં રૂપીયા આપવા વાયદો કર્યોછે તેથી દરેક દસ્તાવેજો જુદા જુદા છે માટે પ્રથમનું ખત, પછીની બે વાયદા ચીઠી ગણી લાગત લીધેલી બરાબર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૪ સને ૧૮૫૩-૫૪ ફે. તા. ૨૭-૭-૫૪ વો. ૩ પૃ. ૪૫૮

અન્ન વસ્ત્ર બાબત દરસાલ રૂપીયા ૬૫ જીવતાં સુધી આપવા કરાર કર્યોછે ને તે આ-પવાના તેમાં લખી લેનારને ત્યાં ત્રાહિતની સ્થાવર મિલકત ગીરોછે તે તારણમાં લખી આપી છે તેથી તે રૂ૬૫ ના બારપટ રૂ૭૮૦ નો ગીરોખત છે. આ લેખમાં બીજો કરાર રૂ૧૦૦ નું ઘર રેહેવા સારૂ આપ્યું છે તે મજકુર કરાર થાયછે તથા ત્રીજી વાત લખી છે કે "તમોને અમારા ખાવિંદે પલા તથા પેહેરવા સારૂ દાગીના આપેલા છે તેમાંથી રૂા. ૩૦૦ નો અવેજ તમારી ક્રીયા ખર્ચમાં ખરચવો તે સારૂ તમારી પાસે રાખવો." આ મજકુર પણ કરાર છે. પાછળીના બંને કરાર જુદા જુદા સ્ટાંપ લાગતને પાત્ર ગણીએ તોપણ સ્ટાંપ વધારે છે. તેથી કમતી છે એમ કહી શકાતું નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૯ સને ૧૮૫૨-૫૩ ફે. તા. ૯-૮-૫૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૧૬

ઘરના વેચાણખતમાં "કરો હાલ ટોરાની ચણતરનો છે તે પાડી નવીન બેલા બંધ કરશો તો આ કરાના વધારાની જમીન તમારી છે ને હાલમાં મારાં લાકડા છે તે સુધીની॰ કરાવ ખર્ચ દેવો નહીં ઉપરાંત દેવી છે" આ કરાર સ્વતંત્ર છે ને પ. ૧ રકમ ૬ પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૫/૬૩-૬૪ ફે. ૧૬-૭-૫૪ વો. ૩ પૃ. ૪૫૦

બાકી દેવા કરી તેમાં "વ્યાજ સેંકડા એક રામ ૮ + + પ્રમાણે કર્યું તે પ્રમાણે આપીશું ખાતામાં વ્યાજ લખ્યું નથી તેથી આ જુદું લખી આપ્યું છે" આ પ્રમાણે હોવાથી વ્યાજનો નવીન કરાર થએલો ગણી પરીશીષ્ટ ૧ રકમ ૬ મુજબ લાગત લેવી. બીજી રકમમાં વાયદો કર્યોછે તેમાં તે વાયદા ચોટીછે બાકી રકમનો મજકુર છે કે ૧૫૦ શ્રાવણ આખર સુધી આ-પીશ ને જો નહીં આપું તો ઉપર લખેલી મીતી એકંદર રકમનું વ્યાજ દર સેંકડે રૂ. ૧ પ્રમાણે આપીશ દા. પોતાના" ઉપર પ્રમાણે લાગતને પાત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૬ સને ૧૮૯૩-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૧૯૮ ફે. ૨૯-૮-૯૪

"જત રૂ. ૧૫૦૦) પુરા દેવા તે નીચે પ્રમાણે ભરવા સાત હપતાથી ( એમ લખી) અમારે ખાતે એકંદર દેવું પડયું તેનો નિકાલ રૂપિયા ૨૪૦૦ માટે કર્યો તે પૈકી રૂપીયા નવસો ની કબુલાત ૨ + + + + + કરાવીએ છે તેથી તેની પાસેથી લેજો. બકીના ઉપર પ્રમાણે હપતા કર્યા છે" આ મજકુરના લેખ વીશે પ્રશ્ન એ છે કે રૂ૯૦૦ નવસો બાબત જે મજકુર છે તે લાગતને પાત્ર થાય કે કેમ ? ઠરાવ્યુંકે તે કથનકારક છે થઇ ગયેલી વાતનું કથન કરવામાં આવેલું છે માટે લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૮ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૨૮-૮-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૩૮ તા. ૨૨-૧૧-૯૪

લેખ ગીરોખત છે તેમાં છેવટે "કડિયાવાળુ કુંભા ૮ ચારે છેડા, માંઅલું તમને દાણે ખેડવા આપ્યું છે તેના કુંભા ૧ ના રૂ. ૧૦ll + + + પ્રમાણે રૂ. ૮૪ દર સાલ ઉપરના રૂપીયા તથા વ્યાજમાં જમે આપીશું" આવો મજકુર છે તે જુદી લાગતને પાત્ર નથી. કેમકે તારણ આપેલી મીલકતનું ઉત્પન્ન કેટલું ગણવું એ સબંધે તકરાર નપડે તે સારૂ લખેલો હોવો જોઇએ વળી ગીરો વ્યવહારની સાધારણ શરત તરીકે છે. માટે અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૬-૬૯ ફે. ૨૯-૮-૯૪ આ. પ ભા. ૨ પૃ. ૨૪૨ તા. ૨૨-૧૧-૯૪

લખ. આપનારના ગામો સંબંધી ભાગ પાડવાનું હુકમનામું થયેલું તેની બજાવણી બંધ રેહેવા મનાઇ હુકમ થયેલો પણ રૂ. ૨૫૦૦૦ ના જામીન આપવા સિવે ઠરેલું હોવા-થી જામીનદાર તથા લખી આપનાર એ બેની વચ્ચે લેખ થયેલો છે તેમાં લખ્યું છે કે ( ૧ ) રૂ. ૨૫૦૦૦ કોર્ટ માગે તે વખતે ભરવા ને લખી આપનાર ના ખાતે ઉધારવા ( ૨ ) જામીન થયા બાબત દર સાલ રૂ. ૫૦૦ જામીનગીરી રહે ત્યાં સુધી આપવા તથા દલાલી રૂ. ૨૫૦ એકી વખતે મજરે આપવા ( ૩ ) ગામનું ભરણું લખી લેનારને ત્યાં ભરવું ( ૪ ) ગામનું ભરણું લેવા લખી લેનારનું માણુસ રહે તેને દર સાલ રૂ. ૧૦૦ પ્રમાણે આપવા ને ખોરાકી આપવી, લેણું રહે તેનું વ્યાજ આપવું ને મનોતી સરપાવ આપવો ( ૬ ) રૂ. ૨૫૦૦૦ ગામમાંથી પુરા કરી લેવા ને ગામો સાન છે ( ૭ ) ગામના વસુલમાંથી કરી આપનારે ઉપાડ ન કરવો ( ૮ ) ગામ ઉપર તાલુકાનો ખર્ચ તથા હકદારી નો હક આપવા ઠરાવ થશે તે પ્રમાણે ભરણામાંથી ઉપાડ કરવો. ઠરાવ્યું કે આ દસ્તાવેજ ને રૂ. ૨૫૦૦૦ ઉપર પરીસીષ્ટ ૧ રકમ ૮ પ્રમાણે સ્ટાંપ લગાડેલો બરાબર છે બાકીના કરાર અંગભુત છે દી. શા સ્ટાં. ન. ૩૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૯-૯૪ આપવા ૨૫. ૨૬૯ તા ૬-૧૨-૯૪.

૪ અમે ૭-૮ વર્સથી મહા પુરગામમાં વસાત રહી ઘરાં બાંધવા એ શરતથી જમીન ખેડતા હતા તે અમારાથી બની શક્યું નથી તેથી સર્વે હક છોડી દઇ એ જમીન એક સા-

લના કરારે ખેડાા રાખી છે દર કુબે રા. ૯ લેખે રાખી છે બીજી સાલ ઉપર દાવો નથી" આવા મતલબનો લેખ ફારકતીને કબુલાત છે ફારકતીની લાગત રૂ. ૫ ) દંડ સાથે લીધી છે તે કબુલાતને મારી છે દી. શા ખુ. ૧. ૯૬/૯૫ રૂ. ૬–૨–૯૫ આ ભાર પૃ. ૪૪૦ તા ૨૮–૩–૯૫

લખી આપનારે સરકારમાંથી જમીન વેચાણુ લીધેલી તેના ઉપર ખર્ચ વિગેરેનો બોજો વધારે થવાથી તે ખર્ચ પૈકી અરધ ભાગ રા. ૪૨૨ાા લખી લેનાર પાસેથી લઇ તેને અરધ ભાગ જમીનમાં આપ્યો છે સબબ તેટલા પુરતુ તે વેચાણ ખત થાય છે. દસ્તાવેજનો બીજો ભાગ ગીરો ખત થાય છે કેમકે લખી આપનારનાર માથે રા. ૪૨૨ાા નો બોજો રહ્યો તે પણ લખી લેનાર પાસેથી લઇ તે રકમનું વ્યાજ આપવા કરાર કરી તારણ તે અરધ જમીન લખી આપી છે ત્રીજો ભાગ કરારાા યાદી છે તેમાં સહીયારો વહીવટ કરવા સમંધે મજકુર આવે છે. એ પ્રમાણે ત્રણ પ્રકારમાં આવે છે માટે તેની લાગત લેવી દી. સ્ટાં. ખુનંબર ૧૧૦ સને ૧૮૯૧–૯૨ ફે. ૮–૮–૯૫ આ પ. ભાર પૃ. ૩૨ તા. ૫–૯–૯૫

"રૂ ૨૬ બાકી લેહેણુ રોકડા શિક્કાપ્ર લીધા તેનો વાયદો માસ ૧ છીતા આપીએ ત્યાર પછી રાખીએ તો માસ ૧ રૂપીયે એક વ્યાજ તથા વટાવનો આપીએ આ રૂપીયા બળદ લેવા લીધા છે ને બળદ આ રૂપીયાના થાલમાં છે લી. મહેતા + + + + ઉપર લખું તે સહી છે દા. પોતાના છે, લી. શા. મણીલાલ રાયચંદ ધણી એના કહ્યાથી લખી આપ્યું છે" આવા મતલબનો દસ્તાવેજ છે રૂપીયા આપવાનો વાયદો હોવાથી વાયદા ચીઠી થાય છે વળી સહી થયા પછી લખીતંગ છે તે સાક્ષી તરીકે મનાય તો તે ખત થાય છે આ પ્રમાણે બે વ્યાખ્યામાં આ લેખ આવે છે તેથી ખતની લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. ન. ૬૭/૯૪–૯૪ ફે. ૧૧–૬–૯૫ આ. પ. ભાર પૃ. ૬૫ તા. ૧૯–૯–૯૫.

સાનખતમાં "આ શિવાય પાછલું દેવું છે તે ખરૂં છે" આવો મજકુર છે તેથી તે દસ્તાવેજ માનખત ને કબુલાત બે સ્વરૂપમા આવે છે માટે તે બંનેની એકંદર લાગત થાય તેનો દસપટ દંડ લેવાની તજવીજ કરવી જોઇએ. કેમકે ક. ૭ ને ૩૦ શબ્દ રચના તેવી છે. દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૧૭/૯૪–૯૫ ફે. ૧૧–૧૧–૯૫ આ પ. ભાર. પૃ. ૨૩૪ ૯–૧–૯૬

"રૂપીયા ૬૦૦ × + પુગ લીધા છે તે રૂપીયા દેવાની વિગત રૂ. ૪૦ × × દેવા તેને પેટે થાલમાં દામલી ગામમાં અગાઉ ઘર નગ ૧ છે તેથી વસુલ કરી લેવા. રા. ૫૬૦ કાંધા ન. ૧૪ × + × વરસ ચૌદ લગી દેવા છે તેના પેટે હમારી સાંતીની પેદાશ પ્રમાણે થાલ ઉપર લખ્યા રૂપીયા વસુલ થતાં સુધી ભરવી છે." આવા મજકુરનો દસ્તાવેજ છે તેમાં રા. ૬૦૦ ની ફોડ કર્યાથી તે ફોડવાર જુદો દસ્તાવેજ થતો નથી પણ રા. ૬૦૦નું ગીરો ખત ગણી લાગત લગાડી છે તે બરાબર છે દી (શા. સ્ટાં. ખુ. નંબર ૧૨/૯૪–૯૫ ફે. ૨–૮–૯૫ લખમીચદ કલાણુ ૭ વી. હીરાચંદ જાંગનો દસ્તાવેજ જુઓ

કબજા ગીરો ખતમાં એવો મજકુર છે કે "તમારે કબજે કરી આપી છે તેનો મો બદલો તમારા નામ ઉપર કર્યો આપ્યો છે તથા ... સ... માલની થતી પેદાશ એ સર્વે આ ખતના રૂપીયાના થાલમાં છે × × આ ખતના રૂપીયાનું વ્યાજ દરસાલ માહા, સુદ ૨ કપાસના પેહેલા વેચાણમાંથી તમેને આપવું છે × × પણ જો અમારી ખેડના ઉત્પન્નમાંથી વધારો રહે ને અમો ભરીએ તો ઉપર લખી બંધીનો અક્ષેપ ન લેતાં તમારે લેવા" આ

મજકુર ઉપરથી થાલમાં આપેલી જમીન ખેડવા સારૂ રાખ્યાનો કરાર હાલના લેખથી લખી આપનારે કરી આપ્યાનું લેખની ઇબારત ઉપરથી જણાઇ આવતું નથી કદી ખેડવા સારૂ રાખી એમ માનતા પણ તે હાલના લેખથી રાખી છે એમ કેહેવા લેખ ઉપરથી આધાર મળતો નથી. જમીન ખેડવા રાખ્યાનો કરાર લેખથીજ કરવો એવી કાયદાથી ફરજ રાખેલી નથી ત્યાં સુધી હાલના પક્ષકાર દરમ્યાન એ જમીન ખેડવા રાખ્યા બાબત મોઢેથી કરાર થયો છે એમ માનવા હરકત નથી ને તેવો કરાર થયાનું લેખથી નીકળતું નથી માટે તે મજકુર જુદી લાગતને માત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૮ સને ૧૮૯૪–૯૫ ફી. ૩૦–૧૦–૯૫ કરશન ઝવેર વિ. સવજી જસારે ચાંવડના

"તમારા લેણાનો નિકાલ કરતાં તમોને રૂા. ૨૮ × × × રોકડા આપ્યા તે સરવે જતા બાકી રૂા. ૨૦૦ તમોને દેવા ઠર્યા છે + + + રૂા. ૨૮ રોકડા ભર્યા ને રૂ ૧૦ માં ગાય

આપી તે રકમ જતાં છુટ વીગેરે કરતાં માત્ર રૂ ૨૦૦ નો આ દસ્તાવેજ કરી આપું છું" આ મજકૂર પાવતી કે ફારકતીમાં આવવાને માટે તે લખી લેનારે લખી દીધેલો હોવો જોઇએ તે પ્રમાણે ન હોવાથી તે જુદી લાગતને માત્ર નથી. ( રૂ ૨૮ રોકડા તથા રૂ ૧૦ ગાયના ને છુટ મુકયાના મજકૂરની લાગત સંબંધે પ્રશ્ન હતો) દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૩૧/૯૪–૯૫ ફે. ૪–૧૧–૯૫ ઢીસોર ઠાકરશી વી. ડાયાશીપા.

રૂપીયા ૧૯૦૦૦નો કબજાગીરો ખતના સ્વરૂપનો દસ્તાવેજ છે તેમાં "કોઇ થર પડી જાય તો તેને કરાવવાનું ખર્ચ થાય તે વ્યાજ સાથે મજરે આપવું છે પણ આ ખોરડાનું ખર્ચ એક વરસમાં રૂ ૧૦૦ થી વધારે કરવું નહીં" આવો મજકુર છે નોંધણી કામદારે ફી ૧૯૦૦૦ ઉપર જુદી ને રૂ ૧૦૦ ઉપર જુદી સ્ટાંપને નોધણી લાગત ગણી લીધી છે રા. સા તપાસણી કામદારને મત છે કે રૂ ૧૯૧૦૦ ઉપર લાગત લગાડવી જોઇએ ઠરાવ્યુ કે નોધણી કામદારે જુદી જુદી લાગત ગણી લીધી છે. તે બરાબર હોવાનો અભીપ્રાય બરોબર છે. ( ને લગાડેલો સ્ટાંપ રૂ ૭૮ નો જોઇએ તે કરતાં વધારે છે ) નો શે નં. ૧૮૦ તા ૧૪–૨–૯૬.

ગીરો દસ્તાવેજમાં "સદરહુ જમીનમાં જે શેડું છે તે તમો સીરાબંધ બંધાવો તેનું ખર્ચ રૂ ૧૦૦) સુધી કર જો" એ પ્રમાણે લખી સદરહુ ખર્ચ મજરે આપવાનું પણ લખેલું છે આ કરાર સ્ટાં. ખુ. ૧૩૪/૯૫–૯૬ ફે ૧૮–૧૧–૯૧ ના આધારે જુદો દસ્તાવેજ થઇ શકે તેવો છે. ( જુઓનો. શે. ન. ૧૮૧ તા. ૧૪–૨–૯૬

"ઉપર લખ્યા ખેતરો તમને કબજા ગીરો ધાસ ધરેણે લખી આપ્યા છે તે ઉપર લખ્યા રૂપીયાનું વ્યાજ નહીં ને તે ખેતરની ઉપજ તમે ખાઓ તેનો હીસાબ નહીં + + + + ઉપર લખ્યા ખેતરો અમે તમારી પાસેથી વરસ ૩ ના કરારથી ખેડવા રાખ્યા છે તે ખેતરની ઉપજમાંથી તમને ભાગ નીચે પ્રમાણે દેવો + + + આવો મજકુર દસ્તાવેજમાં છે. તેથી તે ગીરો ખત ને કબુલાત બને સ્વરૂપનો છે માટે બનેની લાગત લેવી કારણ ઉપજનો ભાગ વ્યાજના પેટે આપે છે એમ કહી શકાતું નથી નો. શે. નંબર ૨૩૦–૨૩૧–૨૨૯ તા. ૨૪–૩–૯૬ તથા નો. શે. નં. ૨૯૧ તારીખ ૮–૬–૯૬ સ્ટાં. ખુ. ન ૫૭ સને ૧૮૯૫–૯૬ ફે. ૧૬–૬–૯૬.

સાનગીરોનો મતલબ એવો છે કે "તમારા નાણા લેહેણા રહે તે સાલ સુધી તે ખેતરની ઉપજ ભોગવવા બાબતની આવે તે આ નાણાના બ્યાજને બદલે સુખેથી તમો ખાજો + + + હાલ હમો ખેડીએ છીએ તેથી જમીનની કુલ ઉપજમાંથી ભોગનો ભાગ ૧ ધારા મુજબ આપવો છે ને સદર ખેતરો અમારી જાતે સારા બળદોથી ખેડી વાવેતર સાલ દર સાલ કુલ જમીનમાં ઉપજ સારી રીતે કરવી છે + + + + પેદાશ તમારા ભાગની જે આવે તે અમારે તમારા ઘેર બેઠા પોચ કરવી છે + + મોલ વાડતી વખતે તમારી રજા લેવી છે તમો ઉપરી કે હવાલદાર મોકલશો તેનું પેટીયું તથા સુખડી ધારા મુજબ દેવી છે." આ પ્રમાણે સાનમાં લખી આપેલી જમીન ખેડવાનો જે કરાર છે તે સાન ખતના અંગ ભુતનો નથી. પણ કબુલાતના સ્વરૂપનો છે તેથી આ દસ્તાવેજ સાનગીરોને કબુલાત બને સ્વરૂપનો છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૮૭ સને ૧૮૯૫–૯૬ ફે. ૧૨–૬–૯૬ તલકચંદ જીણા વિ. જુલા દેઘાનો દસ્તાવેજ.

ગીરોખતમાં લખેલી જમીન ત્રીજા શખસના નામે ચાલે છે તે ત્રીજા શખસે ગીરો દસ્તાવેજમાં કરાર લખી આપ્યો છે કે "સદરહુ જમીન મારે નામે ચાલે છે તે મારા ખાતેથી કમી કરી તમારે ખાતે ચઢાવી દેવા હું કબુલ છું + + +" આવો મજકુર છે તે કરાર થાય છે ને તેમ મજકુરની પ. ૧ રકમ ૬ પ્રમાણે લાગત લેવી. કારણ ગીરો બ્યવહાર કરનારાએ આ કરાર કરી આપ્યો નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૯૩ સને ૧૮૯૫–૯૬ ફે. ૧૮–૬–૯૬ શા. જેઠાલાલ ત્રીભોવનદાસ વિ. દામનગરના દસ્તાવેજ.

( ખ ) સ્ટાંપ તથા તેનો ઉપયોગ કરવાની રીતિ વિષે.

લાગત આપવાની રીતિ. ૮ આ નિબધમાં મુદ્દામ બીજી રીતનો ઠરાવ કર્યો હોય તે શિવાય, દરેક દસ્તાવેજ જે આ નિબધ પ્રમાણે લાગતને પાત્ર હોય, તેને માટે જે લાગત ભરવી જોઇએ તે લાગત આપ્યાનું સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપર સ્ટાંપના રૂપે દેખાડેલું હોવું જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૯ ને મળતી છે.

આ કલમ ઉપરથી એમ નથી નિકળતું કે જે દસ્તાવેજને ચોડવાનો સ્ટાંપ લગાડવાના અધિકાર છે તે ટીકટ ચોડીને કરવાને બદલે સ્ટાંપ ઉપર થાય તો તે વગર સ્ટાંપનો ગણાય વ. નો. સે. નંબર ૩૭ તા. ૫–૧૧–૮૯ સ્ટા. ખુ. વો. પૃ. ૪૭

૯ નીચે લખેલા દસ્તાવેજ ઉપર ચોઢવાનો સ્ટાંપ લગાડવાનો અધિકાર છે, એટલે:—

ચોઢવાના સ્ટાંપનો ઉપયોગ. ૧ કોઇપણ દસ્તાવેજ જેને પરિશિષ્ટ નંબર ૧ માં એક આનાની લાગત કહી છે, એવો દરેક દસ્તાવેજ.

(૨) આ રાજ્યની બાહેર લખેલી કિંવા કરેલી હુંડી તથા ચેક તથા વાયદા ચીઠી

(૩) કોઇપણ પબ્લીક કંપનીના ભંડોળનો ભાગ ( શેર ), જે શેરો લખીને બીજાના નામ ઉપર કરી આપવાનો યોગ્ય છે, તે ઉપરના સદરહુ પ્રકારના શેરોને.

(૪) જે ઠેકાણે દસ્તાવેજને લગાડેલો અપુર્ણ સ્ટાંપ પુરો કરી આપવા વાસ્તે ચોઢવાનો સ્ટાંપ સરકારી અમલદારે લગાડી આપવો એવો હજુરથી હુકમ થયો હોય, તે ઠેકાણે પુરો સ્ટાંપ કરી આપવાનો દસ્તાવેજ.

(૫) પબ્લીક વર્કસ ખાતામાં થનાર કરારનામા.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ એકટની કલમ ૧૦ ને મળતી છે

આ કલમની ૫ રકમ આજ્ઞાપત્રીકા ભા. ૨ તા. ૨૧-૪-૯૨ પૃ. ૭૦૧ ઉપર પ્રસીદ્ધ થયેલા તા. ૬-૫-૯૨ ના હજૂર હુકમથી વધારી છે.

હુંડી આ શબ્દ તે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો ( જુઓ ચૈત્ર વદ ૨ સં. ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ના અજ્ઞાપત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો ) આ સુધારાનો અમલ સદરહુ પ્રસિદ્ધ થયા તારીખથી કરવા દી. સ્ટાં. ખુ. નંબર ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃષ્ટ ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે

**ચોઢવાનો સ્ટાંપ રદ્દ કરવો.**

૧૦ જે કોઇ આ નિબંધ પ્રમાણે ચોઢવાનો સ્ટાંપ દસ્તાવેજને લગાડશે તેણે તે સ્ટાંપ નો ફરી ઉપયોગ ન કરાય, એવી રીતે તે સ્ટાંપ લગાડતી વખતે રદ્દ કરવે. જોઇએઃ—

અને ચોઢેલા સ્ટાંપવાળા કોઇપણ કાગળ ઉપર કોઇ માણસ કોઇપણ દસ્તાવેજ કરી આપશે, ત્યારે સદરહુ સ્ટાંપ, ઉપર કહેલી રીતે પેહેલાંજ રદ્દ કરેલો નહોય તો, તેણે તે દસ્તાવેજ કરી આપતી વખતે તે સ્ટાંપ તેનો ફરી ઉપયોગ નથાય, એવી રીતે રદ્દ કરવા જોઇએ.

કોઇપણ દસ્તાવેજ ઉપર ચોઢવાનો સ્ટાંપ છતાં તે સ્ટાંપનો ફરી ઉપયોગ નકરાય એવી રીતે તે સ્ટાંપ રદ્દ કર્યો નહોય, તો તે દસ્તાવેજ તે સ્ટાંપના સબંધ પુરતો વગર સ્ટાંપનો છે, એમ સમજવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૧ ને મળતી છે.

**સ્ટાંપ મારેલા કાગળ ઉપર દસ્તાવેજ શી રીતે લખવો.**

૧૧ જે દસ્તાવેજ સ્ટાંપ મારેલા કાગળ ઉપર લખવાનો તે એવી રીતે લખવો કે, તે ઉપરનાં સ્ટાંપ સ્પષ્ટ દેખાય, તથા બીજા કોઇ પણ દસ્તાવેજ માટે તે સ્ટાંપ કાગળનો ઉપયોગ કરી શકાય નહીં, કિંવા લગાડી શકાય નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૨ ને મળતી છે.

**એક સ્ટાંપ ઉપર એકજ માત્ર દસ્તાવેજ હોવો જોઇએ.**

૧૨ જે સ્ટાંપ કાગળ ઉપર એકવાર દસ્તાવેજ થયો હોય, તે સ્ટાંપ કાગળ ઉપર લાગતને પાત્ર હોય એવો બીજો દસ્તાવેજ લખવો નહીં. પરંતુ તે દસ્તાવેજ ઉપર નીચે લખ્યા પ્રમાણે શેરા કરવાને આ કલમથી બાદ આવે છે એમ સમજવું નહીંઃ—

( ૧ ) તે દસ્તાવેજ ઉપરથી ઉત્પન્ન થયેલો હક્ક કિંવા સાબિત થનારો હક્ક બીજા કોઇના નામ ઉપર કરી આપવાનો શેરો.

( ૨ ) તે દસ્તાવેજ ઉપરથી જે પૈસા આપવાનું કિંવા માલ સ્વાધિન કરવાનું નક્કિ કર્યું હોય તે પૈસા કિંવા માલ પેહોચ્યાનું કબુલ કર્યાનો શેરો.

( ૩ ) તે દસ્તાવેજ ઉપરથી આપેલા પૈસા કિંવા માલ પાછો આવ્યો હોય તો, પાછો પોહોચ્યાનું કબૂલ કર્યાનો શેરો.

માત્ર આવા શેરાને આ નિબંધ પ્રમાણે સ્ટાંપ લગાડવો જરૂર હોય તો તે લગાડવો પડશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આકટની કલમ ૧૩ ને મળતી છે.

રૂપીયા ૪૨૫નું ગીરો ખત પુરૂં થયા પછી તે ઉપર સુમારે એક માસે કરી આપનારે રૂ. ૭૫ લીધાનો મજકુર લખી એકંદર રકમ રૂા. ૫૦૦ માટે પ્રથમ તારણમાં આપેલી મિલકત ઉપર જવાબદારી રાખ્યાનું લખી સહી સાક્ષી કરી આપેલી છે. બીજીવાર (તો રૂા. ૭૫ લઇ લખી આપેલો મજકુર) નો લેખ સાદા કાગળ ઉપર થયેલો ગણવો જોઇએ. (જુઓ કલમ ૧૯) દી. શા. સ્ટાં. ખુ. નબર ૬૦ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૬–૨–૯૨ વો. ૨ પૃ. ૧૪૧.

તાજા કલમનો મજકુર લેખની જોડેજ કરેલો જણાય છે માટે તે વિષે નવીન લાગત લેવા કારણ નથી (જુ. દી.શા. સ્ટાં. ખુ. ન. ૬૩ સને ૧૮૯૧–૯૨ ફે. ૮–૩–૯૨ વો. ૨ પૃ. ૧૫૧.

રૂપીઆ ૩૫૦ લઇ તે વિષે વ્યાજ આપવાનો તથા તેના તારણમાં સ્થાવર સાનમાં આપ્યાનો કરાર કર્યોછે એવું ગીરોખત લખી સહી સાક્ષી થયા પછી તેજ વખતે તે દસ્તાવેજ નીચે તાજા કલમ લખી છે કે "રૂા. ૧૨૫ માં ઉપર લખેલુ ઘર ધરાણેછે તેનું વ્યાજ આપવાનું નથી, રૂા. ૨૨૫ વ્યાજવા છે" આ પ્રમાણે લખી સહી સાક્ષી થયેલી છે ઠરાવ્યું કે કરજ પેટે તારણ તરીકે લખી આપવાની મિલકતના ધોરણે કરજની રકમનો ફેડ લેખમાં કર્યો હોય તો જુદા દસ્તાવેજ ગણાના નથી એમ ઠરાવ્યું છે (જુ. સ્ટા. ખુ નં. ૬૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૫–૩–૯૧ સંગ્રહ ભા. ૧ પૃ. ૧૫૪ ) હાલની તાજા કલમ પણ જુદી લાગતને પાત્ર થતી નથી કેમકે જે મિલકતનો કબજો ગીરોદાર તરફ હતો તે મિલકત ભૂલથી લેખમાં માત્ર સાન લખાયેલી તેની દુરસ્તી, બેઉ પક્ષકારની સંમતિ થી લેખની તારીખે તે વખતે વ્યવહાર પુરો કરતાં અગાઉ કરેલી છે આવી રીતે ભૂલની દુરસ્તી બેઉ બાજુની સમતીથી તાજા કલમ વિગેરે પ્રકારથી કરવામાં આવે તો સ્ટાંપની જરૂર નથી. ( જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૬ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૯–૫-૯૨ વો. ૨ પૃ. ૧૭૦

ગીરોખતમાં તારણવાળી જમીન અંદરનાં ઝાડોની દીશા પ્રથમ ભૂલથી જૂદી આપેલી તે દુરસ્ત કરવા તાજા કલમ કરી ખરી દીશાઓ બતાવી છે. તેથી તે તાજા કલમ બીજો દસ્તાવેજ થતો નથી કારણ એ જાતની તાજા કલમથી કંઇ મુદ્દની બાબતમાં ફેરફાર કરેલો જણાતો નથી માત્ર ભૂલની દુરસ્તી છે. વળી આ તાજા કલમ લેખની મીતી એજ અને તેના તે સક્ષી સમક્ષ બેઉ પક્ષવાળાની સમંતીથી લેખનો વેહેવાર પુરો થઇ લખી લેનારને સ્વાધીન કરતાં પેહેલાં થયેલી જણાય છે. ( દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૫ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૨૯ –૫–૯૨ વો. ૨ પૃ. ૧૭૬

મુળ લેખ લખાઇ તે ઉપર સહી સાક્ષી થયા બાદ "આ ખતનું ઉત્પન્ન આવે તે આં ધળા લુલાના સદાવ્રત ખાતે છે મી. મજકુર" આવો મજકુર લખ્યોછે પણ તે તળે સહી સાક્ષી નથી માટે તેને દસ્તાવેજનું સ્વરૂપ નઆાવ : સ્ટાંપની ગણીમાં આવે છે ( જુ. દી શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૩૬ સને ૧૮૯૧–૯૨ ફે. ૧૧–૧૨–૯૧ વો. ૨ પૃ. ૧૨૩ તથા પૃ. ૭૪

પાછળથી કરી આપેલી તાજા કલમથી વિક્રીના વેહેવારનું સ્વરૂપ મુદાની બાબતમાં ફરે છે અને એ શેરાથી નવો વિક્રીનો વેહેવાર થાયછે અને દસ્તાવેજ થયા પછી ઘણી મુદતે કર્યોછે માટે વેચાણ વેચાણખત પ્રમાણે લાગત લેવી. ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧ સને ૧૮ ૯૧–૯૨ ફે. ૨૩–૯–૯૧ વો. ૨ પૃ. ૯૮

ગીરોખતમાં એવી એક શરત હતી કે ગીરો આપેલી મિલકતમાં નવીન ઝાડ થાય તે ગીરોખત કરી લેનારનો માલ છે એ સરત સંબંધે ગીરોખત કર્યા પછી આશરે પાંચ માસે

તે નીચે તાજા કલમનો શેરો કર્યો તેમાં ઠરાવ્યું હતું કે, ગીરો માલકી રહે ત્યાંહાં સુધી નવીન ઝાડનો ઉપયોગ કરી લેઆર કરે ને જ્યારે મિલકત છુટે ત્યારે ઝાડ લખી આપનારના સ્વાધિન કરવા" આ તાજા કલમ નીચે બંન્ને પક્ષની સહી છે આ તાજા કલમનો શેરારૂપે કરેલો લેખ નવીન શરતનો લેખ થાય છે અને તેથી પ્રથમના કરારમાં ફેરફાર થાય છે અને નવીન કરાર થાય છે માટે તેને પ. ૧ રકમ ૨૦ પ્રમાણે લાગત લેવી ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નબર ૧૨ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૯–૧૦–૯૨ વો. ૩ પૃ. ૨૪ તથા સ્ટાં, ખુ. નં. ૨૬ સને ૧૮૯૨–૯૩ ફે. ૧. ૧૧–૯૨ વો. ૩ પૃ. ૨૬

ગીરો દસ્તાવેજ થયા પછી પાછળથી તાજા કલમમાં લખ્યું હતું કે "દસ્તાવેજમાં ઝાડ સાન આપ્યાનું લખ્યું છે તે કિયા ઠેકાણે ને તે કેટલાં તે લખ્યું નથી તેથી તે દસ્તાવેજમાંથી કમી કર્યા છે." એવી ટીપ દસ્તાવેજ પુરો થયા પછી આશરે બે માસે કરી એટલે દસ્તાવેજ નોંધાવવા માટે રજુ કર્યો તે વખતે કરી બંન્ને પક્ષે સહી કરી હતી ઠરાવ્યું કે નાંધણીકામદાર નોંધણીની સોધ માટે ખાતાની રૂઇએ પક્ષકાર પાશેથી ખુલાસો કરાવી લીધો છે માટે નવો દસ્તાવેજ થતો નથી ને તેને ક. ૬ લાગુ પાડવી બરાબર નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૩ સને ૧૮૯૨–૯૩ ફે. ૧–૨–૯૩ વો. ૩ પૃ ૫૯

જે સ્ટાંપ કાગળ ઉપર એક દસ્તાવેજ થયો હોય તે સ્ટાંપ કાગળ ઉપર લાગતને પાત્ર હેય એવો બીજો દસ્તાવેજ લખવા પ્રતીબધ છે માટે મુળ લેખ નીચે બીજો તથા ત્રીજો દરેક દસ્તાવેજ સાદા કાગળ ઉપરના થયેલા ગણવા દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૨–૯૩ ફે. ૨૭–૪–૯૩ વો. ૩ પૃ. ૧૪૩

અનિયમિત મુદતની ભાડા ચીઠીમાં સહી સાક્ષી થયા પછી તેના નીચે તાજા કલમ કરીછે તેમાં લખ્યું છે કે "સદરહુ ભાડા ચિઠ્ઠીની અવધ વરસ એકની છે તે દરમ્યાન અમારાથી ભાડું પોહોચવામાં ખલેલ આવ્યા વિના તમારાથી કઢાય નહી" એ પ્રમાણે લખી સહી સાક્ષી કરીછે ઠરાવ્યું કે પાછળથી નવીન કરાર કર્યાથી મુળ લેખમાં ફેરફાર થાયછે ને નવીન ભાડા ચીઠી એક વરસની કરી એમ માનવું જોઇએ માટે તાજા કલમ પરીશીષ્ટ ૧ રકમ ૨૦ क પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં, ખુ. નં. ૧૦૯ સને ૧૮૯૨–૯૩ ફે. તા. ૪–૧૧–૯૩ વો. ૩ પૃ. ૨૯૮

વેચાણ ખતમાં સહી સાક્ષીઓ થયા પથી તાજા કલમ કરી છે તેમાં લખ્યું છે કે "સદર મિલકત પાલાપલાવાના જામીન મજકુરના ભગત ગીરધર નરશીને આપ્યા છે તે પોતે પલાવે છુટે ને અમારો અક્ષેપન લેતાં જવાબ દે સહી. હું ગીરધર નરશી જમાન થઇ લખી આપું છું કે સદરહુ મિલકતને હરકત થાય તો, તેની જવાબદારી અમારા શિર છે હરેક માલ મીલકતથી જવાબ દઇએ સહી." એટલું લખી સહી સાક્ષીઓ કરાવી છે. આ તાજા કલમમાં મીતી નથી આ મજકુર સહી સાક્ષી થતાં અવલ લખ્યો હોતતો લાગતની પાત્રતામાં આવત નહીં પણ પછી લખેલો છે ને વળી તે ઉપર મીતી નથી તેથી તે સ્વતંત્ર કરાર થાય છે ને પરીસીષ્ટ ૧ રકમ ૧૯ પ્રમાણે લાગતને પાત્ર થાય છે. આ મજકુર દસ્તાવેજ થયો તેજ વખતે ને તેજ વ્યવહાર પુરો થયા પેહેલાં લખ્યો હોય તો તે દસ્તાવેજનો ભાગ માની જુદી લાગત પડત નહીં. દી. શા. સ્ટા. ખુ. નબર ૧૨૬ સને ૧૮૯૨–૯૩ ફે. ૪–૧૧–૯૩ વો. ૩ પૃ ૩૦૫.

દસ્તાવેજમાં "ઘર શિવાય બીજા કોઇ પણ પ્રકારનો મજીયારો રહ્યો નથી. જ્યારે તમારે હમારે મોખ આવશે, ત્યારે ફક્ત જે ઘર મજીયારૂં રાખ્યું છે તેની સમજણ કરીશું." એવો મજકુર લખ્યો છે. દસ્તાવેજ નીચે સહી સાક્ષી થયા પછી તાજા કલમ કરી છે કે "જે ઘર મજીયારૂં રાખ્યું છે તેનો પણ નિકાલ કરી કીંમતના રૂ. ૩૬૨ા લીધા છે હવે સદર સંબંધી હવે મારે લેવા દેવા નથી." એમ લખી ફરી સહી સાક્ષીઓ કરી છે. તાજા કલમમાં "મીતી મજકુર" એમ પણ લખ્યું છે જેથી જે વાતનો નિકાલ કરવાનું આગળ ઉપર રાખ્યું હતું તેનો નિકાલ તરતજ કર્યો છે માટે તે સ્ટાંપ લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૮ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૩૯૯.

વેચાણખત ઉપર સહી સાક્ષી થયા પછી તે નીચે પાંચ મહિને "સદરહુ વેચાણ આપેલું ઘર જીર્ણ થયેલું તે પડવાની તથા જગ્યાની સંકડાશની હરકતથી તમોને વેચાણ આપી તેની કીંમતના ઉપરના રૂપીયા તમારી પાસેથી લઇને રૂપીયાનું બીજું ઘર રાખ્યું છે" આવા મજકુરની તાજા કલમ કરીછે આ કરાર ઘર શામાટે વેચવું પડ્યું તે તથા વેચાણના આવેલા રૂપીયાનું શું કર્યું તે બાબતનો છે પરીશીષ્ટ ૧ માં તે આવી શકતો નથી તેથી લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં, ખુ. નં. ૧૧૮ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૦૩

મુળ દસ્તાવેજનું સ્વરૂપ અગર મુદ્દાની બાબતમાં ફેરફાર થાય તો તે જુદો દસ્તાવેજ થાય નો. શે. નં. ૨૭૦ તા. ૧૩-૩-૯૩

ગીરોખત નીચે સહી સાક્ષીઓ થયા પછી તાજા કલમ કરી છે તેમાં લખ્યું છે કે, "રૂપીયા ન ભરૂં તો જમીનનો મોબદલો કરાવી આપવો છે ને તેમાં ખર્ચ થાય તે અમારે માથે છે" આ કરાર ગીરોનો અંગભુત છે કેમકે ગીરોવાળી મીલકતનો કબજો પુર્ણ પણે કરી આપવાના જે રસ્તા છે તેમાંનો આ એક માર્ગ છે ને સ્વામિત્વમાં ખામી ન રહેવા માટે લખવામાં આવે છે માટે સ્ટાંપને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૧-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૪૪

દસ્તાવેજનો વહેવાર પુરો કરતાં પેહેલાં દસ્તાવેજનો વેહેવાર પુરો કરવા માટે દસ્તાવેજ નીચે શેરા કરવા પક્ષકારને છુટ છે દસ્તાવેજની મીતીને શેરાની મીતી એકજ છે પણ મુળ દસ્તાવેજના નીચે ને શેરા નીચેની સહી સાક્ષીઓ જુદા જુદા ઇસમોએ કરેલી હોવાથી દસ્તાવેજનો વેહેવાર પુરો કરવામાં એક બેઠકે લખાણ થયું નથી એમ માનવા કંઈ કારણ નથી નોં. શે. નં. ૧૨૨ તા. ૨-૧૦-૯૫

દસ્તાવેજ પુરો થયા બાદ થોડા દીવસે રૂ. ૧૦ા પુરતો જુદો લેખ તે નીચે તાજા કલમ કરી લખ્યો છે. ને તેમાં ઉપલા દસ્તાવેજની હકીકત જીવાડી છે પરંતુ કુલ રૂપીયાનું નવું ખત થયું એમ માનવા અંદેશો પડે છે માટે રૂ. ૧૦ા પુરતું ખત માની લાગત રીતસર લેવી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૯ સને ૧૮૯૫-૯૬ ફે. ૦૧-૬-૯૬.

૧૧ મી તથા ૧૨ મી કલમો વિરૂદ્ધ લખેલો દસ્તાવેજ વગર સ્ટાંપનો છે એમ સમજવું.

૧૩. અગીયારમી તથા બારમી કલમો વિરૂદ્ધ લખેલો પ્રત્યેક દસ્તાવેજ વગર સ્ટાંપનો છે એમ સમજવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૪ ને મળતી છે.

ખતની પીઠે, ખત ઉપરનો હક્ક બીજાના નામે કરી આપવાનો શેરો કર્યો હોય તો તેથી કલમ ૧૨ નો ભંગ થયો એમ ગણવા કારણ નથી, કેમકે એ કલમ ૧૨ સ્ટાંપ નિબંધ અમલમાં આવ્યા પછી સ્ટાંપ કાગળ ઉપર એકવાર દસ્તાવેજ થયો હોય તે તળે લાગતને પાત્ર એવો બીજો લેખ લખાય, તેને લાગુ પડી શકે આ શેરાને પરીસીષ્ટ ૧ રકમ ૧૮ પ્રમાણે ખતની રકમ ઉપર સ્ટાંપ લેવો (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૧૧ સને ૧૮૯૦-૯૧ ફૈ. તા. ૧-૮-૯૧ વો. ૨ પૃ. ૧ લું તથા દી. શા. સ્ટાંપ ખુ. ૨ નં. ૧૧૨ સને ૧૮૯૦-૯૧ ફૈ. તા. ૧-૮-૯૧ વો. ૨ પૃ. ૫.

૧૪ એક દસ્તાવેજ પેહેલાં થયો છતાં તેની સ્ટાંપની પુરી લાગત દેખાડવી તે. અપાઇ ગઈ હોય, અને તે દસ્તાવેજ ઉપર આધાર રાખનારો બીજો દસ્તાવેજ થયો હોય, અને તેથી તેની આ નિબંધ પ્રમાણે કમી લાગત પડવાની હોય, કિંવા મૂળગીજ લાગત પડવાની ન હોય, ત્યારે એક દસ્તાવેજ ઉપર પુરી લાગત આપ્યાની વાત, સ્ટાંપ કામદાર કિંવા પ્રાંતના સુબા અથવા તેમના તાબામાંના નાયબ સુબાએ પોતાની પાસે કોઈ બંને દસ્તાવેજ આણી દેખાડે તો બીજા દસ્તાવેજ ઉપર શેરો કરી દર્શિત કરવી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૫ ને મળતી છે.

આ કલમ પ્રમાણે શેરો થયેલો ન હોય તો, તે કારણથી તે દસ્તાવેજ અપુરતા સ્ટાંપ ઉપરનો ગણવો એવો સ્ટાંપ નિબંધ ઉપરથી કંઈ આધાર જણાઈ આવતો નથી. માટે અટકાવવાનું કારણ નથી. ( દસ્તાવેજ પટો ને કબુલાત એકજ વખતે એકજ મીલકત સબંધે થયા છે ને પટાને પુરી કીંમતનો સ્ટાંપ પરી. ૧ રકમ ૨૦ પ્રમાણે લગાડયો ને કબુલાતને તેજ કલમમાં બતાવ્યા પ્રમાણે ૦॥ લગાડયા છે પણ આ કલમ પ્રમાણે શેરો ન હોવાથી પ્રશ્ન ઉત્પન્ન થયો હતો ) દી. શા. સ્ટાં ખુ. ૨ નંબર ૮૫ સને ૧૮૯૧-૯૨ ફૈ. ૩૦-૩-૯૩ વો. ૩ પૃ. ૧૧૮.

## ( ગ ) દસ્તાવેજ ઉપર સ્ટાંપ લગાડવાના વખત બાબત.

આ રાજ્યમાં કરી આપવાના દસ્તાવેજને સ્ટાંપ લગાડવાનો કાગળ.

૧૫. જે દસ્તાવેજ લાગતને પાત્ર હોય, તથા જે આ રાજ્યમાં કોઇપણ માણસે કરી આપવાનો હોય, તેને તે કરી આપતાં પેહેલાં કિંવા તે કરી આપતી વખતે સ્ટાંપ લગાડવો જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૬ ને મળતી છે.

હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી આ સિવાય બીજા દસ્તાવેજ આ રાજ્યની બાહેર કરી આપ્યા હોય

૧૬ હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી આ સિવાય કોઈ પણ દસ્તાવેજ, આ રાજ્યની બાહેર કરેલો હોય તેને આ રાજ્યમાં પ્રથમ આવ્યા પછી ૬ મહિનાની અંદર સ્ટાંપ લગાડવાનો અધિકાર છે; અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજ બાબત કહેલા સ્ટાંપના પ્રકાર પ્રમાણે તે દસ્તાવેજને ખાનગી માણસથી યોગ્ય રીતે સ્ટાંપ લગાડી શકાતો ન હોય, ત્યારે તે દસ્તાવેજ ૬ મહિનાની સદરહુ મુદતમાં સ્ટાંપ કામદાર અથવા પ્રાંતના

તેમને સ્ટાંપ લગાડવા વિષે. સુબાની પાસે લઈ જવાનો અધિકાર છે; અને સદરહુ પ્રકારનો દસ્તાવેજ સદરહુ પ્રમાણે લઈ જનાર જે કિંમતનો સ્ટાંપ માગી તે બાબત પૈસા આપે, તે કિંમતનો સ્ટાંપ, સ્ટાંપ કામદાર અથવા પ્રાંતના સુબાએ તે દસ્તાવેજ ઉપર લગાડવો.

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આકટની કલમ ૧૭ને મળતી છે.

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનાર બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો. (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪–૪–૯૨ની આજ્ઞાપત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ તારીખ (પ્રસીદ્ધ થયાની)થી કરવા દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨–૯૩ તા. ૨૯–૮–૯૨ નો ઠરાવ આ. ૫ ભા. ૨ પૃ. ૩૬ તા. ૮–૯–૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે.

આ કલમ પ્રમાણે સ્ટાંપ ચોડાવવા સારૂ દસ્તાવેજ સુબા પાસે રજુ ન કરતાં વહીવટદાર તરફ રજુ કર્યો હોય અને વહીવટદાર પાછો આપે તો દરમ્યાન ગયેલી મુદત અરજદારને આ કલમ પ્રમાણે મજરે મળે નહીં. હ. સ્ટાં. જા. નં. ૨૯૩૪ તા. ૯–૭–૯૩.

પરરાજ્યમાં મુખત્યાર પત્ર લખી આપેલાનો આ રાજ્યમાં ઉપયોગ કરવો હોય તો તે આ રાજ્યના સ્ટાંપ કાગળ ઉપર જોઇએ. આ રાજ્યના સ્ટાંપ ઉપર ન હોય તો કાયદા પ્રમાણે આ રાજ્યનો સ્ટાંપ પુરો કરાવી લેવાની તજવીજ કરવી ને તે કરાવી લીધા બાબત તથા તેના ખરાપણા બાબત તે પરહદના મામલતદાર, માજીસ્ટ્રેટ, સબ જજ્જ, અથવા સબ રજીષ્ટ્રરથી ઉતરતા દરજાના નહીં એવા અમલદારની રૂબરૂ થયું હોય તો તેનો આ રાજ્યમાં ઉપયોગ કરવો. મુ. વટહુકમ નંબર ૧૨૩ તા. ૨૦–૨–૯૨ વો. પૃ. ૧૭૯.

પરહદમાંથી કમીશન વિગેરે જોડે જે દસ્તાવેજ આવે તે આ રાજ્યના સ્ટાંપ નિબંધ પ્રમાણે લાગતને પાત્ર હોય, ને તેને સ્ટાંપ અધુરો અગર સમુળગો ન હોય તો સ્ટાંપ નિબંધ પ્રમાણે લાગત અગર લાગતને દંડ લેવાનો વહીવટ સ્ટાંપ નિબંધ તથા નિયમ ઉપર લક્ષ રાખી આ ચંદેથી દરેક કોર્ટે રાખવો. દી. વ. નંબર તા. ૩૫/૯૩–૯૪ ૩–૪–૯૩ વો. ૩ પૃ. ૧૬૯.

જોડીયા માહાલ (સ્વસ્થાન નવાનગરના) મુનસફ કોર્ટના સવાલ પત્ર સાથે દસ્તાવેજ સાક્ષીને બતાવવા પુરતો પેટલાદ મુનસફ કોર્ટમાં મોકલ્યો તે વ. ન. ૩૫/૯૩–૯૪ પ્રમાણે અટકાવેલો છે ને ખુલાસા સારૂ નામદાર વરીષ ન્યાયાધીશમાં મોકલ્યો ઠરાવ્યું કે આ દસ્તાવેજો નવીન સ્ટાંપ નિબંધ અમલમાં આવ્યા પેહેલાના થયેલા છે તેથી તેને જુનો સ્ટાંપ નિબંધ લાગુ છે ઉપરનો વટ હુકમ નવીન સ્ટાંપ નિબંધ અમલમાં આવ્યો તે તારીખે કીંવા ત્યાર પછીથી થયેલા દસ્તાવેજને લાગુ થાય છે માટે દસ્તાવેજ અટકાવ્યો તે બરાબર નથી આ દસ્તાવેજને જુના સ્ટાંપ નિબંધની કલમ ૧૦ પ્રમાણે સ્ટાંપ લગાડી આપવો જોઇએ પણ તે હાલને પ્રસંગે લાગુ થતી નથી કારણ કમીશન પત્ર સાથે સાક્ષીદારને માત્ર બતાવવા પુરતા આવેલા છે ને આવી રીતે આવેલા દસ્તાવેજને તે કલમ લાગુ કરવા વહીવટ જણાતો નથી. દી. શા. સ્ટાં ખુ. નં. ૪૦/૯૩–૯૪ ફે. ૧૬–૧૧–૯૩ વો. ૩ પૃ. ૩૧૮.

આ રાજ્યમાં થયેલું મુખત્યાર પત્ર આ રાજ્યના સ્ટાંપ કાગળ ઉપર કરવું જોઇએ પરહદના સ્ટાંપ કાગળ ઉપર મુખત્યાર પત્ર લખી તેને આ રાજ્યનો સ્ટાંપ કાગળ જોડે તો એવું મુખત્યાર પત્ર સાદા કાગળ ઉપર થયેલું સમજવું કેમકે આવી રીતે સ્ટાંપ જોડવા લોકોને

અધિકાર આપેલો નથી પણ સરકારી અમલદાર પાસે રજુ કરી તેને સ્ટાંપ ચોડાવવાની તજવીજ થવી જોઇએ દી. શે. નં. ૮૧૩ તા. ૩-૩-૯૪ વા. ૩ પૃ. ૫૨૧.

આ રાજ્યની બાહેર લખેલી કિંવા કરેલી હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠીને સ્ટાંપ લગાડવા બાબત.

૧૭ આ રાજ્યની બાહેર લખેલી કિંવા કરેલી કોઇપણ હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી આ રાજ્યમાં કોઈ પણ ધારણ કરનારાના હાથમાં આવે ત્યારે તે આ રાજ્યમાં શીકારવા માટે કિંવા અવેજ મળવા માટે દેખાડ્યા પેહેલાં કિંવા તેની પાછળ શેરો કર્યા પેહેલાં કિંવા તે બીજાના નામ ઉપર કર્યા પેહેલાં કિંવા બીજી રીતે વેચાણ કર્યા પેહેલાં, તે ઉપર આ રાજ્યમાંનો યોગ્ય સ્ટાંપ લગાડેલો નહોય તો સદરહુ ધારણ કરનારે તે સ્ટાંપ લગાડવો જોઇએ તથા તે રદ્દ કરવો જોઇએ.

**આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૮ ના પેહેલા ભાગને મળતી છે.**

**હુંડી આ શબ્દ વ તે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ની આજ્ઞા પત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ તારીખ (પ્રસીદ્ધ થયાની)થી કરવા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. ૫. ભા. ૨ પૃ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસિદ્ધ થયો છે.**

## (ઘ) લાગત સારૂ કિંમત ઠરાવવી તે.

જૂદાં જૂદાંચલણના નાણામાં દસ્તાવેજની રકમ અથવા મોબદલો હોય તો સ્ટાંપની લાગત ની કિંમતનો હિસાબ ચલણી નાણામાં કરવા તે.

૧૮ લાગતને પાત્ર હોય એવા દસ્તાવેજની પરિશિષ્ટ ૧ માં જે લાગત કહી છે તે, દસ્તાવેજ બાબાશાહી નાણાનો હોય તો બાબાશાહી નાણાની સમજવાની, ને દસ્તાવેજ શિક્કાઈ નાણાનો હોય તો શિક્કાઇ નાણાની સમજવાની છે, અને દસ્તાવેજ કલદાર નાણાનો હોય તો કલદાર નાણાની સમજવાની છે.

જે દસ્તાવેજનું નાણું કિયું તે સ્પષ્ટ સમજાતું નહોય. કિંવા જે દસ્તાવેજને લાગનારી લાગત કિંમત ઉપર આધાર રાખતી નહોય, તે દસ્તાવેજને જે ઠેકાણે તે દસ્તાવેજ થયો અથવા પ્રથમ આવ્યો તે જગ્યાએ ચાલતા નાણાની લાગત સમજવાની છે.

જો કોઇપણ જગ્યાએ જે નાણું ચાલતું હોય તે નાણા શિવાય ઉપર લખેલાં બાકીનાં બે નાણામાંના કોઇપણ નાણાનો દસ્તાવેજ હોય અને જે નાણાનો દસ્તાવેજ હોય તે નાણાનો યોગ્ય સ્ટાંપ મળતો નહોય અથવા લગાડયો નહોય, તો તે પ્રસંગે તે દસ્તાવેજને લાગુ પડનારી લાગત નીચે લખ્યા પ્રમાણે તે ઠેકાણે ના ચાલતા નાણામાં સમજવાની છે.

| | | | |
|---|---|---|---|
| ૧. | બાબાશાહી | એક રૂપૈયાના કલદાર રૂપૈયા. | ૦-૧૪ |
| ૨. | બાબાશાહી | એક રૂપૈયાના શીક્કાઈ રૂપૈયા. | ૦-૧૪ાા |
| ૩. | શિક્કાઈ | એક રૂપૈયાના બાબાશાહી રૂપૈયા. | ૧-૨ |
| ૪. | શિક્કાઈ | એક રૂપૈયાના કલદાર રૂપૈયા. | ૦-૧૫ાા |
| ૫. | કલદાર | એક રૂપૈયાના બાબાશાહી રૂપૈયા. | ૧-૨ |
| ૬. | કલદાર | એક રૂપૈયાના શિક્કાઈ રૂપૈયા. | ૧-૦ાા |

ઉર લખેલાં ત્રણ નાણાં સિવાય બીજા નાણાંના દસ્તાવેજ હોય તો દસ્તાવેજમાંના નાણાનો, દસ્તાવેજની તારીખે જે બજાર ભાવથી ઉપર લખેલાં ત્રણ નાણાં પૈકી જે નાણું લાગત લેવાને ઠેકાણે ચાલતું હોય, તે નાણામાં બજાર ભાવથી આકાર કરીને આકાર કરેલા નાણાનો પરિશિષ્ટ ૧ માં કહેલી લાગત ગણવા સારૂ તે દસ્તાવેજ છે એમ સમજવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૯-૨૦ ને કંઈકિ અંશે મળતી છે.

હરરાજીના દાખલાની રકમ કલદાર છતાં પક્ષકારે શિકકાઇ નાણાનો સ્ટાંપ રજુ કર્યો ને તે ઉપર દાખલો કોરટે આપ્યો અરજદારને કલદાર નાણામાં લીલામ થયાની ખબર થતાં તેણે વગર તપાસે શિક્કાઇ સ્ટાંપ રજુ કર્યો તે તેની કસુર છે માટે દંડ વીગેરે ભરવો પડશે. સ્ટાંપ જોવાનું કામ નાજરનું હતું તે તેણે જોયું નથી માટે તેનો આઠ આના દંડ કરવો ઠરી. શે. જા. નં. ૮૨૩ તા. ૯-૩-૯૪ વો. ૩ પૃ. ૫૨૨

દસ્તાવેજ કબુલતના સ્વરૂપનો છે ને તે કબુલત કલદાર નાણાની છતાં તેના ઉપર લગાવેલી ટીકીટ બાબાશાઈ નાણાની છે ( એક આનાની ) આ લેખ જંબુસર કોર્ટથી વડોદરા માહાલ ન્યાયાધીશ રૂબરૂ કમીશન આવેલું તે ઉપરથી તપાસેલા શાહેદે રજુ કરેલો તેને કંપની નાણાંની કબુલત હોવાથી કંપની એક આનો ન ચોઢતાં બાબાશાઈ ચોડેલો જોઈ દંડ સાથે રૂા. ૫-૧-૦ લેવામાં આવ્યા છે. ક. ૪૨ પ્રમાણે સરસુબા તરફથી આ રેફ્રન્સ કર્યું છે કે બાબાશાઈ ટીકીટ ચોડયાથી તે યોગ્ય સ્ટાંપ ઉપરનો ગણાય કે નહીં ! ઠરાવ્યું કે આ દસ્તાવેજની લાગત કીંમત ઉપર આધાર રાખતી નથી કલમ ૧૮ નો ભાગ ૨ જોતાં તેમાં દસ્તાવેજનું નાણું કિયું તે સમજાતું ન હોય તો કીંવા કીમત ઉપર આધાર રાખતી ન હોય તો ચાલતા નાણાંની લાગત સમજવાની છે એમ લખેલું છે. આ બીજો ભાગ ક. ૧૮ ના ભાગ ૧-૩ ના અપવાદ રૂપ છે. માટે ચાલતા નાણાની લાગત લગાડેલી છે તેમાં ગેર થયું નથી કારણ કીંમત ઉપર આધાર રાખતી નથી ને પરહદમાંથી પ્રથમ વડોદરામાં આવ્યો. એમ માનવું જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૯૮-૯૯ ફે. ૨૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૪૧ તા. ૨૨-૧૧-૯૪.

"છસો રૂપીયા ઉપર લખ્યા પ્રમાણે દેવા છે એ રૂપીઆનું ખાતું તમારી દુકાને સમજી + + + નિકાલ કરેલો તેના રાળ ૨૫૨ બાકી રહેલા તે તથા રાળ ૨૦ આપેલા, રૂપીયા ૬૦૦ આ ખત લખી આપ્યું છે." એવો મજકુર છે ને સબંધી એવો પ્રશ્ન છે કે આ દસ્તાવેજની સ્ટાંપ લાગત શી રીતે નકી કરવી દસ્તાવેજમાં રાળ ૨૭૨ના રૂપીયા ૬૦૦ કરી તે ઉપર લાગત લગાડી છે રાળ ૧નો ભાવ રૂ. ૨-૫-૦ ગણવાનો. શે. ન. ૧૧૩૨ તા. ૧૨-૪-૮૯ થી ઠર્યું છે તે રીતે ગણતાં લાગત વધારે જોઇએ. ઠરાવ્યું કે આ લેખ હાલના વેહેવારનો નથી. દેવી રકમ નકી કરી છે તે રૂપીયાની છે. ભાવ ઓછો વત્તો ગણીને રકમ ઠરાવી તેનો નફો નુકશાન પક્ષકાર છે. સ્ટાંપની લાગત જે લેવાની તે પક્ષકારે જે નાણાનો દસ્તાવેજ કર્યો તેના ઉપર લેવાની છે. દસ્તાવેજ રૂપીયાનો છે. માટે લાગત લગાડેલી બરાબર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૨ સને ૧૮૯૪-૯૫ ફે. ૨-૮-૯૫ લખમીચંદ કલ્યાણ વિ. હીરા વરજાગ.

"તમારી પાસેથી રૂા. ૧૦૦) એકસો પુરા કલદાર આજરોજ નામું રૂજુ કરી નકી કર્યા તેની વિગત નીચે મુજબ ૫૦ મુળ રાળ ૨૫ તેના રૂપીયા આજના ભાવ પ્રમાણે ૫૦) પચાસ" આ મજકુર સબંધનો ધણી કામદારનો પ્રશ્ન કેવો છે કે રાળ ૨૫)નો સરકારી ભાવે

રૂ. ૫૭-૧૩-૦ થાય છે જેથી રૂ. ૧૦૭-૧૩-૦ નો દસ્તાવેજ સમજી ખુટતી લાગત લેવી જોઇએ ઠરાવ્યું કે કલમ ૧૮માં જણાવ્યા પ્રમાણે સાંપ્રતનો લેખ જે તારીખે થયો તે તારીખે રાળનો જે બજાર ભાવ હતો તે પ્રમાણે પક્ષકારોએ ભાવ કરી રાળના રૂપૈઆનો દસ્તાવેજ લખાવેલો છે. તેમ કરવાથી લાગતના સંબંધે પક્ષકારોની કંઈ લબાડી હતી એમ નીકળતું નથી વળી દસ્તાવેજ રૂપીયાનો થયો છે. એટલે રાળના સરકારી ભાવે રૂપીયા કરી લાગત લેવા આધાર નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૩૦/૯૪–૯૫ ફે. તા. ૨૭-૬-૯૬ નથુ નારણજી વી. જીલા નોધણનો દસ્તાવેજ જુઓ.

**વટાવનો દર લખવાનું ફળ.**

૧૯. કોઈપણ દસ્તાવેજમાં વટાવનો ચાલુ દર લખ્યો હોય, તથા તે લખ્યા પ્રમાણે તે દસ્તાવેજ ઉપર સ્ટાંપ લગાડયો હોય, ત્યારે તે દસ્તાવેજ ઉપર તે લખાણના વિષય પુરતો યોગ્ય રીતે સ્ટાંપ લગાડયો છે એવું, વિરૂદ્ધ સાબિત કરવામાં આવે ત્યાં સુધી, સિદ્ધ છે એમ સમજવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૨ ને મળતી છે.

**વ્યાજ મળવાના દસ્તાવેજમાં વ્યાજની રકમ લાગતના કારણ સારૂ વિચારમાં લેવી નહીં**

૨૦. દસ્તાવેજની રકમનું વ્યાજ આપવાનું ઠર્યું હોય કિંવા ન હોય, પણ તે દસ્તાવેજને પરીસીષ્ટ ૧ માં કહ્યા પ્રમાણે ફકત મુદ્દલ બાબત લાગત પડશે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૩ ને મળતી છે.

૧ " હીસાબ કરતાં રૂ. ૧૫૦ દેવા નિકળ્યા તથા રોકડા રૂ. ૨૭૨ લીધા મળી રૂપીયા ૪૨૨ તેના વારસ ૬ ના વ્યાજ વટાવના ઉધડા રૂ. ૪૨૨ મળી ૮૪૪ નીચેના હપતાથી આપવા ને થાલમાં જમીન આપું છું ,, આવો મજકુર દસ્તાજમાં છે પ્રશ્ન એ છે કે દસ્તાવેજની રકમ કઈ? વ્યાજ ઉચક ઠરાવેલું હોય અથવા જેમ જેમ ચઢે તેમ આપવાનું હોય તોપણ કલમ ૨૦ પ્રમાણે મુદલ રકમ ઉપરજ લાગત પડશે. વટાવને પણ વ્યાજના સ્વરૂપનો ગણવો (જુ. દી શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૨ અને ૧૮૮૯-૯૦ ફે. તા. ૪-૪-૯૦ વડોદરા વત્સલ તા. ૨૬-૪-૯૧ પૃષ્ટ ૧૧ સ્ટાં. ખુ. બુક ભા. ૧ પૃ. ૩૨ ) વ્યાજની રકમને સ્ટાંપની જરૂર નથી ( જુઓ દી. સ્ટાં. ખુ. ૨. નં. ૧૩ સને ૧૮૮૯-૯૦ ફે. ૪-૪-૯૦ સ્ટાં ખુ. ભા. ૧ પૃ. ૩૫ ઉપરના ઠરાવ ).

દસ્તાવેજ કરજ ખત છે તેમાં એવો મજકુર છે કે "દરસાલ દીવાળી શરપાવના રૂ૪૦ ચાળીસ દીવાળી થયેથી આપશુ" આ મજકુરનું ખરૂં સ્વરૂપ વ્યાજના જેવું ગણવાનું છે વ્યાજનો દર મોટો ન દેખાડવાના હેતુથી વટાવ, મનોતી દીવાળી શરપાવ, કોટા શરપાવ, કોથળી છોડામણી, વિગેરે ચાલુ અથવા એકદમ લેવાની રકમો આપવા બદલ દેણદાર લોકો પાસેથી વ્યાજના કરાર ઉપરાંત કરાર લખાવી લે છે પણ તે વ્યાજના સ્વરૂપનોજ છે માટે દિવાળી શરપાવની સ્ટાં. ખુ. ૨ રકમ વ્યાજના સ્વરૂપની ગણી તેની માફીનો નિયમ લાગુ પડેછે ( જુઓ દી. શા. નંબર ૧૧૯ સને ૧૮૫૦-૯૧ ફે. તા. ૭-૭-૯૧ વો. ૧ પૃ. ૩૬૫ ઉપર.

વીસ વર્ષ સુધી દર વરસે રૂ. ૮૨॥ પ્રમાણે વ્યાજ બાબત ભરવા ખતમાં જવાબદારી લીધી છે વ્યાજની રકમને સ્ટાંપ નથી માટે માફી છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૯૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૦-૩-૯૩ વો. ૩ પૃ. ૧૧૧.

ગીરો ખતમાં લખ્યું છે કે "વ્યાજ આપવાના બદલામાં તમારી ગાડીએ અમારા બળદ બે જોડી તમો કહો તેટલી વખત શેહેરમાં તથા ગામડે ગાડી જોડી તમારા સાથે તમો કેહેશો તેટલી વખત આવીશું, ને બળદનું ખર્ચ તમારી સાથે આવીએ તોપણ અમારા પદરનું ખવડાવવું એ પ્રમાણે વરતીએ ત્યાં સુધી વ્યાજની માફી છે." આ મજકુર વ્યાજ શા રૂપમાં આપવું તે બદલ નક્કી કરેલું છે. તેથી તે લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૩૯૭

ખતના દસ્તાવેજમાં લખ્યું છે કે "તમે જામીન થયા તે બાબત દરસાલ રૂ. ૫૦૦ જામીનગીરી રહે ત્યાં સુધી હીસાબમાં, લખી આપનારને નામે લખી હીસાબમાં મજરે આપવા વિષે તથા દલાલી બદલ રૂ. ૨૫૦ એકી વખતે મજરે આપવા" આવા બોલો છે. આ મજકુર વ્યાજ શબ્દમાં ન આવે પણ બીજી રીતે વ્યાજને બદલે તે લેવાનો કરાર કરેલો લાગે છે. કદી વ્યાજમાં તેનો સમાસ ન થાય તોપણ તે સ્ટાંપની લાગતને પાત્ર થતી નથી કેમકે કલમ ૨૦માં મુદલ ઉપરજ લાગત પડે છે. માટે મુળ જામીનગીરીની રકમ રૂ. ૨૫૦૦૦, છે તે ઉપર ખત પ્રમાણે લાગત લગાડેલી બરાબર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૯-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૫૯ તા. ૬-૧૨-૯૪.

**નામ ઉપર કરી આપેલી મિલકતના મોબદલામાં કર્જ હોય ત્યારે તે બાબત લાગત શી રીતે લેવી.**

૨૧ કોઈ માણસને મળવાનું કર્જ કિંવા કર્જનો ભાગ જ્યારે તે માણસને બીજાએ તેના નામ ઉપર કરી આપેલી મિલકતનો પુરો કિંવા અંશતઃ મોબદલો હોય ત્યારે તે મિલકત જે દસ્તાવેજથી નામ ઉપર કરી આપી હોય તે દસ્તાવેજને નીચે લખ્યા પ્રમાણે લાગત લાગશે, એટલેઃ—

(૧) કર્જ કિંવા કર્જનો ભાગ પુરો મોબદલો હોય તો તે કર્જને કિંવા કર્જના ભાગને (જેમ હોય તેમ) લાગનારી લાગત.

(૨) કર્જ અંશતઃ મોબદલો હોય તો તે કર્જ સુધાંત જેટલી મોબદલાની રકમ થતી હોય તે પુરી રકમને લાગનારી લાગત.

જ્યારે કોઇ માણસ એવી શર્તથી પોતાની કાંઈ મિલકત બીજાના નામે દસ્તાવેજ લખી કરી આપે કે, શર્તમાં લખેલો પૈસો કિંવા શેર (સ્ટૉક) શર્તમાં લખ્યા પ્રમાણે તેણે આપવો, ત્યારે શર્તમાં લખેલા પૈસાની અથવા શેરની (સ્ટૉકની) કિંમતને લાગુ પડનારી લાગત તે દસ્તાવેજને પડનારી લાગતમાં દાખલ થવી જોઇએ; પછી શર્તમાં લખેલો પૈસો અથવા શેર (સ્ટૉક) આપવો નક્કી હોય અથવા સંકિત વાત બની આવવા ઉપર કિંવા નબનવા ઉપર આધાર રાખતી હોય, અને શર્તમાં લખેલા પૈસાની અથવા શેરની (સ્ટૉકની) કિંમતનો બોજો, કરી આપેલી મિલકત ઉપર હોય કિંવા નહોય.

અપવાદ—કોર્ટ મારફત જાહેર લીલામમાં ખરીદ કરેલી મિલકતના વેચાણના દાખલાને (પરીશિષ્ટ ૧ અંક ૧૬ માં લાગત વિષે જે ઠરાવ છે તેને) આ કલમ લાગુ નથી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૧-૨૪ ને મળતી છે.

૧ "થાલમાં જમીન રૂ. ૧૧૧ લઈ આપીછે આ રૂપીયા મુદતસર ન આપીએ તો વ્યાજ વટાવ સાથેનો દાવો કરીને તે જમીન ઉપર કાળા શાણાના રૂપીયા ૧૨૮ દેવાછે તેના તેને

આપી બાકીનો થાલ તમારો સમજતાં તમારા રૂપીયા વસુલ લેજો.” પ્રથમના વેહેવારનો અવેજ આપવાની જવાબદારી ધનકોએ પોતાને શિર લીધી નથી તેથી રૂ. ૧૧૧ ઉપર લાગત લેવી જોઇએ. (જુઓ સ્ટાં. ખુ. ૨ નંબર ૩/૮૯–૯૦ ફે. તા. ૩૦–૧૦–૯૦ સ્ટાં. ખુ. ખુ. વો. ૧ પૃષ્ટ ૭૧).

“અમારૂં ઘર રૂ. ૩૦૧ માટે ગીરો આપેલું તેની મુદત પુરી થઈ છે. તે ઘર તમને આ દસ્તાવેજથી વેચાણ આપ્યું છે. તે એવી રીતે કે રૂ. ૩૦૧નો હક કાયમ રાખી અમારો માલકી હક રૂ. ૨૫ અમને આપ્યા તે લઈ વેચ્યું છે. માટે ગીરોની રકમ ધાહાણદારને આપી છોડાવી લેવું ને માલકી હકથી તમે વાપર કરો” આવો મજકુર છે કલમ ૨૧ પ્રમાણે મુળ ગીરોદારને આપવાની રકમ રૂ. ૩૦૧ તથા રૂ. ૨૫ હાલ આપ્યા મળી રૂ. ૩૨૬નું વેચાણ ખત ગણી સ્ટાંપ રૂ. ૮ નો પ. ૧ રકમ પ્રમાણે જોઇએ. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૭/૮૯–૯૦ ફે. ૨૭–૧૧–૯૦ ૯૨/૯૦–૯૧ ફે. તા. ૧૦–૬–૯૧ સ્ટાં. ખુ. ખુ. વો. ૧ પૃષ્ટ ૨૮૫ ૮૯ ૨૪૫) સ્ટાં. ખુ. નં. ૨૯ સને ૧૮૯૦–૯૧ કેસ તા. ૧૪–૫–૯૧ વો. ૧ પૃ. ૨૨૧ પૃ. ૧૨૧ તથા નં. ૭૩ સં. ૧૮૯૦–૯૧ ફે. ૨૭–૫–૯૧.

“તમે રૂ. ૫૪૯ માગો તેના અવેજમાં જુવાર કપાસનું તુલ તમારા કબજે આપી તમને વેચાણ આપ્યું છે આ તુળવાળી જમીન વિઘોટી સ. ૧૯૪૬ની તમે ભરજો.” આ દસ્તાવેજનો મોબદલો ૫૪૯ તથા ધારાની રકમ મળીને જેટલો થાય તેટલો ગણવો જોઇએ. (જુઓ ક. ૨૧) કારણ ધારો ભરવાની જવાબદારી વેચાણ આપનાર ઉપર છતાં તેણે રાખનાર ઉપર નાંખી છે. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૫૦/૯૦–૯૧ ફે. તા. ૪–૧૨–૯૦ ખુ. બા. ૧ પૃ. ૧૦૬

કોઈ મિલકત પ્રથમ રૂ. ૪૯ માટે ગીરો આપેલી તેજ મિલકત ગીરોની રકમ આપવાની જવાબદારીનો બોજો કાયમ રાખી રૂ. ૨૦ માટે બીજાને ત્યાંહાં ગીરો આપી હોય, અને પ્રથમના ગીરો રાખનારને રૂ. ૪૯ આપી મિલકત છોડાવી લેવા વિશે કરાર કર્યો હોય તો આ લેખને સ્ટાંપની લાગત ક. ૨૧ પ્રમાણે બંન્ને રકમ મળી કુલ રકમ જે થાય તે ઉ ઉપર એટલે રૂ. ૬૯ ઉપર પરી. ૧ રકમ મા પ્રમાણે લાગત લેવી. ( દી શા. સ્ટાં. ખુ. નંબર ૧૯ સને ૧૮૯૧–૯૨ ફે. તારીખ ૨૨–૯–૯૧ વો. ૨ પૃ. ૯૬.

વર્ષાસનવગેરેના પ્રસંગેલાગતનો હિસાબ કરવો.

૨૨ વર્ષાસન કિંવા બીજી મુદ્દતે મુદ્દતે આપવાની રકમ મળવાના ઠરાવનો જે દસ્તાવેજ થયો હોય, અથવા જે વેચાણ ખતના દસ્તાવેજમાં વર્ષાસન કિંવા બીજી મુદ્દતે મુદ્દતે આપવાની રકમ મોબદલો હોય, તે દસ્તાવેજને નીચે લખ્યા પ્રમાણે હિસાબ કરી લાગત થાય તે લગાડવી જોઇએઃ—

(૧) દસ્તાવેજમાં લખેલી રકમ નિયમિત મુદ્દત સુધી આપવાની હોય, અને તેથી આપવાની એકંદર રકમનો સરવાળો પેહેલો ઠરાવી શકાતો હોય, ત્યારે તે એકંદર સરવાળાને પરિશિષ્ટ ૧ પ્રમાણે લાગુ થનારી લાગત.

(૨) દસ્તાવેજની તારીખે તેમાં લખેલા સ્વરૂપથી જે કોઈની હયાતી હોય તેની હયાતી સુધી આપવાની હોય તો, તે દસ્તાવેજની તારીખથી આગળ બાર વર્ષની મુદ્દત સુધી સદરહુ દસ્તાવેજની શર્ત પ્રમાણે જે એકંદર રકમ આપવાની થાય, તે એકંદર રકમને લાગુ થનારી લાગત.

(૩) દસ્તાવેજમાં લખેલી રકમ હમેશ આપવાની હોય, અથવા દસ્તાવેજની તારીખે તેમાં લખેલા સ્વરૂપથી જે કોઈની હયાતી નથી, તેની હયાતી સુધી અથવા તેથી આગળ આપવાની હોય, અથવા તેમાં લખેલા સ્વરૂપથી જે કોઈની હયાતી હોય, તેની હયાતી પછી આપવાની હોય, તો તે દસ્તાવેજની તારીખથી આગળ વીસ વર્ષની મુદતસુધી સદરહુ દસ્તાવેજની શર્ત પ્રમાણે જે એકંદર રકમ આપવાની થાય તે એકંદર રકમને પરિશિષ્ટ ૧ પ્રમાણે લાગુ થનારી લાગત.

(૪) દસ્તાવેજમાં લખેલી રકમ કેટલી મુદ્દત સુધી આપવાની તે કોઈપણ રીતે દસ્તાવેજમાં નક્કી કર્યું નહોય, પરંતુ એક વર્ષ કરતાં અધિક અનિયમિત મુદતનો તેમાં સમાવેશ થતો હોય તો, તે દસ્તાવેજની તારીખથી પાંચ વર્ષની મુદ્દત સુધી સદરહુ દસ્તાવેજની શર્ત પ્રમાણે જે એકંદર રકમ આપવાની થાય, તે એકંદર રકમને પરિશિષ્ટ ૧ પ્રમાણે લાગુ થનારી લાગત.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૫ ને મળતી છે.

દીકરાએ માને રૂ. ૩૦૨ દરવરસે આપવાનો દસ્તાવેજ લખી આપ્યો છે ને તે રકમ માની હયાતી સુધી આપવાનું પણ લખ્યું છે તેથી ક. ૨૨ રકમ ૨ પ્રમાણે વાર્ષિક રકમની બારપટ ઉપર સ્ટાંપ જોઇએ (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૧૭ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૬-૯-૯૦ વડોદરા વત્સલ પૃ. ૧૧ તા. ૮-૩-૯૧ ઉપર) દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૯/૯૩-૯૪ ફે. તા. ૯-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ ૧૧૬

દસ્તાવેજ નીજે ખમી ખત છે દરવરસે ભરવાની વારશિક સલામીની રકમ બતાવી નથી કલમ ૧૮ થી ૨૫ સુધી જોતાં આવા દસ્તાવેજની લાગત નકી કરવામાં તે કલમો ઉપયોગી નથી માટે જુના સ્ટાંપ નિબંધ ક. ૧૭ અન્વયે નવો ઠરાવ થતાં સુધી દસ પટ રકમ ઉપર લાગત લેવી, ને વારશિક રકમ રજુ કરનારથી લખાવી લેવી દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩-૯-૯૧ વો. ૨ પૃ. ૫૩

દસ્તાવેજ બક્ષીસ પત્ર અથવા વેચાણખતના સ્વરૂપનો છે લાગત એકજ છે દર વરસે રૂ. ૧૫ ઉત્પન્ન આવેછે અને તેનો મોબદલો ક. ૨૨ પ્રમાણે નકી થાય તેવું નથી માટે સ્ટાં ખુ. નં. ૬૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩-૯-૯૧ ના આધારે દર સાલની ઉપજ દસ પટ કરી તે ઉપર લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નંબર૧૮સને૧૮૯૦-૯૧ફે.૨૯-૧૦-૯૨ વો. ૩ પૃ ૨૦

**अ** (નોકર) **ब** ને દસ્તાવેજ નોકરીએ રહ્યા બાબત તથા નોકરી બદલ દરમાસે રૂ.૬ પ્રમાણે દરસાલ રૂ. ૭૨ લેવા વિષે કરી આપેછે એ દસ્તાવેજમાં મુદત ઠરાવેલી નથી ઠરાવ્યુ કેઃ—આ દસ્તાવેજ ખત નથી તેમ કલમ ૨૨ તેને લાગુ થતી નથી. આ દસ્તાવેજ કરાર છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૦ વો. ૩ પૃ. ૩૩૨

લેખ મુખત્યાર પત્રને મૃત્યુપત્ર માન્યો છે તેમાં યજમાન વૃતી દરવરસે રૂ. ૧૫) ની રકમ ઠરાવી છે તે લખી આપીછે તે રકમના વીસ પટ આકાર ઉપર લાગત લેવી કે કેમ તે પ્રશ્ન છે ઠરાવ્યું કે—આ દસ્તાવેજનો તે કલમમાં સમાવેશ થતો નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૭ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૧૪

" હું વડીલ વંશમાં હોવાથી મતુ મારે નામે ચાલે છે તેથી સરકાર ચાકરીના દરસાલ રૂપીયા ૫૦ મળે છે તમે મારા કુંટુબના હોવાથી આ રૂપીયામાં પેટા ભાગદાર છો, માટે જ્યાં

સુધી અમને રકમ મળે દરવરસે તમને રૂા. ૧૦ આપે જઇશું" આવો મજકુર સહી સાક્ષી સાથે લખી આપ્યો છે ખત પ્રમાણે લાગતને પાત્ર છે મોબદલો કલમ ૨ રકમ ૪ પ્રમાણે ગણીએ તો લગાડેલો સ્ટાંપ વધારે છે તેથી વિચાર કરવાની જરૂર રેહતી નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૪ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૨૭

વિષયની કિંમત ઠરાવી શકાતી ન હોય ત્યારે સ્ટાંપ.

૨૩ કિમત પ્રમાણે લાગતને પાત્ર હોય તેવા કોઇપણ દસ્તાવેજના વિષયની રકમ કિંવા કિંમત, તે કરી આપવાની તારીખે ઠરાવી શકાતી ન હોય ત્યારે' તે દસ્તાવેજ ઉપરથી નીચે લખેલી મોટામાં મોટી રકમથી કિંવા કિંમતથી અધિક દાવા કરી શકાશે નહીં; એટલે જે સ્ટાંપનો વાસ્તવિક ઉપયોગ કર્યો હોય, તે સ્ટાંપ તેજ જાતના દસ્તાવેજમાં જે મોટામાં મોટી રકમ કિંવા કિંમત લખી હોત તો તે રકમ વિષે દસ્તાવેજ કરી આપ્યાની તારીખે પુરતો થાત, તે રકમથી કિંવા કિંમતથી અધિક રકમનો કિંવા કિંમતનો સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપરથી દાવો થઇ શકશે નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૬ ને મળતી છે.

લખી આપનારને લખી લેનાર અવેજ ધીરે, તો લખી આપનારે તેમાં જણાવેલી શરતો પ્રમાણે ચાલવું. પણ અવેજ ધીર્યા પેહેલાં તેમાં લખેલી શરતો પાળવાનો બોજો તેના ઉપર પડી શકતો નથી. વાસ્તવિક ધીરવાનો વેહેવાર આ દસ્તાવેજથી થયેલો નથી તેથી સ્ટાંપ નિબંધ ક. ૨૩ માં બતાવેલો નિયમ તેને લાગુ થઇ શકતો નથી કારણકે તે અવેજ ધીર્યા સંબંધે મુખ્ય લેખ ઠરતો નથી. ( જુઓ દી. શા. સ્ટાં. ખુ.૨ નં ૭૭ સને ૧૮૯૦-૯૧ ફે. તારીખ ૬-૩-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૫૭ ઉપર.

લેખ ફારકતી છે ને તેને રૂા. ૫ કરતાં વધારે સ્ટાંપ છે ફારગતીના લેખને સ્ટાંપ નિબંધની કલમ ૨૩ નો નીયમ લાગુ થતો નથી. (જુઓ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૯૦-૯૧ ફે. ૬-૫-૯૧ વો. ૧ પૃ. ૨૧૪

[1] લેખ ગીરો ખત છે, ઘરની કિંમત લખી નથી તેમ ગીરો દસ્તાવેજમાં રકમ પણ નથી કરાર પુરો કરવા તારણમાં ઘર મુકયું છે દસ્તાવેજની પાછળ ઘરની કીંમત રૂા. ૩૪૮ શેરાથી લખાવી લીધી છે ને તેના પુરાવામાં દાવા અરજીની નકલ રજુ થઇ છે આ પ્રમાણે લખાવી લેવા ઠર્યું નથી પણ દાવાની રકમ ૩૪૮ રૂપીયા છે માટે તે ઉપર સ્ટાંપ લેવા મતલબ જે લેખ ઉપરથી દાવો હોય તે દાવાની રકમ ઉપર સ્ટાંપ લેવા હરકત નથી. ( દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૯ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૭-૬-૯૧ સ્ટાં. ખુ. વો. પૃ ૩૦૭ ઉપર.

લાગત કમ જાસ્ત કરનારી બાબતો દસ્તાવેજમાં લખવી.

૨૪. દરેક દસ્તાવેજમાં નીચે લખેલી બાબતો સંપૂર્ણ તથા ખરાપણે લખવી જોઇએ.

---

૧ આ દસ્તાવેજ રૂા. ૦-૨-૦ ના સ્ટાંપ ઉપર થયેલાનું જણાય છે કલમ ૨૩ પ્રમાણે રૂા. ૦-૨-૦ આનાના સ્ટાંપમાં જેટલી રકમનો દસ્તાવેજ થાય તેટલી રકમથી વધારે રકમનો દાવો થઈ શકે નહીં એમ છતાં દાવો રૂા. ૩૪૮ ના કર્યો છે ને તે રકમની લાગત લેવા હુકમ થયો છે. દસ્તાવેજના સ્વરૂપ વિશે સંશય હોવાથી ઉપર પ્રમાણે ઠરાવ કરેલો જણાય છે કેમકે સ્વરૂપ લેખની તારીખે પક્ષકારે મુકરર કર્યું નથી.

( ૧ ) દસ્તાવેજમાંના વ્યવહારમાં મોબદલો હોય તો તેની રકમ, અને—
( ૨ ) જે બાબતો ઉપરથી કિંવા હકીકત ઉપરથી તે દસ્તાવેજને લાગત લાગે નહીં, કિંવા અમુક હિસાબે કિંવા અમુક અવેજની લાગે, એમ થતું હોય તે બાબતો કિંવા કારણો.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૭ ને મળતી છે.

દસ્તાવેજમાં કિંમત અથવા મોબદલાની રકમ બરોબર લખી ન હોય તો તે સુબાએ નક્કી કરવી કે કેમ ? પ્રશ્ન વિષે નિબંધ તથા નિયમમાં ખુલાસો નથી ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨. નં ૨૮–૨૯ સને ૧૮૮૯–૯૦ ફે. તા. ૪–૧૧–૯૦ સ્ટાં. ખુ. ખુ. ભા. ૧ પૃષ્ટ ૮૨ ઉપર. )

ફારકતીનો દસ્તાવેજ રૂ. ૫ ના સ્ટાંપ ઉપર થયેલો છે દસ્તાવેજમાં રકમ કે મોબદલો લખેલો નથી. નિબંધની ક. ૨૩–૨૪ ઉપરથી નિકળે છે કે મોબદલાની રકમ અગર દાવાની રકમ કિંવા માલ મિલકતની કીંમત લખવી જોઇએ એમ શંકા રા. સા. તપાસણી કામદારની છે ઠરાવ્યું કે જે ઠેકાણે સ્ટાંપની લાગત નક્કી કરવા સારૂ મિલકતની કિંમત અથવા મોબદલાની રકમ લખવાની જરૂર ન હોય અને દસ્તાવેજના સ્વરૂપ પ્રમાણે તે દસ્તાવેજને વધારેમાં વધારે સ્ટાંપની લાગત જે લગાડવી જોઇએ તે લગાડી હોય તો પછી કીંમત કે રકમ દરસાવી ન હોય તેથી કાંઇ હરકત જણાતી નથી ( જુઓ. શા. સ્ટાં. ખુ. ૨. નં. ૪૩ સને ૧૮૮૯–૯૦ ફે. તા. ૬–૪–૯૧ સ્ટાં ખુ, વો. ૧ પૃ. ૧૭૩ ઉપર ).

કબુલાતમાં રકમ લખેલી નથી તેથી નોંધણી કામદારે લખાવી લેવી ને તે રકમ ઉપર સ્ટાંપ લાગત લેવાની રીતસર તજવીજ કરવી ( જુ. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૬ સને ૧૮૮૯–૯૦ ફે તા. ૧૦–૪–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૭૮ ઉપર )

બક્ષીસ પત્રને બક્ષીસ આપેલી મિલકતની કિંમત પ્રમાણે સ્ટાંપ લાગે છે બક્ષીસ પત્રમાં કીમત ( જમીનની ) રૂા ૨૦૦ ગણી છે પ્રકરણ ઉપરથી સરકાર ધારો રૂા. ૩૪ છે પણ સરકાર ધારાનો દસપટ આકાર તે કીંમત ગણવી એવું સ્ટાંપ નિબંધમાં ઠરાવેલું નથી દીવાની દાવાને અર્થે દસપટ આકાર તે કીમત ગણાય છે તેમાં પણ સરકાર ધારાનું દસપટ થતું નથી પણ ઉત્પન્નનું દસપટ કરાય છે આ કિંમત સ્ટાંપ લાગત ડુબાવવા માંડી છે એવા પુરાવાના અભાવે પક્ષકારે જે કિંમત ગણી છે તે ખરી માનવી જોઇએ. ને એમ ન માનવા કારણ નથી ( દી. સ્ટાં. ખુ. ૨. નંબર ૧૫ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૧૮–૫–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૩૨ ઉપર.

ગીરો રકમ આપવાની જવાબદારી સાથે મિલકત વેચાણ આપીછે ગીરો રકમનો આંકડો લખ્યો નથી તેથી તે રકમ લખાવી રીતસર ક. ૨૧ પ્રમાણે સ્ટાંપ લેવા તજવીજ કરવી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૩ સને ૧૮૯૦–૯૧ ફે. ૨૭–૫–૯૧ સ્ટાં ખુ. વો. ૧ પૃ. ૨૪૫ ઉપર તથા ખુ. ૨ નં. ૧૨૧ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૨૭–૫–૯૧ પૃ. ૨૪૭

ખાતુ રાખી ઉપાડ કરવાનું લખી છેવટ બાકી નિકળે તે પેટે સ્થાવર મિલકત સાન લખી આપીછે રકમ નકી નથી તે સાન મીલકતની કીમત રજુ કરનારથી લખાવી લઇ તેટલી રકમનું ગીરોખત ગણવું કેમકે લાગત નકી કરવાને અર્થે સાનવાળી મીલકતની કિંમત પુરતી બાકી રાખવાનું ઠરાવ્યું છે એમ સમજવાનું છે ( જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨ સને ૧૮૯૦–૯૧,

ફે. ૨૯-૫-૯૧ સ્ટાં. ખુ વો. ૧ પૃ. ૨૪૯ તથા દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૭-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૦૯

વેહેંચણુ પત્રમાં વેહેંચેલી મીલકતની કીંમત બતાવી નથી માટે નોંધણી કામદારે લખાવી લેવી ને તે ઉપર યોગ્ય તે લાગત લેવી. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૩-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૫૫ ઉપર તથા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬૮ ફે. તા. ૧૭-૬-૯૧ વો. ૧ પૃષ્ટ ૨૮૩ દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૪૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૯-૯૩ વો. ૩ પૃ. ૨૦૭

**ટીપ**—વેહેંચણુ પત્રની લાગત લેવા સંબંધે સુધારો તા. ૧૪-૪-૯૨ એ થયો છે તે પેહેલાના વેહેચણુ પત્રને આ ઠરાવનું ધોરણુ લાગુ છે.

પંચે જે મિલકત સંબંધે ઠરાવ કર્યોછે તે મીલકતની કીંમત લેખમાં લખી નથી તેથી રજુ કરનારથી કોર્ટે નકી કરી લઇ પ. ૧ રકમ ૨૧ क મુજબ લાગત લેવી કીંમત ન બતાવે તો રૂા. ૫ નો ભર સ્ટાંપ લેવો (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૨-૭-૯૧ વો. ૧ પૃ. ૩૫૨

દસ્તાવેજ લખી આપનારની જમીન શાહુકારને ત્યાં ગીરો આપેલી હોવાથી તે શાહુકારને તાબે ગયેલી તેથી તે પાછી આવે એ માટે કરી લેનારને ચોથો ભાગ આપવાની શરતે એવો કરાર કર્યાછે કે કરી લેનારે અગાઉ ખર્ચ કરી દાવા લડી પાછા લેવા તજવીજ કરવી જે ખર્ચ થાય તથા ગીરોની રકમ આપવી પડે તેનો ચોથો ભાગ કરી લેનારે ભોગવવો જમીન સ્વાધીન થયે ચોથો ભાગ અભરામ નદાવે કરી લેનારને આપવો આ મજકુરનો દસ્તાવેજ વેચાણખત અથવા બક્ષીસ પત્ર થાયછે લાગત એકજ છે માટે કીંમત રજુ કરનારથી પુછી લઇ પ. ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ લેવો (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૩૪-૧૩૫ સને ૧૮૯૦-૯૧ ફે. ૪-૭-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૫૫-૩૫૮

લખી આપનારે પોતાની હયાતી બાદ પોતાની દીકરીને સર્વે મીલકતની વારસ ઠરાવ્યા વિષે તથા પોતાની હયાતીમાં મિલકતનો કબજો મુખત્યાર પત્ર તરીકે સોંપ્યા વિષેનો દસ્તાવેજ દીકરીને કરી આપેલો હતો આ મજકુરનો દસ્તાવેજ મૃત્યુપત્ર તથા મુખત્યારપત્ર બેસ્વરૂપનો છે. મૃત્યુપત્રને માફી છે મુખત્યાર પત્રને રૂ૪ સ્ટાંપ લગાડયો છે તે પુરતો છે (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૫૧ સને ૧૮૮૯-૯૦ ફે. ૭-૭-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૬૦

લેખ ખત, ફારગતી, ને કરાર ત્રણુ સ્વરૂપનો છે ને ત્રણે બાબત જુદી જુદી લાગતને પાત્ર છે પણુ કીંમત લખી નથી ખતની રકમ લખી છે કરારમાં રકમની જરૂર નથી પણુ ફારગતીની રકમ લખાવી લેવી ન લખી આપે તો રૂા. ૫ લેવા એ પ્રમાણે જુદા જુદા સ્ટાંપ લેવા (દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૯૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૨-૭-૯૧ વો. ૧ પૃ. ૩૯૫ તથા સ્ટાં. ખુ. ૨ નં. ૧૨૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૧-૮-૯૧ વો. ૨ પૃ. ૯

બક્ષીસ પત્રમાં દરવરસે રૂ. ૧૦૦ નું ઉત્પન્ન આવે તેટલો ભાગ આપ્યાનું લખ્યું છે આ દસ્તાવેજની રકમ કેટલી ગણુવી તે પ્રશ્ન છે વારશિક રકમને ક. ૨૨ રકમ ૩ પ્રમાણે વીસ પટ રકમ ઉપર લાગત લેવી (પરીસીષ્ટ ૧ રકમ ૨૪ પ્રમાણે) સ્ટાં. ખુ ૨ નંબર ૧૫૮ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૭-૯૧ વો. ૧ પૃ. ૪૧૩

દસ્તાવેજ કર્યા પેહેલાં ઉપાડ કર્યોછે તથા હવે પછી તે ખાતામાં રૂ. ૪૦૦ સુધી ઉપાડ કરીશું તેનું વ્યાજ આપશું આ દેવા પેટે ઘર નંગ ૧ સાનમાં આપ્યું છે, પ્રથમના ઉપાડની રકમ લખી નથી તે પક્ષકારથી નકી કરાવી લઇ તેમાં રૂ. ૪૦૦ ઉમેરી પ. ૧ રકમ ૯-૮ પ્રમાણે લાગત લેવાની રીતસર તજવીજ કરવી કીંમત ન લખી આપે તો તારણ મુકેલી મીલકતની કીમત ઉપર લાગત નકી કરી કાયદેસર રીતે વસુલ કરવી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૨-૮-૯૧ વો. ૨ પૃ. ૧૨ તથા દી. શા. સ્ટાં નં. ૧૫સને ૧૮૯૧-૯૨ ફે. ૧૪-૯-૯૧ વો. ૨ પૃ. ૮૦

દસ્તાવેજની જોખમી ખત છે. "દરવરસે ભરવાની" વારશિક સલામીની રકમ બતાવી નથી ક. ૧૮ થી ૨૫ સુધી જોતાં આવા દસ્તાવેજની લાગત નકી કરવામાં તે ઉપયોગી નથી માટે જુના સ્ટાંપ નિબંધ ક. ૧૭ અન્વયે નવો ઠરાવ થતાં સુધી દસપટ રકમ ઉપર લાગત લેવી ને વારશિક રકમ ૨ જુ કરનારથી લખાવી લેવી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩-૯-૯૧ વો. ૨ પૃ. ૫૩

ફારકતીના સ્વરૂપના દસ્તાવેજમાં જે મિલકત ઉપરથી હક્ક ઉઠાવ્યો હોય તેની કિમત ન લખતાં જે રકમ લઇ હક્ક ઉઠાવ્યો હોય તે રકમ માત્ર લખી હોય તો. લીધેલી રકમ પુરતી મિલકતની કિમત છે એમ સમજી તે ઉપર પ.૧ રકમ ૨૩ પ્રમાણે લાગત લેવી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૯ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૨-૨ ૯૨ વો. ૨ પૃ. ૧૪૩ તથા ખુ. નં. ૨૧-૧૧ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૪૯-૩૬૦

કલમ ૨૪માં લાગત કમજાસ્ત કરનારી બાબતો લખવા વિષે લખ્યું છે તે ઉપરથી એમ નથી નીકળતું કે, મિલકતની કિંમત પાછળથી કરાવી લેવાય નહીં અગર તે પ્રથમ લખવામાં આવી નહીં એટલા કારણસર તે દસ્તાવેજ અપુરતા સ્ટાંપનો ગણવો. વળી ઇંગ્રેજી રાજ્યમાં પણ મિલકતની કીંમત પાછળથી કરાવી લેવાય છે માટે પાછળથી કીમત કરાવી લઇ (નોંધવાનું કામ કર્યું છે) તે બાબતનો શેરો દસ્તાવેજ ઉપર થયેલો છે તેમાં ગેર થયેલું નથી. (આ દસ્તાવેજ વ્યવસ્થા પત્ર હતો) દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૪-૧-૯૩ વો. ૩ પૃ. ૪૯.

કબુલાતના સ્વરૂપના દસ્તાવેજમાં કીમત લખી નથી સ્ટાંપ રૂ. ૧૦નો વાપર્યો છે નીમે ભાગ આપવા કરાર છે તેથી તેનો અજમાશી આંકડો નક્કી કરી તે ઉપર સ્ટાંપ પડવો જોઇએ. આ પ્રમાણે નકી કરતાં સ્ટાંપ રૂ. ૧૦થી કમી પડતો હશે તો જોવાનું નથી. જો કીમત હાલ ઠરાવી શકાતી ન હોય તો કલમ ૨૩ પ્રમાણે અધિક રકમનો દાવો થઇ શકશે નહીં. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૯ સને ૧૮૯૩-૯૪ તા. ૩૦-૩-૯૪ વો. ૩ પૃ. ૭૫૧.

દસ્તાવેજ વાંચી જોતાં રોકડ રકમની તથા દાણા આપવાની જવાબદારી માથે લીધી છે ને સહી સાક્ષી છે તેથી ખત થાય છે. પણ દાણાની કીમત લખી નથી તે લખાવી લેવા કંઇ આધાર નથી. પણ લગાડેલી લાગત ઓછી છે એમ કેહેવા કારણ નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૯ સને ૧૮૯૫-૯૬ ફે. ૩૧-૬-૯૬.

નોંધણી કામદાર પાસે જે દસ્તાવેજ વેચાણ, ગીરો, બક્ષીસ વીગેરેનો આવે તેમાં કીમત નહોય તો તે કરાવી લેવી નહીં અગર કીંમત બરાબર છે કે નહીં તે બાબત તપાસ

કરવો નહીં અગર તે કારણસર અટકાવવો નહીં તોપણ તેથી સાદા કે અધુરી કીમતના દસ્તાવેજ અટકાવવા હરકત છે એમ સમજવું નહીં સ્ટાંપની લાગત બા. લબાડી થઇછે એમ જણાય તો તે બાબત સુબા તરફ રીપોટ કરવો (દસ્તાવેજની નકલ સર) અસલ પક્ષકારને પરત આપવો. નો. શે. નં. ૬૫ તા. ૨૬-૮-૯૪

કેટલાંક વેચાણખતના પ્રસંગે લાગત બાબત હુકમ.

૨૫. (ક) કોઇપણ મિલકત એકંદર એક રકમ ઠરાવી તે રકમને માટે વેચાતી આપવાનો કિંવા લેવાનો કરાર કર્યો હોય પરંતુ તે મિલકતના જૂદા જૂદા ભાગ કરી તે ભાગોની ઠરેલી એકંદર રકમના પેટામાંથી જૂદી જૂદી રકમ લખી જુદા જુદા દસ્તાવેજ કર્યા હોય તો જે ભાગની રકમ લખી હોય તે રકમના પ્રમાણમાં તે ભાગના દસ્તાવેજને લાગત લગાડવી જોઇએ.

(ખ) કોઇપણ મિલકત ખરીદ કરવાનો કોઇ માણસે કરાર કર્યો હોય, પરંતુ તે મિલકતનું વેચાણ ખત તેના નામનું થતા પેહેલાં તે તે મિલકત બીજા કોઇ માણસને વેચવાનો કરાર કરે, અને તેથી તે મિલકતનો મુળ વેચનાર તે પેટા ખરીદદારને વેચાણ ખત કરી આપે ત્યારે મુળના ખરીદ કરનારે પેટા ખરીદદારને કરેલી વેચાણની રકમના પ્રમાણમાં તે ખતને માટે લાગત આપવી જાઇએ.

(ગ) કોઇપણ મિલકત ખરીદ કરવાનો કોઇ માણસે કરાર કર્યો હોય, પરંતુ તે મિલકતનું વેચાણ ખત થયેલું ન છતાં તે તે સઘળી મિલકત કિંવા તેનો કાંઇપણ ભાગ કોઇ પણ બીજા માણસને કિંવા માણસોને વેચવાનો કરાર કરે, અને તેથી મૂળનો વેચનારો તે મિલકતનાં ભાગે ભાગે જૂદા જૂદા માણસોને વેચાણ ખત કરી આપે, ત્યારેપેટા ખરીદદારને વેચેલા પ્રત્યેક ભાગના વેચાણ ખતને તે પેટા ખરીદદારે આપેલી ખરીદીની રકમના પ્રમાણમાં લાગત લગાડવી જોઇએ; અને સદરહુ પ્રકારની મિલકતનો કાંઇ ભાગ મૂળના ખરીદદાર પાસે રહ્યો હોય તેને માટે તે મૂળના ખરીદદારને વેચાણ ખત કરી આપવાનું તેને પેટા ખરીદદારે આપેલી ખરીદીની રકમના એકંદરમાંથી મૂળની ખરીદીની રકમ જાસ્તી હોય તો, જેટલી જાસ્તી હોય તેટલી જાસ્તી રકમના પ્રમાણમાં લાગત લગાડવી જોઇએ; અને મૂળની ખરીદીની રકમ કમી હોય તો, જેટલી કમી હોય તેટલી રકમના પ્રમાણમાં લાગત લગાડવી જોઇએ. માત્ર આવી લાગત કોઇ પણ વખતે પાંચ રૂપૈયાથી જાસ્તી લગાડવી પડશે નહીં.

(ઘ) કોઇ પેટા ખરીદદાર પોતાને સાક્ષાત વેચનાર માણસના હક્ક સંબંધનું વેચાણ ખત કરી લે, અને તે વેચાણ ખતને તે ખરીદીની રકમ આપે તે રકમના પ્રમાણમાં લાગત લગાડી હોય, અને તેજ મિલકતનું આગળ વેચાણ ખત તેને મૂળના વેચનારે કરી આપવાનું હોય, ત્યારે તેને નીચે લખ્યા પ્રમાણે લાગત લગાડવી જોઇએ.

• મુળનાં વેચનારને જે ખરીદીની રકમ મળે તે રકમના પ્રમાણમાં લાગનારી લાગત પાંચ રૂપૈયાથી કમી હોય તો, જે લાગત લાગવાની તેજ પાંચ રૂપૈયા કિંવા પાંચ રૂપૈયાથી જાસ્તી હોય તો પાંચ રૂપૈયાની.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૮ ને મળતી છે.

## (૬) લાગત કોણે આપવી.

લાગત કોણે આપવી. ૨૬ આ કલમમાં લખેલું છે તેથી ઉલટી કબૂલાત નહોય તો દસ્તાવેજને સ્ટાંપ લગાડવાનો ખર્ચઃ—

(૧) પેહેલા પરિશિષ્ટના નંબર ૨, ૮, ૯, ૧૦, ૧૧, ૧૮, ૧૯, ૨૩, ૨૬, ૩૧, ૩૫ તથા ૩૬ માં દસ્તાવેજનું સ્વરૂપ આવ્યું છે, તેવા કોઇપણ દસ્તાવેજના પ્રસંગે તે દસ્તાવેજ લખી આપનાર કિંવા કરનાર કિંવા કરી આપનાર માણસે આપવો જોઇએ.

(૨) વીમાનો દસ્તાવેજ હોય તે પ્રસંગે જેણે વીમો ઉતરાવ્યો હોય તેણે, અનેઃ—

(૩) વેચાણખતના પ્રસંગે તે દસ્તાવેજ કરી લેનારે; પટો કિંવા પટો કરી આપવાના કરારને પ્રસંગે પટો લેનારે કિંવા આગળ ઉપર લેનાર હોય તેણે,

(૪) કબૂલાત કીંવા કબૂલાત કરી આપવાના કરારને પ્રસંગે કબૂલાત લેનારે કિંવા આગળ ઉપર લેનાર હોય તેણે,

(૫) વેહેંચાણના દસ્તાવેજને પ્રસંગે તે દસ્તાવેજના પક્ષકારોએ તે દસ્તાવેજમાંની મિલકતમાંની પોતપોતાના હિસ્સાના પ્રમાણમાં,

(૬) મિલકતની અદલા બદલ કરવાના દસ્તાવેજને પ્રસંગે પક્ષકારોએ સરખે હિસ્સે, અનેઃ—

(૭) કોર્ટમાંના વેચાણના દાખલાને પ્રસંગે તે દાખલો જે મિલકત સંબંધી હોય તે મિલકતના ખરીદદારે આપવો જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૯ ને મળતી છે.

---

# ભાગ ૩.

## સ્ટાંપ બાબત ઠરાવ કરવો.

યોગ્ય સ્ટાંપ કિયો તે બાબત ઠરાવ કરવો. ૨૭ કોઇપણ દસ્તાવેજ કરી આપેલો હોય કિંવા કરી આપવાનો હોય, અને તે ઉપર પેહેલાં સ્ટાંપ મારેલો હોય કિંવા નહોય, તે દસ્તાવેજ સુબા પાસે લાવી તે લાગતને પાત્ર છે કિંવા નથી, અને હોય તો કેટલી લાગતને પાત્ર છે, આ બાબત તે દસ્તાવેજ લાવનાર તે અમલદારનો મત્ત મેળવવા વિષે અર્જ કરે, અને પાંચ રૂપૈયાથી જાસ્તી નહીં તથા આઠ આનાથી કમી નહીં એટલી રકમની સુબા ફરમાવે તેટલી ફી આપે ત્યારે, તે દસ્તાવેજ લાગતને પાત્ર હોય તો અમુક લાગતને પાત્રછે, અને લાગતને પાત્ર ન હોય તો તે લાગતને પાત્ર નથી એ બાબત સુબાનો જે મત્ત હોય તે પ્રમાણે તેમણે ઠરાવવું.

સારાંશ તથા પુરાવો માગવાનો સુબાને અધિકાર છે. આ ઠરાવ કરવા માટે જે બાબતો ઉપરથી કિંવા હકીકત ઉપરથી તે દસ્તાવેજને લાગત લાગે નહીં, કિંવા અમુક હિસાબે કિંવા અમુક અવેજની લાગે એવું થતું હોય, તે બાબતો તથા હકીકત તે દસ્તાવેજમાં સંપૂર્ણ અને ખરે પણે લખી છે, એ સાબિત કરવા માટે જરૂર લાગે તો તે દસ્તાવેજનો સારાંશ; તથા સોગનપૂર્વક કિંવા પ્રતિજ્ઞા પૂર્વક લેખ, કિંવા બીજો પુરાવો, માગવાનો સુબાને અધિકાર છે; અને સદરહુ પ્રકારનો સારાંશ તથા પુરાવો માગેલો

હોય તો તે આણી આપવામાં આવે ત્યાં સુધી સદરહુ પ્રકારની અર્જી ઉપર કામ ચલાવવાનું ના કહેવાનો અધિકાર સુબાને છે.

વિશેષ ઠરાવ. પરંતુ એમ ઠરાવ્યું છે કે, આ કલમ પ્રમાણે આપેલા પુરાવાનો ઉપયોગ, તે દસ્તાવેજ સંબંધી જે ચોકશી દસ્તાવેજની લાગત બાબતની પાત્રતા વિષે હોય, તે ચોકશી શિવાય કોઇપણ માણસ ઉપર કોઇપણ બીજા દીવાની કાંમમાં કરવો નહીં; અને જે દસ્તાવેજના સંબંધે સદરહુ પ્રમાણે પુરાવો આપ્યો હોય, તે દસ્તાવેજને લાગુ થનારી પુરી લાગત પુરાવો આપનાર સુબા તરફ ભરે તો, તે દસ્તાવેજમાં લાગતના નિર્ણય માટે જે બાબતો તથા હકીકત સંપૂર્ણ અને ખરેપણે લખવી જોઇએ, તે તેણે ન લખ્યા બાબત આ નિબંધમાં ઠરાવેલા દંડના પેચમાંથી તે છુટો થશે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૦ ને મળતી છે,

કલમ ૨૭ થી ૩૯ સુધીની તથા તે પછીની કલમ પ્રમાણે અસલ દસ્તાવેજ આવ્યા શિવાય સુબા તરફથી ઠરાવ થઇ શકે નહીં. હજુરસ્ટાં. જા. નં. ૩૨૫ તા. ૩-૯-૯૨ વો. ૩ પૃ. ૧૭૦

સુબાએ શેરો કરવો તે. ૨૮. સત્તાવીસમી કલમ પ્રમાણે સુબાની પાસે આણેલો કોઇપણ દસ્તાવેજ લાગતને પાત્ર છે એવો તેમનો મત હોય, અને—

( ૧ ) તે દસ્તાવેજ ઉપર પૂર્ણ પણે સ્ટાંપ મારેલોજ છે એમ સુબા ઠરાવે, અથવા—

( ૨ ) સત્તાવીસમી કલમ પ્રમાણે સુબાએ ઠરાવેલી લાગત આપી હોય, કિંવા જે રકમ દસ્તાવેજ બાબત અપાઇ ચુકેલી લાગતમાં મેળવી હોય તો સદરહુ પ્રમાણે સુબાએ ઠરાવેલી લાગત જેટલી થાય, તે રકમ અપાઇ હોય,

તો જે પુરી લાગતને સદરહુ પ્રકારનો દસ્તાવેજ પાત્ર હોય તે પુરી લાગત ( રકમ લખીને ) આપી છે એવો તે દસ્તાવેજ ઉપર સુબાએ પોતાની સહીનો શેરો કરવો.

સદરહુ પ્રકારનો દસ્તાવેજ લાગતને પાત્ર નથી એવો સુબાનો મત્ત હોય ત્યારે તે દસ્તાવેજ સદરહુ પ્રમાણે પાત્ર નથી એવો શેરો તેમણે તે દસ્તાવેજ ઉપર પોતાની સહીનો કરવો.

આ કલમ પ્રમાણે કોઇપણ શેરો કોઇપણ દસ્તાવેજ ઉપર લખ્યો હોય, તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ માર્યો છે કિંવા તે લાગતને પાત્ર નથી એવું, પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ, સમજવું; અને લાગતને પાત્ર હોય એવા દસ્તાવેજ ઉપર આ શેરો હોય તો તે પુરાવામાં કિંવા બીજા કારણ માટે લેવાનો અધિકાર છે; અને તે દસ્તાવેજ ઉપર પેહેલાંજ યોગ્ય રીતે સ્ટાંપ લગાડયો હોય, તે પ્રમાણે તે ઉપરથી કામ ચલાવવાનો તથા તે નોંધવાનો અધિકાર છે.

પરંતુ નીચે લખેલા કોઇપણ દસ્તાવેજ ઉપર લખ્યા પ્રમાણે શેરો લખવાનો અધિકાર આ કલમાંના કોઇપણ ઠરાવ ઉપરથી સુબાને નથી:

આ રાજ્યમાં કરી આપેલો કોઇપણ દસ્તાવેજ હોય, અને તે કરી આપ્યાની તારીખથી એક મહિનો થઇ ગયા પછી આણ્યો હોય તે ઉપર, અથવાઃ—

આ રાજ્ય બાહેર કરી આપેલો કોઇપણ દસ્તાવેજ હોય, અને તે આ રાજ્યમાં પ્રથમ આવ્યાથી ત્રણ મહિના થયા પછી આણ્યો હોય તે ઉપર, અથવાઃ—

એક આનાની લાગતને પાત્ર હોય એવો કોઇપણ દસ્તાવેજ, અથવા કોઇ પણ હુંડી અથવા વાયદા ચીઠી, યોગ્ય રીતે સ્ટાંપ ન મારેલા કાગળ ઉપર લખ્યા પછી કિંવા કરી આપ્યા પછી આણી હોય, તે દસ્તાવેજ ઉપર કિંવા હુંડી ઉપર કિંવા વાયદા ચીઠી ઉપર.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૧ ને મળતી છે.

અમુક દસ્તાવેજને સ્ટાંપ જોઇએ કે નહીં ને જોઇએ તો કેટલો એ બાબે ખુલાસો સુબા સાહેબ પાસેથી મેળવવો હોય તો ક. ૨૮ પ્રમાણે એક માસમાં અરજ કરવી જોઇએ મુદત અંદર ન કરી હોય તો એ કલમ મુજબ થવા કાંઇ ઉપાય નથી ( જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૨ સને ૧૮૮૯-૯૦ ફૈ. તા. ૨૩-૧-૯૦ અરજદાર રામગીર વિશ્વનાથ ગીર વડોદરા વત્સલ તા. ૧૮-૫-૯૦ પૃષ્ટ ૧૨૫ ઉપર )

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકૂર રદ સમજવો ( જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞા પત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો ) આ સુધારાનો અમલ સદરહુ તારીખથી ( પ્રસિદ્ધ થયાની ) કરવા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ તારીખ ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસીદ્ધ થયેછે.

આ કલમ પ્રમાણે સુબાએ જે દસ્તાવેજ ઉપર શેરો કર્યો હોય તે દસ્તાવેજના સ્ટાંપ વિષે નોંધણી કામદાર પાસે નોંધવા રજુ થાય તો તેણે શંકા લેવાની નથી. તેવા શેરાવાળા લેખ નોંધવાને પાત્ર ગણી નોંધી આપવા ( વ. કા. દી. શે. નં. ૮૭૧ તા. ૨૪-૨-૯૨ વો. ૨ પૃ. ૨૦૬.

**ટીપ**—નોંધણી તપાસણી કામદારને શંકા આવે તો સરસુબા મારફત વરીષ્ટ કોર્ટમાં ખુલાસો પુછવો વ. કો. જા. નં. ૩૩૧ તા. ૨૮-૭-૯૩ વો. ૨ પૃ. ૨૦૭ ઉપર ટીપ



# ભાગ ૪.

## યોગ્ય રીતે સ્ટાંપ ન મારેલા દસ્તાવેજ

૨૯. (દસ્તાવેજ તપાસવા તથા અટકાવીરાખવા.) પોલીસ કામદાર સિવાય કોઇપણ સરકારી અમલદાર આગળ, તેના કામના સંબંધે કોઇપણ દસ્તાવેજ લાગતને પાત્ર હોનારો આવે, અને તે દસ્તાવેજ ઉપર યોગ્ય કિંમતનો સ્ટાંપ મારેલો નથી, એવું તે અમલદારની નજરે આવે, તો તેણે તે અટકાવી રાખવો, અને તેને કેટલી કિંમતનો તથા કિયા પ્રકારનો સ્ટાંપ મારવો જોઇએ, તથા તે માર્યો છે કિંવા નથી, એ ઠરાવવાસારૂ તપાસ કરવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, કોઇપણ ગુન્હાનું કામ ચાલતું હોય, તે કામમાં કોઇપણ માજીસ્ટ્રેટ કિંવા જજની આગળ સદરહુ પ્રકારનો દસ્તાવેજ આવ્યો હોય તો આ કલમમાં ઉપર લખ્યા પ્રમાણે તપાસ કરવાનું કિંવા તે દસ્તાવેજ અટકાવી રાખવાનું અવશ્ય નથી.

આ કલમના કારણ માટે સરકારી અમલદાર કોને સમજવા એ વિષે સંદેહ ઉપજે થાય તો તે બાબત હજુરમાંથી યોગ્ય ઠરાવ થશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આક્ટની કલમ ૩૩ને મળતી છે.

લાગતને પાત્ર હોનારો દસ્તાવેજ સરકારી અમલદાર તરફ રજુ થાય ત્યારે તેણે રજુ કરનારને પાછો આપવાનો નથી, દસ્તાવેજના વિષય બાબત યોગ્ય સ્ટાંપ ઉપર નવો દસ્તાવેજ થયો છે એવી ખાત્રી કર્યાથી પણ પાછો આપવાનો નથી પણ આ કલમ પ્રમાણે તજવીજ કરવાની છે. વ. કો. દી. શેરા નંબર ૧૬૯૭ તા. ૨૩-૭-૯૧.

દસ્તાવેજ રજુ કરનાર ક. ૩૫ પ્રમાણે ઇલાજ લેવા પાછો આપવાનું કહે તોપણ તે પાછો આપવાનો નથી. હુ. સા. આ. નંબર ૫૨૯ તા. ૨૪-૯-૯૦.

અટકાવેલો દસ્તાવેજ જેના કબજામાંથી આવેલો હોય તેણે લાગત તથા દંડની રકમ ભરવાની છે અને તે ભરે ત્યાંહાં સુધી દસ્તાવેજ સુબાના રીકાર્ડમાં પડી રહેવાનો છે હુ. સ્ટાં. ખુ. આ. નં. ૫૩૪ તા. ૨૪-૯-૯૦

સ્ટાંપ નિબંધ અગર નિયમ પ્રમાણે ખુલાસા માટે લખાણ મોકલ્યા વિષે દસ્તાવેજ રજુ કરનારને ખબર આપવી હાજર ન હોય તો નોટીસ આપવી ને તેમ કર્યા વીશે રેફરન્સમાં લખવું નોંધણી સરક્યુલર નંબર ૬ સને ૧૮૯૦-૯૧ તારીખ ૧૨-૧-૯૧ વડોદરા વત્સલ પૃ. ૨૧૫ તા. ૧૮-૧-૯૧

નોંધણી કામદારો દસ્તાવેજ અટકાવીને સુબા તરફ મોકલે તેના લખાણમાં (૧) અમુક કારણસર તથા અમુક કલમ વિરૂદ્ધ તે થયેલો છે એ (૨) ક. ૩૩ રકમ ૨ પ્રમાણે તે કોને પરત આપવાનો છે એ, (૩) જેની પાસેથી રજુ થયોછે તેને ખબર આપ્યાનું સુબા તરફ જાહેર કરવાની મમજુત આપ્યાનું એવી વિગતો લખવી નોંધણી સરક્યુલર નંબર. ૭ સને ૧૮૯૦-૯૧ તા. ૨૬-૧-૯૧ વડોદરા વત્સલ પૃ. ૨૪૭ તા. ૧-૨-૯૧

અટકાવેલા દસ્તાવેજ વિશે જે ઠરાવ થાય તેવી ખબર મે. સુબા સાહેબે અટકાવી રાખનાર નોંધણી અમલદારને મોકલવી નોંધણી વટહુકમ નંબર ૧૪ સને ૧૮૯૦-૯૧ તા. ૨૨-૫-૯૧ આ. પ. ભા. ૧ પૃ. ૨૮૨ તા. ૨૮-૫-૯૧

દાવાઅરજી સાથે રજુ થયેલા દસ્તાવેજ લાગતને પાત્ર થતા હોય તો તેનો નિર્ણય મુનસફ કોરટે કરવાનો છે એવા પ્રસંગે યોગ્ય લાગત લગાડવા સારૂ પક્ષકારને પાછો આપવો જોઇએ નહીં. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૩ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૨૮-૪-૯૨ વો. ૨ પૃ. ૧૬૬

નોંધણી કચેરીમાં જે દસ્તાવેજ અધુરા સ્ટાંપ ઉપરનો રજુ થયેલો અટકાવી રાખ્યો હોય, તે દરમીયાન રજુ કરનારે ફરી નવો દસ્તાવેજ કરાવી નોંધવા રજુ કરે, તો ( પુરા સ્ટાંપ ઉપરનો ) પણ પ્રથમનો દસ્તાવેજ અટકાવેલો સુબા તરફ મોકલવો દી. શે. નંબર ૨૭૬ તા. ૮-૧૦-૯૧ વો૦ ૨ પૃ ૨૦૩

મ્યુનિસીપાલીટીના કામમાં દસ્તાવેજ રજુ થાય તો તેની સ્ટાંપ અને નોંધણી લાગત લેવી જોઇએ દી. શે નં. ૩૨૪ તા. ૨૧-૧૦-૯૧ વો. ૨ પૃ. ૨૦૪

જે દસ્તાવેજ અટકાવવામાં આવે તે દસ્તાવેજ સુબા તરફથી પાછો આપતી વખતે તે ઉપર પાછો આપ્યાની તારીખ પ્રાંતના સુબાએ લખી આપવી હુ. સ્ટાં. જા. નં. ૨૮૨ તા. ૩-૯-૯૨ વો. ૩ પૃ. ૧૭૪

દીવાની કોર્ટે નોંધણી નિબંધની કલમ ૨૩ પ્રમાણે દસ્તાવેજની નકલ થવા નોંધણી કચેરીમાં દસ્તાવેજ મોકલ્યો તે ચોપડામાં હોવાથી ચોપડો મોકલવામાં આવ્યો આ ચોપડામાં

નવીન સ્ટાંપ નિબંધ પ્રમાણે લાગતને પાત્ર એવા એકથી વધારે દસ્તાવેજો હતા તેની યાદ કરી ક. ૨૯ તથા રા. બા. મા. ગિ. સરસબા સાહેબના અપીલ નંબર ૫૭ સંવત ૧૯૫૦ તા. ૨–૧–૯૪ ના ઠરાવ (આ. પ. પા. ૩૧૧ તા. ૧૮–૧–૯૪ બા. ૨ ઉપરના આધારે અટકાવવા જોઈએ એમ લખી ખુલાસો પુછે છે ઠરાવ્યું કે–જે દસ્તાવેજ કામના સબંધે રજુ થવો જરૂરનો તે ચોપડામાં છે તેથી ચોપડો નોંધણી કચેરીમાં મોકલ્યો છે ને ચોપડામાં બીજા દસ્તાવેજો છે તે કામના સંબંધે રજુ થયાં છે એમ કહી શકાય નહીં અને તે અટકાવવા કે નહીં તે પ્રશ્ન ઉઠાવવાની જરૂર નોહતી. તેમજ અપીલ નં. ૫૭ ના કામમાં ક. ૨૯નો જે અર્થ કરેલો છે, તેને અનુસરીને તજવીજ કરવી કે કેમ તે વિષે પણ વિચારવાની જરૂર રેહેતી નથી કેમકે નોંધણી કામદારે કાયદાના તથા પોતાના હુકમ મુજબ ચાલવાનું છે માટે ચોપડો કોર્ટ તરફ પરત મોકલવો દી. શા. સ્ટાં. ખુ. નંબર ૯૮ સને ૧૮૯૩–૯૪ ફે. ૩૧–૭–૯૪ વો. ૩ પૃ. ૫૧૦

નોંધણી કામદારે લેખના પક્ષકારોની પુંસીસો લઇ તેમાં લખી આપનારે થાલમા આપેલી જમીન પોતે પાછી ખેડવા રાખી છે એવો ખુલાસો કરી લીધેલો છે. આવી રીતે સ્ટાંપ લાગતને અર્થે ખુલાસો પુસીસથી કરી લેવા નોંધણી કામદારને નીબંધ ઉપરથી અધિકાર નથી માટે તે ગેરકાયદે છતાં બરાબર નથી દી. શા સ્ટાં. ખુ. નંબર ૧૧૮ સને ૧૮૯૪–૯૫ ફે. ૩૦–૧૦–૯૫.

નોંધણી કામદારો તરફથી જે દસ્તાવેજો અટકાવી પ્રાંતોના મે. સુબાસાહેબો તરફ આવે તેની પૂરી તજવીજ થઇ રહ્યા બાદ તે દસ્તાવેજ માહાલોના વહીવટદાર તરફ ન મોકલતાં નોંધણી કામદારો તરફ મોકલવા. હજુર સ્ટાં. ખુ. નં. ૩૯૭ તા. ૨૫–૯–૯૫ આ. પ. બા. ૧ પૃ. ૫૪૯ તા. ૩–૧૦ ૯૫

ઉપરના સરક્યુલર પ્રમાણે જે દસ્તાવેજોની નોંધણી કામદારે લાગત લઇ નોંધ બુકમાં નકલ કર્યા પછી મોકલ્યા હોય તેવા દસ્તાવેજોને લાગુછે હ. સ્ટાં. જા. ૯૭૦ તા. ૧૬–૧૨–૯૫ આ. પ. બા. ૧ પૃ. ૧૧૧૯ તા. ૨૬–૧૨–૯૫

યોગ્ય લાગત ન લગાડેલા દસ્તાવેજને પુરાવા વગેરેમાં લેવાનો અધિકાર નથી.

૩૦ લાગતને પાત્ર હોય તેવા દસ્તાવેજ ઉપર લાગત લગાડી ન હોય, અને આ સ્થિતિમાં તે દસ્તાવેજ કોઈપણ સરકારી અમલદાર આગળ કલમ ૨૯માં લખ્યા પ્રમાણે આવ્યો હોય, તો તેણે તે દસ્તાવેજ કોઈપણ કારણ માટે પુરાવામાં લેવો નહીં, અથવા તે દસ્તાવેજ ઉપરથી કોઈપણ પ્રકારે અમલ કરવો નહીં, કિંવા તે નોંધવો નહીં, કિંવા ખરો છે એવી તે ઉપર સહી કરવી નહીં.

પરંતુ એમ ઠરાવ્યું છે કેઃ—

વિશેષ ઠરાવ.

(૧) સદરહુ પ્રકારનો કોઈપણ દસ્તાવેજ જે લાગતને પાત્ર હોય તે લાગત, કિંવા તે લાગતમાં કમી હોય તેટલી રકમ, અને તે લાગતનો કિંવા કમી હોય તે રકમનો (જેમ હોય તેમ) દસ ગણા જેટલો દંડ, એવી રકમ દસ્તાવેજ રજૂ કરનારે આપી હોય તો તે દસ્તાવેજ પુરાવામાંલેવાને સરકારી અમલદારને અધિકાર છે. માત્ર કોઇપણ પ્રસંગે આ દંડની રકમ પાંચ રૂપૈયાથી કમી હોવાની નથી.

(૨) કોઈપણ દસ્તાવેજ ગુન્હાના કામમાં પુરાવામાં લેવાનો હોય તો, ઉપર લખ્યા પ્રમાણે લાગત તથા દંડ લીધા શિવાય પુરાવામાં લેવાને હરકત નથી. તેજ પ્રમાણે પુરાવામાં આપવાને ઇચ્છનાર પક્ષકારનો હક્ક જે દસ્તાવેજ ઉપર આધાર રાખતો ન હોય, એવો દસ્તાવેજ પુરાવામાં લેવાની જરૂર હોય તો, આ લાગત તથા દંડ લીધા સિવાય તે પુરાવામાં લેવાને હરકત નથી.

(૩) કોઈપિણ દસ્તાવેજ પુરાવામાં લીધો હોય, ત્યારે, જે મુકદ્દમામાં અથવા કામમાં તે લીધો હોય, તે મુકદ્દમાના કિંવા કામના કોઈપણ પ્રસંગે, ૪૩ મી કલમમાં ઠરાવ કર્યો છે તે સિવાય, તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે લાગત લગાડેલી નથી, આ સબબ ઉપરથી તકરાર ચાલનાર નથી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ આકટની કલમ ૩૪ ને કાંઈ અંશે મળતી છે.

સાક્ષી પાસેથી દાવાના પક્ષકાર દસ્તાવેજ રજુ કરાવે અને દસ્તાવેજને પડનારી લાગત તથા દંડ ભરવાનું પક્ષકાર રૂબરૂ કબુલ કરે તો એવી પક્ષકારની કબુલતથી દસ્તાવેજ પુરાવામાં દાખલ કરવાનો નથી નિબંધ પ્રમાણે લાગત દંડ લઇ પછી તે પુરાવામાં લેવાનો છે. વ. કો. દી. શે. નંબર ૧૫૮૭ તા. ૪-૭-૯૧.

દીવાની કોર્ટથી જાહેર લીલામમાં સ્થાવર મિલકત રૂ. ૨૩૧ માટે વેચાઇ તેનો દાખલો રૂ. ૬ ના સ્ટાંપમાં ન આપતાં કારકુનની સલાહથી રૂ. ૫ ના સ્ટાંપ ઉપર આપ્યો, તેની નકલ નોંધણી કચેરીમાં ફાઇલ કરવા મોકલી ત્યારે સ્ટાંપ અપુર્ણ જણાયાથી નોંધણી કામદારે કોર્ટ તરફ લખ્યું, કોર્ટે ખરીદદાર પાસેથી રૂ. ૧ નો સ્ટાંપ લઇ જોડી આપ્યો અને પછી નોંધણી સરકામદાર મારફત નોંધણી કામદારને મોકલ્યો નોંધણી કામદારે હરકત લીધી કે દંડ લીધા શિવાય માત્ર ખુટતી લાગત પુરી કરી લેવા મુનસફને અધિકાર નથી સરકામદારે મુનસફનો ખુલાસો પૂછતાં લખ્યું કે કારકુનની ચુકથી કમી લાગત લેવાએલી તેથી એન કીમત લીધી છે. અપુરતા સ્ટાંપ સબંધી ખર્ચનો બોજો ખરીદદાર ઉપર રાખવો જોઇએ એમ કહી ખુલાસો થવા વરીષ્ટ ન્યાયાધીશીમાં મોકલ્યું, ઠરાવ્યું કેઃ— દંડ લીધા શિવાય માત્ર ખુટતી લાગત લઈ દાખલાનો સ્ટાંપ પુરો કરી આપ્યો છે તે મુનરાફ વગર અધિકારે કર્યું છે કલમ ૩૦ પ્રમાણે ગેર કાયદા રીતે લાગત પુરી કરાયેલો લેખ યોગ્ય લાગત લગાડેલો ગણી શકશે નહીં સબબ તે દંડની પાત્રતામાંથી બચી શકતો નથી કોરટના કારકુનની ચુકથી અપુરતી લાગત લગાડ્યા બદલ દંડની માફી મેળવવા દાખલો મેળવનારને માર્ગ છે. એ વાત જુદી છે પણ તે કારણથી લેખ કાયદા પ્રમાણે દંડની પાત્રતામાંથી બચી શકે છે, એમ ઠરાવી શકાતું નથી ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૦-૧-૯૨ વો. ૨ પૃ. ૧૩૪.

દંડની રકમ રૂ. ૫ કરતાં કમી હોવી ન જોઇએ દસપટ દંડની રકમ રૂ. ૨-૮-૦ થતી હોય તોપણ રૂ. ૫ દંડના પુરાવામાં લેનાર અમલદારે લેવા જોઇએ ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૮૬ સને ૧૮૯૧-૯૨ વો. ૨ પૃ. ૧૯૨ સરદાર કોર્ટના જડજે દંડ લેવામાં ચુક કરી છે એમ. ક. ૩૧ પ્રમાણે આવેલી નકલ ઉપરથી સુબાને જણાયાથી રેફરન્સ કર્યું છે.)

સ્ટાંપ કમી છે અગર યોગ્ય સ્ટાંપ નથી એમ પુરાવામાં લેનાર અમલદારને જણાતો ઠરાવ કરવો સંશય હોયતો મુદ્દો કાઢી કામમાં પ્રથમ નિર્ણય કરવો. ને ઠરાવ મુજબ

પૈસા ન ભરે તો પુરાવામાં લેવો નહીં પણ અટકાવી સુબા તરફ મોકલવો, જે દસ્તાવેજની લાગત દંડ લીધા વગર પુરાવામાં લીધો હોય તેવો દસ્તાવેજ એટલે પક્ષકારનો હક્ક આધાર રાખતો ન હોય એવા કારણથી પુરાવામાં લીધો હોય તે દસ્તાવેજ ક. ૨૯ પ્રમાણે અટકાવી સુબા તરફ કોર્ટે મોકલવો. દી. ન. ન. ૩૦ સને ૧૮૯૧-૯૨ તા ૨૩-૫-૯૨ વો. ૨ પૃ. ૨૧૬.

આ કલમના અરજદાર ઉપર વાદીએ દાવો કર્યો હતો તેમાં અરજદારે વાદીની જુબાની લેવરાવી અને વાદી તથા એક ત્રીજા સખસ વચ્ચેના કરાર થયેલો દસ્તાવેજ વાદી પાસેથી રજુ કરાવ્યો આ દસ્તાવેજ સાદા કાગળ ઉપર હોવાથી પ્રતિવાદી (રજુ કરાવનાર હોવાથી) પાસેથી ૫૫ રૂપીયા ભરી લેવામાં આવ્યા છે. પ્રતિવાદીએ અરજ કરી કે હું પુરાવામાં રજુ કરવા ઇચ્છતો નથી હું દસ્તાવેજમાં પક્ષકાર નથી. માટે સ્ટાંપ ન લેવો જોઇએ કોરટે જવાબ આપ્યો કે સુબા તરફ અરજ કરવી. આવો જવાબ આપ્યો આ પ્રકરણ વરીષ્ટ કોર્ટ પાસે અરજદાર લાવ્યો છે ઠરાવ્યું કે અરજદારનો હક તે ઉપર આધાર રાખતો નથી વળી તે પક્ષકાર નથી તો તેની પાસેથી રકમ લીધી છે તે તેને પાછી આપવી. આવા દસ્તાવેજની ક. ૨૯ પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ (દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૧ સને ૧૮૯૨-૯૩ ફે. ૧-૨-૯૩ વો. ૩ પૃ. ૬૧

સ્ટાંપ નિબંધની કલમ ૨૯-૩૦-૩૧-૩૫-૩૬ તથા જુના સ્ટાંપ નિબંધની કલમ ૭-૯-૧૦-૧૨ તથા ૧૩ અને નવીન નોંધણી નિબંધ ક. ૧૮-૧૯-૨૩ જોતાં એ કલમોમાંના ઠરાવ અસલ દસ્તાવેજ સબંધે છે નકલને માટે નથી તેથી સ્ટાંપની લાગતનેપાત્ર હોય. એવો વગર સ્ટાંપ ઉપરનો બીન નોંધેલો દસ્તાવેજ ગેરવલે પડેલો હોય તો તેની નકલ દુયમ પુરાવામાં આપી શકાય નહીં. તથા તેવી નકલને માટે સ્ટાંપની લાગત વિગેરે જુના તથા નવા સ્ટાંપ નિબંધ પ્રમાણે લઇ શકાય નહીં તેમજ નોંધણી લાગતને દંડ પણ તે કાયદા પ્રમાણે લઈ શકાય નહીં. (આ કામમાં હકીકત એવી હતી કે, પ્રતિવાદીએ જાહેર કર્યું કે મારો વેચાણ દસ્તાવેજ ગેરવલે પડયો છે તેની ખરી નકલ વાઘોડીયા વહીવટદાર કચેરીમાં છે તે નકલ મંગાવી જોતાં તેમાં ખરી નકલની સહી છે પણ તેના ઉપર સ્ટાંપને રજીષ્ટર લાગત ભર્યાના શેરા નથી તેથી સ્ટાંપને નોંધણી લાગત રજુ કરી તે લઈ આ દસ્તાવેજ ઉપર શેરો થાય કે નહીં? આ પ્રશ્નનો નિકાલ સદર ઠરાવથી થયો છે). દી. શા. સ્ટાં ખુ. નંબર ૫૨ સને ૧૮૯૨-૯૩ ફે ૯-૨-૯૩ વો. ૩ પૃ. ૭૧

કામમાં રજુ થયેલા દસ્તાવેજને નિબંધ પ્રમાણે જે લાગત લેવી જોઇએ તે સરકારી અમલદાર તરફથી કમી લેવાય તો પ્રત્યેક વખતે તે તેની પાસેથી ભરી લેવીજ જોઇએ એવો ઉદ્દેશ નથી અમલદારની કસુરથી અથવા હયગયથી કમી લાગત લેવામાં આવી હોય ત્યારે તે ભરી લેવાની તજવીજ કરવી જોઇએ. કારણ ન્યાયાધીશીઓનો ઠરાવ અપીલ વીગેરેમાં અભીપ્રાય બાંધવામાં ભુલ થયાના કારણે ફરે તો ન્યાયાધીશ તેવા દરેક કામ માટે કસુરવાન ગણાય પણ તેવો કાયદાનો ઉદ્દેશ નથી. વ. કો. દી શે. નં. ૪૪૪ તા. ૧-૧૧-૯૨ વો. ૩ પૃ. ૧૫૮

કોરટમાં રજુ થયેલો દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપર ન છતાં નોંધેલો પણ ન હોય ત્યારે નોંધણી નિબંધ ક. ૧૮ પ્રમાણે પાછો અપાય તોપણ નવીન સ્ટાંપ નિબંધ ક. ૨૯ પ્રમાણે સ્ટાંપના કારણ માટે પાછો આપવો ન જોઇએ વ. કો. દી. શે. નંબર ૮૫૦ તા. ૨-૨-૯૩

કલમ ૨૯-૩૦-૩૧ નો સમગ્ર વિચાર કરતાં જે કામમાં દસ્તાવેજ પુરાવામાં લેવામાં આવે તે કામમાં લાગત વિગેરે બાબત ઠરાવ કરવાનો છે હાલના કામે પુરાવામાં લીધો નથી છતાં રૂપીયા વસુલ કરવાનો ઠરાવ કરી અમલ થવા સુબા તરફ મોકલ્યો છે તે બરાબર નથી માટે ઠરાવ રદ કરીએ છીએ દસ્તાવેજ ક. ૨૯ પ્રમાણે અટકાવી સુબા તરફ મોકલવો જોઇએ. ન્યા. કો. દી. શે. નં. ૧૬૫૮ તા. ૧૫-૭-૯૩ વો. ૩ પૃ. ૧૬૫

અધુરી કીમતના અથવા સાદા કાગળ ઉપરના દસ્તાવેજ લાગત દંડ લઈ દીવાની કોર્ટ પુરાવામાં લે તે બાબત દીવાની કોર્ટે નમુના પ્રમાણે રજીષ્ટર રાખવું દીવાની વ. નં. ૫ તા. ૨૭-૯-૯૨ વો. ૩ પૃ. ૧૬૫ આ. પ. પા. ૪૯૮ તા. ૨૯-૯-૯૨ ભાગ ૧ ઉપર

કામની શરૂઆત થયા પછી અધુરી કીમતના કે સાદા કાગળ ઉપરના દસ્તાવેજ રજુ થઈ તે બાબત તજવીજ થાય તે વાત રોજ કામમાં દીવાની કોરટે લખવી દી. વ. નં. ૧૫ તા. ૨૩-૧૨-૯૨ વો. ૩ પૃ. ૧૬૮

પરહદમાંથી કમિશન વિગેરે જોડે જે દસ્તાવેજ આવે તે આ રાજ્યના સ્ટાંપ નિબંધ પ્રમાણે લાગતને પાત્ર હોય, ને તેને સ્ટાંપ અધૂરો અગર સમુળગો ન હોય તો સ્ટાંપનિબંધ પ્રમાણે લાગત અગર લાગતને દંડ લેવાનો વહીવટ સ્ટાંપ નિબંધ તથા નિયમ ઉપર લક્ષ રાખી આ વંદેથી દરેક કોર્ટ રાખવો દી. વ. નં. ૩૫ તા. ૩-૪-૯૩ વો. ૩ પૃ. ૧૬૯

અસલ વિલ પરહદની કોરટમાંથી ન મળ્યાથી તેની નકલ પરઅમલના અધિકારીની સહીની પુરાવામાં દાખલ થવા રજુ કરેછે અસલ વીલ આ રાજ્યના સ્ટાંપ ઉપર નથી. તો નકલ ઉપર શેરો મારી સ્ટાંપની લાગત લેવી કે કેમ ? ઠરાવ્યું કે આ વીલની નકલ જોતાં તે જુના સ્ટાંપ નિબંધના અમલમાં થયેલું છે ને તે નિબંધમાં લાગત પુરી કરી લેવા સંબંધે જે જે તજવીજ કરવા લખ્યું છે, તે અસલ દસ્તાવેજ સબંધે છે, નકલને તે લાગુ નથી વિગેરે કારણોને લીધે તેનો દુયમ પુરાવો લેવાય નહીં એમ ખુ. નં પર સને ૧૮૯૨-૯૩ ફેંસલ તા. ૯-૨-૯૩ (વો. ૩ પૃ. ૭૧ ઉપર છાપેલો ) વિવેચન કર્યુંછે તે પ્રમાણે જોતાં હાલના પ્રસંગે દસ્તાવેજની નકલ દુયમ પુરાવામાં આપી શકે નહીં ને તેને માટે સ્ટાંપની લાગત વીગેરે પણ લઈ શકાય નહીં દી. શા. સ્ટાં. ખુ. ર નંબર ૨૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૨-૮-૯૩ વો. ૩ પૃ. ૧૮૬

વટ હુકમ નંબર ૩૫ સને ૧૮૯૨-૯૩ તા. ૧૩-૪-૯૩ નો નવીન સ્ટાંપ નિબંધના અમલમાં થયેલા દસ્તાવેજને લાગુ છે જુના સ્ટાંપ નિબંધના અમલમાં થયેલા દસ્તાવેજને લાગુ નથી દી. સ્ટાં. ખુ. ન. ૪૦/૯૩-૯૪ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૧૮.

પરહદમાં થયેલો દસ્તાવેજ આ રાજ્યની કોર્ટમાં પુરાવામાં રજુ કર્યો હોય, પરંતુ નિબંધની ક. ૧૬ માં બતાવેલી મુદત ૬ માસની વીતી ગઈ ન હોય તો તેવો દસ્તાવેજ નિબંધની કલમ ૨૯ પ્રમાણે અટકાવવાનો અધિકાર કોરટને તથા બીજા કોઈ પણ અમલદારને નથી. આવે પ્રસંગે દસ્તાવેજ પક્ષકારને પાછો આપવો કે તેને ક. ૧૬ નો લાભ મળે નિબંધની કલમ ૧૬-૨૯-૩૦ ઉપરથી આવો દસ્તાવેજ કામમાં દાખલ કરવો અથવા અટકાવવો એવો અર્થ નિકળતો નથી. દી. શા. સ્ટાં. ખુ. ૧૦૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૮-૫-૯૪ વો. ૩ પૃ. ૩૬૫

વાદી તરફથી પાછલાં ખાતાં રજુ થયેલાં તે ખાતા નવીન સ્ટાંપ નિબંધ અમલમાં આવ્યા પછી ના હોવાથી તેનો સ્ટાંપ લેવો કે કેમ ! ઠરાવ્યું કે આ ખાતાં પૈકી કેટલાંક

ખાતાં ઉપર તે રદ થયાના શેરા છે ને કેટલાક ઉપર નથી પણ વાદીના કહેવા ઉપરથી હીસાબ લઈ દાવાવાળુ ખાતું થયેલું છે એમ માલમ પડેછે કલમ ૩૦ રકમ ૨ જોતાં દીવાની નિબંધની ક. ૧૦૨ ને તેથી વિરૂદ્ધપણું આવતું નથી માટે લાગત લીધા શિવાય પુરાવામાં લેવાં આ ખાતા પૈકી કયા ઉપર પક્ષકારનો હક્ક અવલંબી છે તે પુરાવામાં લેનાર કોર્ટે જોવું (દી. શા. સ્ટાં. ખુ. નં. ૫૧ ફે. ૧-૨-૯૩ વો. ૩ પૃ ૬૧ ઉપરનો ઠરાવ જુઓ.) દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૭ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૬-૯૪ વો. ૩ પૃ ૩૬૯.

માજીસ્ટ્રેટે જુબાની ઉપરથી સ્વરૂપ વિશે શંકા લીધી છે તે બરાબર નથી રૂપાન્તર કરવાને જુબાની લેવી બરાબર નથી સ્ટાંપના અર્થે દસ્તાવેજના શબ્દ ઉપરથી તેનું સ્વરૂપ સમજવું જોઇએ દી. શા. સ્ટાં. નં. ૪૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૩-૭-૯૪ વો. ૩ પૃ ૩૮૮.

દસ્તાવેજ પરહદમાં થયેલો આ હદની કોર્ટમાં રજુ થયોછે માટે આ રાજ્યમાં આવ્યા પછી ક. ૧૬ માં કહેલી મુદતની અંદર જો સ્ટાંપ ચોઢાવવા સારૂ કોરટમાંથી પરત માગવામાં આવ્યો હોય તો તેને દંડ પડવો યોગ્ય નથી મુદત વિત્યા બાદ પરત માગવામાં આવ્યો હોય તો દંડ પડવો જોઇએ ક્યારે માગવામાં આવ્યો તે બદલ સુબા તરફથી ચોકશી થઈ દંડ લેવા ન લેવા સંબંધે તજવીજ થશે દી શા.સ્ટાં ખુ.નં.૪૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૩-૭-૯૪ વો. ૩ પૃ. ૩૮૮

ટીપ—આ દસ્તાવેજ માજીસ્ટ્રેટ પાસે રજુ થયેલો તેને સ્વરૂપ વિશે શંકા હોવાથી અટકાવી સુબા તરફ મોકલેલો ને સુબાએ ખુલાસો થવા લખ્યું હતું.

મુનસફ કોર્ટમાં દાવાઅરજી સાથે રજુ થયેલો દસ્તાવેજ પરહદમાં થયો એમ ગણી અને તે ક. ૧૬ પ્રમાણે મુદતમાં આવ્યોછે માટે માત્ર એ ન લાગત દંડ વગર લઈ પુરાવામાં લીધો રા સા. તપાસણી કામદાર તરફથી આડીટ છે કે મુનસફે ક. ૩૦ પ્રમાણે દંડ સાથે લાગત લેવી જોઇતી હતી. ક. ૧૬ની મુદતમાં એન લાગત લઇ ટીકટ ચોઢી આપવાનો અખત્યાર સુબા અને સ્ટાંપ કામદારને આપેલો છે. મુનસફનો જવાબ ચુક થયાનું કબુલ કરેછે. ઠરાવ્યું કે, કલમ ૧૬માં ઠરાવેલી મુદત અંદર દસ્તાવેજ રજુ કરવામાં આવે તો તે સુબા તરફ રજુ કરી સ્ટાંપ ચોડી લાવવાનું કહેવું. ક. ૧૬નો લાભ પક્ષકાર લેવા ઇચ્છતો ન હોય તો એન લાગત દંડ સાથે લેવો કે કેમ તે પ્રશ્ન ઉઠે પણ આ દસ્તાવેજ આ હદમાં થયો છે એમ દાવા અરજીથી જણાય છે માટે દંડ લીધો નથી તે ચુક કરી છે. દી. રીવીજન ફી. મુ. નંબર ૪૪ સને ૧૮૯૩-૯૪ ફે. ૨-૭-૯૪ વો. ૩ પૃ ૫૧૪ આ. ૫ ભા. ૨ પૃ. ૬૬૨ તા. ૨૬-૭-૯૪.

કોર્ટમાં પુરાવામાં રજુ થયેલા દસ્તાવેજની લાગત, દંડ ન રજુ થાય તો તે કલમ ૨૯ પ્રમાણે અટકાવી પ્રાંતના સુબા તરફ મોકલવો. દી. શે. જા. નં. ૪૧૬ તા. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૫૧૯.

કલમ ૭ જોતાં જુદી જુદી બાબતોના થયેલા દસ્તાવેજની સ્ટાંપ લાગત તેમાંની બાબતવાર જૂદી જૂદી લાગતો નહીં પણ જૂદી જૂદી લાગતો મળીને જે એકંદર રકમ થાત તે એકદર રકમની એક લાગત જે થાય તે લેવાની છે દંડ લેવા બાબત ક. ૩૦ ( ૧ ) છે તે વિષે વિચાર કરતાં તે એવો દસ્તાવેજ જે લાગતને પાત્ર હોય તે લાગતનો કિંવા તે લાગતમાં કમી હોય તેટલી રકમનાં દસગણા જેટલો લેવાનો છે લેખની અદરની બાબતવાર લાગતો ઉપર દંડ લેવો એમ નિકળતું નથી. હાલનો દસ્તાવેજ સાનને કબુલત છે માટે પ. ૧

રકમ ૪-૮ પ્રમાણે રૂા. ૦-૯-૦ તથા દંડ રૂપીયા. ૫-૧૦-૦ લેવાયા છે. તે બરાબર છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૧૭ ૯૫-૯૬ ફે. તા. ૧૧-૧૧-૯૫ આ. ૫ ભા ૨ પૃ. ૨૩૪ તા. ૯-૧-૯૬

અટકાવી રાખેલા દસ્તાવેજ બાબત કેવી વ્યવસ્થા કરવી.

૩૧. દસ્તાવેજ અટકાવી રાખનાર કોઈપણ અમલદારને પુરાવો લેવાનો અધિકાર હોય, અને ૩૦ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે લાગત તથા દંડ લઈ સદરહુ પ્રકારનો દસ્તાવેજ તે અમલદાર પુરાવામાં લે, ત્યારે તેણે તે દસ્તાવેજની ખરી નકલ ઉપર સહી કરી તથા તે ઉપર લાગતને દંડની રકમ લખી તે નકલ પ્રાંતના સુબાની તરફ મોકલવી, તથા તે રકમ પાસે નીતિજોરીમાં ભરવી

દસ્તાવેજ અટકાવી રાખનાર અમલદારને પુરાવો લેવાનો અધિકાર ન હોય, ત્યારે તેણે અટકાવી રાખેલો અસલ દસ્તાવેજ પ્રાંતના સુબા તરફ મોકલવો.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૫ ને મળતી છે.

મુનસફ કોર્ટે લાગત તથા દંડ લઈ પુરાવામાં લીધેલા દસ્તાવેજની નકલ સુબા તરફ મોકલવી સુબાનો મત બીજા હોવાથી વરીષ્ટ કોર્ટ તરફ પ્રકરણ મોકલ્યું ઠરાવ્યું કે આ લેખ વાયદા ચીઠી છે આ લખત પુરાવવામાં લાગત તથા દંડ વસુલ લઇ દાખલ થઈ ચુકયુ છે તેથી એ સંબંધે હાલનું પ્રકરણ ઉઠાવવાની જરૂર નોહોતી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૮ સને ૧૮૯૦-૯૧ ફે. ૬-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૭૭ ઉપર.

સરદાર કોર્ટમાં ભાડા ચીઠીનો લેખ રજુ થયો તેની લાગત રૂા. ૦-૪-૦ ને દસપટ દંડના રૂા. ૨-૮-૦ ઠરાવ કરી લીધા છે. સુબા તરફ આ કલમ પ્રમાણે નકલ જતાં સુબાને શંકા આવ્યાથી, વરીષ્ટ કોર્ટ તરફ ખુલાસો પુછાયો ઠરાવ્યું કે ભાડાચીઠીમાં મુદત નથી તેથી ૫. ૧ રકમ ૨૦ ( ख ) પ્રમાણે રકમ રૂા. ૩૬ હોવાથી રૂા. ૧ ને દંડ રૂા. ૧૦ મળી રૂા. ૧૧ જે લીધું છે તે બાદ કરી બાકીની લાગત દંડ લેવાની રીતસર તજવીજ કરવી દંડની રકમ કમી લીધી છે પણ તે ક. ૩૦ ના છેવટ ભાગથી રૂા. ૫ થી કમી લેવાનીજ નથી ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૪-૭-૯૧ વો. ૧ પૃ. ૩૮૩ ઉપર.

દીવાની કોર્ટે લાગત દંડ લઇ દસ્તાવેજની નકલ પ્રાંતના સુબા તરફ મોકલી હોય ત્યારે તે નકલવાળા દસ્તાવેજની સ્ટાંપ લાગત સંબંધે ક. ૪૧ થી ૪૪ સુધીની કલમો જોતાં ખુલાસો વરીષ્ટ ન્યાયાધીશને પુછવાનો સુબાને અધિકાર હોય એમ જણાતું નથી પણ કલમ ૪૨ પ્રમાણે સરસુબાને પ્રકરણ યોગ્ય ઠરાવ સારૂ મોકલવા અધિકાર છે. હવે તેમના મારફત કરવું ન કરવું તે સુબાના વિચારની વાતછે ( વ. કો. દી. શા. નં. ૨૨૯ તા. ૨૩-૯-૯૧ વો. ૨ પૃ. ૨૦૨ તથા નંબર ૭૭૬ તા. ૧૯-૧-૯૩ વો. ૩ પૃ. ૧૬૧. તથા દી. શે. નં. ૨૬૮ તા. ૨૮-૯-૯૩ વો. ૩ પ. ૫૧૯

કલમ ૩૧ પ્રમાણે નકલ સુબા તરફ આવે ત્યારે સુબાને કોર્ટને ખુલાસો પુછવા અધિકાર નથી. દી. શે. નં. ૧૩૫૮ તા. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૫૨૪.

અપુરતા અથવા સાદા કાગળ ઉપરના દસ્તાવેજ લાગત તથા દંડ લઇ પુરાવામાં લેવામાં આવે તે દસ્તાવેજ ઉપર તે બાબત સ્ટાંપ નિબંધ પ્રમાણે શેરો કરવાનો તેમાં સ્ટાંપ નિબંધના પરિસીષ્ટની કઇ રકમ પ્રમાણે લાગત લેવામાં આવી તે જણાવવું જોઇએ ને તે દસ્તાવેજની નકલ ક. ૩૧ પ્રમાણે મોકલવામાં આવે તેની નીચે પણ તેવા શેરા સહીવતી નકલ મોકલવી દીવાની વટ હુકમ નં. ૩૫ સને ૧૮૯૩-૯૪ તા. ૩૧-૭-૯૪ આ. ૫ ભા. ૧ પૃ. ૧૨૬.

જે કામોમાં દસ્તાવેજ રજુ થયેલાની ખુટતી લાગત કોર્ટ તરફથી કાયદા પ્રમાણે લેવામાં આવી તેની સ્ટાંપ નિબંધ ક. ૩૧ પ્રમાણે નકલો કોર્ટ તરફથી સુબા તરફ મોકલવામાં આવી હોય તેવાં કામોમાં સ્ટાંપ વિશેની તપાસણી નોંધણી તપાસણી કામદારે કરવાની નથી. માત્ર જે કામોમાં દસ્તાવેજ રજુ થયેલાની લાગત વિષે કોર્ટમાં પ્રશ્ન ઉઠયા શિવાય તે દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ લાગત આપેલા ગણાઇ અથવા લાગતની જરૂર નથી એમ ગણાઇ પુરાવામાં દાખલ થયા હોય તેવાં કામો પૈકી સેંકડે પાંચ ટકા સુધી સ્ટાંપ સબંધીની તપાસણી નોંધણી તપાસણી કામદારે કરવાની છે. દી. વટહુકમ નંબર ૧૧ સને ૧૮૯૫–૯૬ તા. ૧૧–૧૧–૯૫ આ. ૫ ભા. ૧ પૃ. $\frac{૮૧૪}{૧૪–૧૧–૯૫}$.

૩૨. એકત્રીસમી કલમ પ્રમાણે જે દસ્તાવેજની નકલ પ્રાંતના સુબાની તરફ આવી હોય, તે દસ્તાવેજ ૧૧ મી કિંવા ૧૨ મી કલમ તોડી લખ્યો છે, એટલાજ માત્ર સબબથી સરકારી અમલદારે અટકાવ્યો છે એમ જણાય તો તે અમલદારે લીધેલો સર્વ દંડ પાછો આપવાનો પ્રાંતના સુબાને અધિકાર છે.

કલમ ૩૧ પ્રમાણે આપેલો દંડ પાછો આપવાનો સુબાનો અધિકાર.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૫ ને મળતી છે.

ચોરંદા સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટે દસ્તાવેજની લાગત રૂ. ૦–૮–૦ દંડ રૂ. ૫ સાથે લીધા હતા સુબાનું મત રૂ. ૦–૪–૦ લેવા બા. હતું વધારે લીધેલી લાગત પાછી આપવા ખુલાસો ન હોવાથી અભીપ્રાય સારૂ વરીષ્ટ કોરટ તરફ સરસુબાએ લખ્યું. અભીપ્રાય આપ્યો કે ૧૧ કે ૧૨ કલમ તોડી દસ્તાવેજ લખ્યો છે એમ જણાય તો સુબા પાછો આપી શકે ક. ૪૪ પ્રમાણે પક્ષકારની તકરાર હોય તો તેમની અરજી ઉપરથી અથવા અપીલ કોરટ પ્રકરણ મોકલે તે ઉપરથી, વરીષ્ટ કોર્ટે ઠરાવ્યા શિવાય પૈસા પાછા આપવા સુબાને અધિકાર નથી કલમ ૩૪ દંડના સંબંધે આપને લાગુ છે વ. કો. દી. શે. નં. ૭૭૩ તા. ૧૯–૧–૯૩ વો. ૩ પૃ. ૧૫૮.

૩૩. કલમ ૩૧ પ્રમાણે દસ્તાવેજ અટકાવનાર કામદાર તરફથી જ્યારે અસલ દસ્તાવેજજ પ્રાંતના સુબા તરફ આવ્યો હોય. કિંવા જ્યારે કોઇપણ દસ્તાવેજ પ્રાંતના સુબાએજ કલમ ૨૯ પ્રમાણે અટકાવ્યો હોય ત્યારે, પ્રાંતના સુબાએ નીચે લખ્યા પ્રમાણે કામ ચલાવવું:—

અટકાવેલા દસ્તાવેજના કામમાં સુબાએ કરવાની તજવીજ.

સદરહુ પ્રકારના દસ્તાવેજનો યોગ્ય લાગત લગાડી છે કિંવા લાગત લગાડવાને તે દસ્તાવેજ પાત્ર નથી, એવો તેમનો મત હોય તો, એ દસ્તાવેજને યોગ્ય લાગત લગાડી છે કિંવા એ દસ્તાવેજ લાગત લગાડવાને પાત્ર નથી, એવો શેરો તેમણે તે દસ્તાવેજ ઉપર લખવો, અને જે માણસના કબજામાંથી અટકાવી રાખનાર અમલદારના હાથમાં તે દસ્તાવેજ આવ્યો હોય, તે માણસને કિંવા તે માણસ જેને કહે તેને તેના માગવા ઉપરથી આપવો.

સદરહુ પ્રકારનો દસ્તાવેજ લાગતને પાત્ર છતાં તે ઉપર યોગ્ય રીતે લાગત લગાડેલી નથી એવો સુબાનો મત્ત હોય તો, જે લાગતને પાત્ર હોય તે લાગત, કિંવા તે લાગતમાં ઓછી હોય તેટલી રકમ, અને તે લાગતની, કિંવા કમી હોય તે રકમની ( જેમ હોય તેમ ) દસપટ જેટલી રકમ, ભરવાનો તેમણે હુકમ કરવો. આ રકમ કોઇપણ પ્રસંગે ૫ રૂપીયા કરતાં કમીશન હોવી જોઇએ. પરંતુ સદરહુ પ્રકારનો દસ્તાવેજ ૧૧ મી કલમ કિંવા ૧૨ મી કલમ

તોડી લખ્યો છે, એટલાજ માત્ર સબબ ઉપરથી અટકાવી રાખ્યો હોય ત્યારે, સર્વ દંડ માફ કરવાનો અધિકાર સુબાને છે.

આ કલમની પેહેલી રકમ પ્રમાણે આપેલો દાખલો, તેમાં લખેલી બાબત વિષે આ નિબંધના કામ માટે, નિશ્ચયકારક પુરાવો છે એમ સમજવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ પેલા આકટની કલમ ૩૭ ને મળતી છે.

બક્ષીસ પત્રમાં મિલકતની કિંમત લખેલી નથી તે લખાવી લેવી ( નક્કી કરી લેવી ) ને આ કલમ પ્રમાણે તજવીજ કરવી ( જુ. દી. સ્ટાં. ખુ. ૨. નં. ૭ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૭-૩-૯૦ સ્ટાં. ખુ. ખુ. ભા. ૧ પૃ. ૨૦ ઉપર.

નિબંધની કલમ ૩૧ તથા ૩૩ પ્રમાણે દસપટ દંડ લેવાનો તે રૂપીયા ૫ ) કરતાં કમી લેવાનો નથી. સ્ટાં. હા. આ. નંબર ૫૩૩ તા. ૨૪-૯-૯૦.

આ કલમ પ્રમાણે દસ્તાવેજ આવે ત્યારે તે પાછો આપી શકાય નહીં પણ કલમ ૩૩ પ્રમાણે ઠરાવ કરવાનો છે માત્ર અટકાવી રાખવાનો નથી અમુક રકમ આપીશું વિગેરે પક્ષકારનું કેહેવું સાંભળવાનું નથી હુ. સ્ટાંપ આ. નં. ૫૩૫ તા. ૨૪-૯-૯૦ બીજો દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપર થયો છે અથવા આ રદ થયો છે એવું પણ સાંભળવાનું કારણ નથી હુ. સ્ટાં આ. ન. ૫૪૮ તા. ૨૪-૯-૯૦

અટકાવી રાખનાર અમલદાર તરફથી દસ્તાવેજ આવ્યો એટલે તે બાબત લાગતને પાત્ર છે કે નહીં ? તેનો ઠરાવ થવો જોઇએ ને અટકાવનારને ખબર આપવી ઠરાવ કબુલ નહીં હશે તો રજુ કરનાર અપીલ કરશે અગર પૈસા ભરશે હુ. સ્ટાં. આ. નં. ૨૮૧૪ તા. ૧૯-૧-૯૧

આ કલમ પ્રમાણે સુબાએ ઠરાવ કર્યા પછી તે ઠરાવનો પુરવણી ઠરાવ પ્રથમના ઠરાવમાં લાગત વિગેરે ગણવાની બાબતમાં હસ્ત દોષ થયેલો તેની દુરસ્તી બાબતનો છે આવી રીતે હસ્ત દોષની દુરસ્તી કરવાનો તેમને અધિકાર છે કે નહીં તે બાબત અત્રેથી જોવાનું નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૫૦૫

લાગતને પાત્ર એવા દસ્તાવેજ સરકારી અમલદાર પાસે રજુ થયાથી તેની સ્ટાંપની લાગત વિગેરે નિયમ અન્વયે પુરી કરી લેવા બાબત થવાની તજવીજ થતાં પેહેલાં તે રજુ કરનારને પાછા અપાઇ ગયા હોય તો તે પછવાડેથી સ્ટાંપ લાગત જોઇએ તે વસુલ કરવાના લખાણો સુબા તરફ આવેછે આવા પ્રસંગે અસલ ન મળી શકયાથી ઠરાવ કરવા અડચણ આવેછે એવો પ્રશ્ન નિકળ્યો છે માટે ઠરાવ્યું કે સરકારી દફતરમાં દાખલ થયેલી ખરી નકલ ઉપરથી લાગત પુરી કરવા તથા દંડ લેવા હરકત નથી સ્ટાં. શે. નં ૩૭૬ ૧૫-૧૦-૯૩

| | |
|---|---|
| | ૩૪ કલમ ૩૦ માં કહ્યા પ્રમાણે પુરાવા લેનાર અધિકારીએ દસ ગણો દંડ લીધો હોય, |
| કલમ ૩૦ કિંવા ૩૩ માં કહ્યા પ્રમાણે દંડ લેવાના કામમાં માફી આપવાનો સર સુબાનો અધિકાર . | કિંવા કલમ ૩૩ પ્રમાણે જ્યાં પ્રાંતના સુબાએ દસગણો દંડ લેવાનો હોય એવા પ્રસંગે જો સુબાને લાગે કે, લીધેલો કિંવા લેવાનો દંડ દસ ગણા કરતાં કમી હોવો જોઇએ, તો સુબાએ કેટલો દંડ હોવો જોઇએ તથા કિયાં કારણસર કમી હોવો જોઇએ, એ સરસુબાની તરફ લખી મોકલવું આવાં કામમાં સરસુબાને દંડમાંથી પાંચ રૂપૈયા કાયમ રાખી જોઇએ તેટલી રકમ માફ કરવાનો અધિકાર છે. |

તેજ પ્રમાણે દસ ગણો દંડ ભરનારે દંડ ભર્યાની તારીખથી એક વર્ષની અંદર સરસુબા

તરફ દંડ પાછો મળવા વિષે અર્જ કરી હોય તો, સદરહુ પ્રમાણે દંડ કમી કરવાનો, તથા કમી કરેલો દંડ પાછો આપવાનો હુકમ કરવાને સર સુબાને અધિકાર છે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૬ ને કંઇ અંશે મળતી છે.

દંડ માફ કરવો કે કેમ? તે બાબત સરસુબાને જોવાની છે વરીષ્ટ કોર્ટ તરફથી અભી-પ્રાય આપવા જેવી એ બાબત નથી દી. શે. નં. ૯૬૨ તા. ૨૩-૨-૯૩ વો. ૩ પૃ. ૧૬૪

સ્ટાંપ નીબંધની કલમ ૩૪માં મરજીમાં આવે તેટલો દંડ પાંચ રૂપીયા કાયમ રાખી માફ કરવા ની જે સત્તા રાખી છે તેને બદલે ચોકસપણું થવું ઇષ્ટ છે તે એવી રીતે કે સરકારની લાગત ડુબાવવાના હેતુથી પુરી લાગત લગાડવામાં આવી નહીં હોય તેવે પ્રસંગે દસપટ દંડ કરવો અને જેમાં કાંઇ બદદાનત વીગેરે ન જણાય તે ઠેકાણે ફક્ત પાંચ રૂપીયાજ દંડ કરવો. હજુર પત્ર નબર ૨૫૬ તા. ૨૦-૨-૯૬ સ્ટાં. આ. નં. ૧૨૮૨ તા. ૧૮-૩-૯૬.

**અડચણના સબબ્-થી યોગ્ય લાગત ન લગાડેલા દસ્તાવેજ.**

૩૫ લાગતને પાત્ર હોય તેવા જે દસ્તાવેજ ઉપર યોગ્ય લાગત લગાડેલી નથી, તે દ-સ્તાવેજ કોઇપણ માણસ તે કરી આપ્યાની તારીખથી એક વર્ષની અંદર પ્રાંતના સુબા તરફ હાજર કરે, અને તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે લાગત લગાડેલી નથી, એ વાત તે સુબાને જાહેર કરે, અને યોગ્ય લાગતની રકમ, કિંવા તે પુરી થવાને જેટલી રકમ જરૂર હોય, તેટલી રકમ તે માણસ આપવાને કાઢે અને સુબાની નજરમાં એમ આવે કે સદરહુ દસ્તાવેજને યોગ્ય લાગત લગા-ડાયેલી નથી, એ ચુકથી કિંવા મોટા જરૂરીના કારણથી બન્યું છે, તો ૨૯ મી તથા ૩૩ મી કલમો પ્રમાણે કામ ન ચલાવતાં આ નિબંધ પ્રમાણે ફક્ત યોગ્ય લાગત લેવાનો અને તે દ-સ્તાવેજ ઉપર આગળની કલમ પ્રમાણે શેરો કરવાનો અધિકાર સુબાને છે.

આ કલમમાંનો કોઇ પણ ઠરાવ એક આનાની લાગતને પાત્ર હોય તેવા દસ્તાવેજને, કિંવા હુંડીને કિંવા વાયદા ચીઠીને લાગુ છે એમ સમજવું નહીં.

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આકટની કલમ ૩૮ને મળતી છે.

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુ. ચૈત્ર વદ ૨ સવંત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞા પત્રીકા ભા. ૨ પૃ. ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ પ્રસીદ્ધ થયાની તારીખથી કરવા દી. સ્ટાં. ખુ ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃષ્ટ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસિદ્ધ થયો છે.

રૂા. ૧૪૦૦ નું વેચાણ ખત રૂા. ૩૦ ઉપર થવાને બદલે રૂા. ૨૨ ઉપર થયેલું છે અ-રજદારે કાયદાની અણવાકેફગારીને લીધે, અને ખાનગી વેપારી શાહુકાર સ્ટાંપ વેન્ડર એમની સલાહથી કમી સ્ટાંપ ઉપર થયાનુ જાહેર કર્યુંછે સુબાએ આ કલમ પ્રમાણે કારણ યોગ્ય ન ગણતાં ખુટતી લાગતને દંડ લેવા ઠરાવ કર્યો તે ઠરાવ ઉપર ક. ૪૪ પ્રમાણે વરીષ્ટ કોર્ટ તરફ અરજ કરી ઠરાવ્યું કે આ અરજ દંડ માફ કરવા સબધેછે. સ્વરૂપ વિશે તકરાર નથી તેથી આ કોરટને તેવી અરજ સાંભળવાનો અધિકાર નથી દંડ માફ કરવાનો અધિકાર સુબાને તથા સર સુબાને આપ્યો છે (જુ. ક.૩૨-૩૩-૩૪-૩૫)સ્ટાં. ખુ. ૨ નંબર ૬૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૦-૭-૯૧ સ્ટાં. ખુ. વા. ૧ પ. ૩૭૭

૩૬ કલમ ૩૦, કિંવા ૩૩, કિંવા ૩૫ પ્રમાણે જે દસ્તાવેજબાબત યોગ્ય લાગત કિંવા લાગત તથા દંડ ભર્યો હોય, તે દસ્તાવેજ ઉપર તે પુરાવામાં લેનાર અમલદારે કિંવા સુબાએ લાગત, કિંવા લાગત તથા દંડ લીધો છે એ બાબત દરેકની રકમ લખી શેરો કરવો, અને તે લાગત કિંવા લાગત તથા દંડ આપનાર માણસનું નામ તથા રેહેવાનું ઠેકાણું તે ઉપર લખવું.

કલમ ૩૦, ૩૩, ૩૫ પ્રમાણે લાગત આપી હોય તે દસ્તાવેજ ઉપર કરવાનો શેરો.

સદરહુ પ્રમાણે જે દસ્તાવેજ ઉપર શેરો લખ્યો હોય તે દસ્તાવેજ પુરાવામાં લેવાને, અને તે ઉપર યોગ્ય રીતે લાગત લગાડેલી હોય તે પ્રમાણે તે નોંધવાને, અને તે ઉપરથી કામ ચલાવવાને, અને તે ખરો સમજી તે ઉપર સહી કરવાને પાત્રછે. અને તે દસ્તાવેજ અટકાવી રાખનાર અમલદારના હાથમાં જે માણસના કબજામાંથી આવ્યો હોય, તેણે તે બાબત અર્જ કરી હોય તો તે તેને આપવો, કિંવા તે માણસ કહે તેને આપવો.

પરંતુ એમ ઠરાવ્યું છે કે, ત્રીસમી કલમ પ્રમાણે લાગત તથા દંડ આપ્યા પછી કોઇપણ દસ્તાવેજ પુરાવામાં લીધો હોય તો તે, સદરહુ પ્રમાણે અટકાવી રાખ્યાથી એક મહિનો થયા સિવાય પાછો આપવો નહી, કિંવા તે વધારે અટકાવી રાખવો અવસ્ય છે એવું સુબાએ લખ્યું હોય તો તે પાછો આપવો નહીં.

પરંતુ દીવાની કાયદા પ્રમાણે દસ્તાવેજ પાછો આપવાનો ન હોય તો તેને આ ઠરાવ લાગુ નથી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૯ ને મળતી છે.

આ કલમ મુજબ પ્રાંતના સુબાએ લાગત લીધા બદલ શેરો કરેલો હોય તો એ દસ્તાવેજ યોગ્ય લાગત લગાડેલો ગણવો જોઇએ માટે તે વીશે નોંધણી કામદારે શંકા લેવાને આધાર નથી ને તેવા શેરાવાળા લેખો નોંધવા રજુ થયા હોય તો નોંધણીનું કામ રીતસર કરવું. દી. શે. નં. ૮૭૧ તા. ૨૪-૨-૯૨ વો. ૨ પૃ. ૨૦૬

**ટીપ**—નોંધણી તપાસણી કામદારને એવા પ્રસંગે શંકા આવે તો મે. રા. બા. સરસુબા મારફત વરીષ્ટ કોર્ટ તરફ ખુલાસો પુછવાનો તેને અધિકાર છે. ( નોં. ખા. શેરા નંબર ૩૩૧ તા. ૨૮-૭-૯૩ વો. ૨ પૃ. ૨૦૭ ઉપર, ટીપ,

દસ્તાવેજ ઉપર લાગત લીધા બાબત મે. સુબાસાહેબે શેરો કર્યો છે એટલે કોર્ટ તરફથી તે બાબત શંકા લઇ ખુલાસો પુછી શકાય નહીં કારણ આ કલમ પ્રમાણે શેરો કરેલ દસ્તાવેજ પુરાવામાં લેવાને અને યોગ્ય લાગત લગાડી હોય એમ નોંધવાને, અને કામ ચલાવવાને અને તે ખરો છે એમ સમજી સહી કરવાને પાત્ર છે તેથી કોર્ટ પ્રશ્ન કાઢી શકે નહીં માટે ગુણદોષ વિશે તથા કેટલોક સ્ટાંપ પડે તે વિશે અત્રેથી કાંઈ કરવા જેવું નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૮ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૩-૭-૯૪ વો. ૩ પૃ. ૩૭૬.

૩૭ કોઇપણ દસ્તાવેજ વિષે આ નિબંધ વિરૂદ્ધ કોઇ માણસે અપરાધ કર્યો છે એમ માલમ પડે તો, તેણે આ બાબ પ્રમાણે તે દસ્તાવેજ બાબત દંડ આપ્યો હોય તોપણ તેના ઉપર ફોજદારી કામ ચલાવવાને હરકતછે એમ સમજવું નહીં.

દંડ આપ્યો હોય તો પણ કામ ચલાવવાને હરકત નથી.

પરંતુ એમ ઠરાવ્યું છે કે, જે કોઇપણ દસ્તાવેજ બાબત, સદરહુ પ્રમાણે અપરાધ કર્યા બાબત દંડ આપ્યો હોય તે દસ્તાવેજની યોગ્ય લાગત આપવાનું ચુકવવાના હેતુથી તે અપરાધ કર્યો હતો, એમ સુબાને માલમ પડ્યા

વિશેષ ઠરાવ.

શિવાય સદરહુ પ્રમાણે ફોજદારી કામ ચલાવવું નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૦ ને મળતી છે.

લાગત કિંવા દંડઆપનારને તે કેટલાએક પ્રસંગે વસુલ કરી લેવાનો અધિકાર છે.

૩૮ જે કોઇપણ દસ્તાવેજ બાબત કોઇપણ માણસે ૩૦ મી કલમ પ્રમાણે કિંવા ૩૩ મી કલમ પ્રમાણે કિંવા ૩૫ મી કલમ પ્રમાણે કોઇપણ લાગત કિંવા દંડ આપ્યો હોય, પરંતુ તે દસ્તાવેજ માટે યોગ્ય સ્ટાંપ પુરો કરવાનો ખર્ચ આપ્યાનું બીજા કોઇ માણસને કરાર પ્રમાણે, કિંવા ૨૬ મી કલમના ઠરાવ પ્રમાણે, કિંવા તે દસ્તાવેજ કરી આપ્યો તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઇપણ કાયદામાંના ઠરાવ પ્રમાણે, અવશ્ય હોય ત્યારે જે માણસે લાગત કિંવા દંડ આપ્યો હોય, તેને તે આપેલી લાગતની કિંવા દંડની રકમ સદરહુ પ્રકારના બીજા માણસ પાસેથી વસુલ કરી લેવાનો હક છે; અને સદરહુ પ્રમાણે વસુલ કરવાના કારણ માટે તે દસ્તાવેજ બાબત ૩૬મી કલમ પ્રમાણે આપેલો શેરો તેમાં લખેલી બાબત વિષે નિશ્ચયકારક પુરાવો છે.

પરંતુ આ દસ્તાવેજમાંના પક્ષકાર સ્ટાંપની લાગત ટાળવાના હેતુથી, એવો કરાર કરે કે આ દસ્તાવેજને આગળ ઉપર સ્ટાંપ લગાડવો પડે તો અમુક પક્ષકારે તે આપવો, તો આવા કરારને આ કલમનો ફાયદો મળનાર નથી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૧ ને મળતી છે.

કલમ ૩૧ રકમ ૨ પ્રમાણે મોકલવાના દસ્તાવેજની નકલ રાખવી.

૩૯ કોઇપણ દસ્તાવેજ કલમ ૩૧ રકમ ૨ પ્રમાણે મોકલવાનો હોય, ત્યારે તેની નકલ દસ્તાવેજ મોકલનાર કામદારે કરાવી, તથા તે ખરી છે એમ સમજી તે ઉપર સહી કરી તે દફતરમાં રાખવી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૩ ના બીજા ભાગને કાંઇક અંશે મળતી છે.

સ્ટાંપ ન લગાડેલા ચેક, હુંડી, કિંવા વાયદા ચીઠી, ઉપર અવેજ આપનારે તથા ધારણ કરનારે સ્ટાંપ લગાડવા બાબત.

૪૦. કોઇપણ ચેક કિંવા હુંડી કીંવાં વાયદા ચીઠી જે ચોઢવાના સ્ટાંપની લાગતને પાત્ર હોય, તે લાગત લગાડયા સિવાય કોઇપણ ધારણ કરનારાના અથવા પૈસા આપનારના હાથમાં આવે, ત્યારે સદરહુ ધારણ કરનારે અથવા પૈસા આપનારે તેને જરૂર હોય તેવો ચોઢવાનો સ્ટાંપ તે ઉપર લગાડી રદ કરવો જોઇએ અને સદરહુ પ્રકારના ચેક ઉપરથી કિંવા હુંડી ઉપરથી કિંવા વાયદા ચીઠી ઉપરથી આપવાની રકમ, આ નિબંધમાં પાછળ કહેલી રીતે સ્ટાંપ લગાડી રદ્દ કર્યા પછી, આપવાનો અધિકાર છે; અને જે જે માણસે ચોઢવાનો સ્ટાંપ લગાડવો જોઇતો હતો અને જેણે લગાડ્યો નથી, તેમાંના કોઇપણ માણસ ઉપર તે સ્ટાંપનો ખર્ચ નાખવાનો સ્ટાંપ લગાડનારને અધિકાર છે, કિંવા આપવાની રકમમાંથી તે બાદ કરવાનો, રકમ આપનારને અધિકાર છે. અને આવા પ્રકારે સ્ટાંપ મારેલી હુંડી કિંવા વાયદા ચીઠી કિંવા ચેક, લાગતના સંબંધ જેટલો ખરો તથા વ્યવહારોપયોગી દસ્તાવેજ છે એમ સમજવું.

પરંતુ સદરહુ પ્રકારની હુંડીના કિંવા વાયદા ચીઠીના કિંવા ચેકના સંબંધે કોઇપણ

માણસ ઉપર કોઇપણ દંડનો પેચ આવ્યો હોય તેમાંથી તે આ કલમમાંના કોઇપણ ઠરાવ ઉપરથી છુટે છે એમ સમજવું નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૪ ને મળતી છે.

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪–૪–૯૨ આજ્ઞા પત્રીકા ભાગ ૨ પૃષ્ટ. ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ તારીખથી કરવા. દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨–૯૩ તા. ૨૯–૮–૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃષ્ટ ૩૬ તા. ૮–૯–૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે.

---

# ભાગ ૫.

## ખુલાસો પુછવો તથા તપાસ કરવો.

**લાગત લેવાની પાત્રતા વિષે સુબાને સંષય આવે ત્યારે વરિષ્ટ કોર્ટને લખવું.**

૪૧ અઠ્ઠાવીસમી કલમ પ્રમાણે કિંવા ૩૩ મી કલમ પ્રમાણે કિંવા ૩૫ મી કલમ પ્રમાણે કામ ચલાવતાં, કોઇપણ સુબાને કોઇપણ દસ્તાવેજ લાગતને પાત્ર છે કિંવા નથી, તથા હોય તો કેટલી લાગતને પાત્ર છે, આ વિષે સંષય આવે તો તેમણે તે કામની હકીકત લખી તે પોતાના અભિપ્રાય સહ વરિષ્ટ કોર્ટ તરફ ફેંસલો કરવા માટે મોકલવી, અને વરિષ્ટ કોર્ટે તે કામનો ફેંસલો કરી તે ફેંસલાની નકલ સુબાને મોકલવી, અને સુબાએ તે ફેંસલો અમલમાં આણવો.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૫ ને મળતી છે.

દસ્તાવેજની નકલ નિબંધ પ્રમાણે આવવી જોઇએ તે આવેલી નથી તેથી ખુલાસો આપવો શક્ય નથી એવી મતલબનો ખુલાસો વ. કો. દી. શે. નં. ૪૬ તા. ૨૨–૮–૯૦

કલમ ૪૧ થી ૪૪ માં દરસાવેલી બાબતમાંજ વરીષ્ટ કોરટ તરફ પ્રકરણ મોકલવાનું છે. વ. કો. દી. શે. નં. ૪૮ સને ૧૮૯૦–૯૧ તા. ૨૫–૮–૯૦ નં. ૧૫૯ તા. ૧૩–૯–૯૦

વરિષ્ટ કોરટ તરફ પ્રકરણ મોકલતી વખતે નિબંધની અથવા નિયમની કઇ કલમ પ્રમાણે પ્રકરણ મોકલ્યું છે તે લખવું જોઇએ વ. દી. શે. નંબર ૯૯ તા. ૧૧–૯–૯૦ તથા નંબર ૫૧ તારીખ ૨૬–૮–૯૦

નિબંધની કલમ ૩૧ પ્રમાણે દસ્તાવેજની નકલ સુબા તરફ આવ્યાથી સુબાને સ્વરૂપ વિશે શંકા આવી ખુલાસો પુછેલો (ક. ૪૧ નો આધાર બતાવીને) ઠરાવ્યું કે આ કલમ ૪૧ હાલના કામને લાગુ નથી વ. કો. દી. શા. ખુ. નં. ૫૫ સને ૧૮૯૦–૯૧ ફે. ૨૫–૧૦–૯૨ વો. ૩ પૃ. ૧૫.

કોર્ટમાંથી દસ્તાવેજ અટકાવીને મોકલ્યો તે પેહેલાં અરજદારે કોરટમાં જે હકીકત લેખી જાહેર કરી છે ને જે વિષે મે. સુબા સાહેબ પોતાના લખાણમાં લખે છે તે બાબત વિચાર આ પ્રકરણ ક ૪૧ પ્રમાણે આવેલું હોવાથી કરાય નહીં દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૨ સને ૧૮૯૨–૯૩ ફે. ૨૮–૯–૯૩ વો. ૩ પૃ. ૨૨૫

૪૨ જે દસ્તાવેજના સ્ટાંપના સંબંધે વરિષ્ટ કોર્ટ તરફથી કાંઇ ઠરાવ થયો નહોય, એવા

સરસુબાની નજરમાં ચુક આવે તો ઠરાવ થવા સારૂં કામ વરિષ્ટ કોર્ટ તરફ મોકલવું.

દસ્તાવેજના સ્ટાંપ બાબત સરકારી કામદારે કરેલો ઠરાવ બરોબર નથી એમ સરસુબાની નજરમાં આવે તો પોતાની તરફ આવેલું પ્રકરણ યોગ્ય ઠરાવ થવા સારૂ વરિષ્ટ કોર્ટ તરફ મોકલવાનો તેમને અધિકાર છે. વરિષ્ટ કોર્ટે પોતાના ફેંસલાની નકલ સરસુબાની તરફ અમલ થવા સારૂ મોકલવી.

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આકટની કલમ ૪૬ને મળતી છે.

કલમ ૪૫ પ્રમાણે મોબદલો મળવાની અરજીઓ કોણે લેવી? તે બાબત ખુલાસો થવા વરીષ્ટ કોર્ટ તરફ વડોદરા પ્રાંત સુબાએ પ્રકરણ મોકલેલું લખ્યું કે=આ બાબત આ તરફથી નકી થવા જેવું જણાતું નથી બધા ખુલાસા કરવાનું કામ આ કોરટનું નથી. બાબ ૫ માં જે બાબતો બતાવેલી છે તેમાં આ પ્રશ્નનો સમાસ થતો નથી. વ. દી. શે. નં. ૧૬૭૪ તા. ૨૬–૭–૯૨ તથા ૭૭૪ તા. ૧૯–૧–૯૩ વો. ૩ પૃ. ૧૫૯.

નિ. ક. ૩૧ પ્રમાણે દસ્તાવેજની નકલ સુબા તરફ આવ્યાથી સુબાને સ્વરૂપ વિશે શંકા આવે તો તેણે પરબારૂં વરીષ્ટ કોર્ટમાં પ્રકરણ ન મોકલતાં આ કલમ પ્રમાણે સર સુબાની મારફતે મોકલવું જોઇએ એટલે સુબાને અધિકાર નથી પણ સુબાના અભીપ્રાય મુજબ સરસુબાને જણાય તો સરસુબાને આ કલમ પ્રમાણે અધિકાર છે. દી. શા. સ્ટાં. નં. ૫૫/૯૨–૯૩ ફે. ૨૫–૧૦–૯૨ વો. ૩ પૃ. ૬૫.

લાગતનીપાત્રતાવિષે કોર્ટને સંશય આવેલા રે વરિષ્ટ કોર્ટને લખવું.

૪૩ કોઇપણ દસ્તાવેજ લાગતને પાત્ર છે કિંવા નથી તથા હોય તો કેટલી લાગતને પાત્રછે, એ વિષે કોઇપણ કોર્ટને સંશય આવે તો તે કોર્ટના ન્યાયાધીશે તે કામની હકીકત લખી તે પોતાના અભિપ્રાય સહ ફેંસલો થવા સારૂ વરિષ્ટ કોર્ટ તરફ મોકલવી. વરિષ્ટ કોર્ટે પોતાના ફેંસલાની નકલ તે કોર્ટ તરફ અમલ થવા સારૂ મોકલવી.

વડોદરા શેહેર ન્યાયાધીશ કોરટના તથા પ્રાંત ન્યાયાધીશ કોરટના તાબામાંની કોરટોએ આ કલમ પ્રમાણે લખી મોકલવું તે તે કોરટની મારફત મોકલવું; અને સુબાના તાબામાંની કોઇ પણ રેવિન્યુ કોરટે લખી મોકલવું તે સુબાની મારફત મોકલવું.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૯ ને મળતી છે.

જે દસ્તાવેજ ઉપર મે. સુબાસાહેબે કલમ ૩૬ પ્રમાણે શેરો કરી લાગત લીધી હોય તે દસ્તાવેજના સ્ટાંપ વિષે કોરટથી શંકા કાઢી ખુલાસો પુછી શકાય નહીં. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૮ સને ૧૮૯૩–૯૪ ફે. ૩–૭–૯૪ વો. ૩ પૃ. ૩૭૬.

કોરટમાં રજુ થયેલો દસ્તાવેજ વ્યવસ્થાપત્રનો હોવા વીષે કોરટે ઠરાવ કર્યો રા. સા. તપાસણી કામદારે તપાસણીમાં આ દસ્તાવેજ તેને બક્ષીસપત્ર જણાયો ને તેણે તપાસણી યાદીમાં લખ્યું કે ખુલાસો કરી લેવા જોગ દસ્તાવેજ છે, એમ આડીટમાં લખ્યાથી કોરટે તે બાબત રેફરન્સ કર્યુ ઠરાવ્યું કે કોરટે દસ્તાવેજના સ્વરૂપ વિશે ઠરાવ એકવાર કર્યા પછી તે દસ્તાવેજના સ્વરૂપ વિષે સંશય આવે તો તેજ કોરટને વરીષ્ટ કોર્ટ તરફ ખુલાસો પુછવા આધાર જણાઇ આવતો નથી ક. ૪૩ પ્રમાણે ખુલાસો પુછવાનો તે ઠરાવ કર્યા અગાઉ પુછવાનો છે તેથી તેના સ્વરૂપ વિષે ખુલાસોકરવામાર્ગ નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૪ સને ૧૮૯૩–૯૪ ફે. તા. ૩–૭–૯૪ વો. ૩ પૃ. ૩૮૨ તથા સ્ટાં. ખુ. નં. ૪૧/૯૩–૯૪ ફે. ૨૭–૭–૯૪ વો. ૩ પૃ. ૪૮૪

સાંપ્રતનો લેખ ખતના સ્વરૂપનો માની એકવાર લાગત વિગેરે લઇ પુરાવામાં લીધોછે જે અમલદારે પુરાવામાં લીધોછે તેમના પછીના અમલદાર તરફથી તે વાયદા ચીઠીના સ્વરૂપમાં આવે છે એમ શંકા ઉઠાવી ખુલાસો પુછયો છે પણ આવે પ્રસંગે ખુલાસો પુછવા માર્ગ નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૧૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૫-૭-૯૪ વા. ૩ પૃ. ૪૮૮

મન કલ્પિત લેખો સંબંધે ખુલાસો પુછવા નિબંધ ઉપરથી આધાર જણાઇ આવતો નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૭-૧૧-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૨૩૦ તા. ૯-૧-૯૬

લાગત બાબત કોર્ટે કિંવા સુબાએ કરેલો ઠરાવ બરોબર નથી, એમ જણાય તો પક્ષકારે કિંવા અપીલ કોર્ટે વરિષ્ટ કોર્ટ તરફ પ્રકરણ લઈ જવું.

૪૪ કોઇ પણ કોર્ટે કિંવા સુબાએ કોઈપણ દસ્તાવેજને લાગનારી સ્ટાંપની લાગત બાબત ઠરાવ કર્યો હોય, તે ઠરાવ બરાબર નથી એવી તકરાર પક્ષકારોમાંથી કોઇની હોય તો, અથવા એવો અપીલ કોર્ટનો મત્ત હોયતો પક્ષકારને વરિષ્ટ કોર્ટ તરફ અર્જ કરવાનો અધિકાર છે, અને અપીલ કોર્ટને તે બાબતનો યોગ્ય ઠરાવ થવા સારૂ વરિષ્ટ કોર્ટ તરફ પ્રકરણ મોકલવાનો અધિકાર છે. વરિષ્ટ કોર્ટે તે કામનો ફેંસલો કરી તે ફેંસલા પ્રમાણે અમલ થવા સારૂ તેની નકલ યોગ્ય અધિકારી તરફ મોકલવી, અને જે ફેંસલામાં પૈસા પાછા આપવાનો અથવા જાસ્તી લેવાનો ઠરાવ હોય, તે ફેંસલાની એક નકલ સુબાની તરફ અમલ થવા સારૂ મોકલવી.

સુબાની તરફ ફેંસલાની નકલ આવ્યા પછી પૈસા પક્ષકારને પાછા આપવાનો ઠરાવ હોય તો તે પ્રમાણે સુબાએ કરવું; અને પૈસા જાસ્તી લેવાનો ઠરાવ હોય તો નિચે લખ્યા પ્રમાણે કરવું; એટલે દસ્તાવેજ અટકાવી રાખ્યો નહોય તો તે હાજર કરવા વિષે, જેના કબજામાં દસ્તાવેજ હોય તેને હુકમ કરવો, અને સદરહુ દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવા વિષેના હુકમમાં કિંવા ૩૫ મી કલમ પ્રમાણે કરેલા શેરામાં, કિંવા ૩૭ મી કલમમાં કોઈ પણ બાબત હોય તોપણ સુબાને તે દસ્તાવેજ બાબત કોઇપણ માણસે સ્ટાંપના કાયદા વિરૂદ્ધ કોઈ પણ ગુન્હો કર્યોછે એમ લાગે તો તે ગુન્હા બાબત તે માણસ ઉપર કામ ચલાવવાનો તેમને અધિકાર છે.

પરંતુ એમ ઠરાવ્યું છે કે, સદરહુ પ્રમાણે કામ ચલાવવું તે સદરહુ કોર્ટના ઠરાવ પ્રમાણે (લાગત તથા દંડ મળી) જે રકમ ૩૦ મી કલમ પ્રમાણે દસ્તાવેજ બાબત આપવાની હતી તે સુબાને આપવામાં આવે તો ચલાવવું નહીં; પણ યોગ્ય લાગત આપવાનું ચુકવવાના હેતુથી અપરાધ કર્યોછે, એમ સુબાને લાગે તો કામ ચલાવવાનો અધિકાર તેમને છે.

વળી એમ ઠરાવ્યું છે કે, કોઇપણ દસ્તાવેજ પુરાવામાં કબૂલ કરવાના કોઇપણ હુકમને, કિંવા ૩૫ મી કલમ પ્રમાણે કરેલા કોઇપણ શેરાના વ્યવહારોપયોગી પણાને આ કલમ પ્રમાણે કોઇપિણ ઠરાવ ઉપરથી, સદરહુ પ્રમાણે ગુન્હા બાબત કામ ચલાવવાના કારણ સિવાય, હરકત આવે છે એમ સમજવું નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૦ ને કંઈ અંશે મળતી છે.

કલમ ૩૫ પ્રમાણે સ્ટાંપ ચોડી આપવા, રજુ કરેલા દસ્તાવેજની લાગત દંડ લેવા સુબાએ ઠરાવ કર્યો, હોય તો દંડ માફ થવા બાબત વરીષ્ટ કોર્ટ તરફ અરજ ચાલી શકશે નહીં પણ દસ્તાવેજના સ્વરૂપ વિષે તકરાર હોય તો તે સબંધે અરજ ચાલી શકશે દંડ માફ કરવાના અધીકાર સુબા અને સરસુબા તરફ રાખ્યા છે (જુ. કલમ ૩૨-૩૩-૩૪-૩૫) દી.

શા. સ્ટાં ખુ. ૨. નંબર ૬૨ સંને ૧૮૯૦–૯૧ ફે. તા. ૧૦–૭–૯૧ ખુ. વા. ૧ પ. ૩૭૧

*સરદાર કોર્ટના જજની રૂબરૂ સહી થવા મુખત્યાર પત્ર આવ્યું તે ઉપર જડજે રૂબરૂની સહી કર્યા બાદ તે લેખ પરહદમાં મોકલવાનો હોવાથી તેના ઉપર નામદાર એજંટ સાહેબની સહીની જરૂર તેથી તે થઈ આવવા રા. રા. મે. ફડણીશ. સાહેબ તરફ લખ્યું ફડણીશ. સાહેબે આ મુખત્યાર પત્રને આ રાજ્યનો સ્ટાંપ જોઇએ કે નહીં ને જોઈએ તો કેટલો તેનો ઠરાવ સારૂ રેફરન્સ કર્યુ છે. ને ઠરાવ થયો કે આ લેખ મે. રા. રા. ફડણીશ. સાહેબે ક. ૨૯ મુજબ અટકાવી સ્ટાંપ બદલ કાયદેસર તજવીજ થવા સુબા તરફ મોકલવો. ( દી. શા. સ્ટાં. ખુ નંબર ૨૦ સંને ૧૮૯૧–૯૨ ફે. ૨૦–૯–૯૧ વો. ૨ પૃ. ૯૩

દસ્તાવેજનું સ્વરૂપ લાગત બાબત જે ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ ચાલે નહીં વરીષ્ટ કોર્ટ તરફ અરજ ચાલશે. ઠ. ન. ૫૪/૯૩–૯૪ આ. પ. ભા. ૨ પૃ ૬૦૧ ૨૧–૬–૯૪

---

# ભાગ ૬.

## બગડેલા તથા નિરૂપયોગી સ્ટાંપ બાબત અને જે સ્ટાંપની આગળ જરૂર ન હોય તે સ્ટાંપ બાબત મોબદલો.

બગડેલો તથા નિરૂપયોગી સ્ટાંપ પાછો લેવા વિષે કિંવા તે સ્ટાંપનો મોબદલો આપવા વિષે હુકમ સુબા કયારે કરે.

૪૫. કોઇપણ માણસે પોતાના કબજામાંનો સ્ટાંપ કાગળ નિચે લખેલા કોઇપણ કારણસર પાછો આપવા માટે, તથા તે બાબત મોબદલો મળવા માટે આણ્યો હોય, અને તે સ્ટાંપ સરકારમાંથી વેચાતો આપ્યો હતો એવી સુબાની ખાત્રી થાય, તો સુબાએ તે સ્ટાંપ કાગળ પાછો લઇને તેનો મોબદલો કલમ ૪૭ માં લખ્યા પ્રમાણે આપવાનો હુકમ કરવો:—

( ૧ ) તે કાગળ કોઇપણ તરેહ વપરાયલો નથી, આ કારણસર;

( ૨ ) તે કાગળ ઉપર લેખ થયો, પરંતુ તે લેખને દસ્તાવેજ કરી આપ્યાનું સ્વરૂપ આવ્યા પેહેલાં, તે સ્ટાંપ કાગળ કિંવા તે ઉપરનો સ્ટાંપ ચુકથી તથા ઉદ્દેશ વગર ખરાબ થયો છે, અથવા દેખાય નહીં એવો થયો છે, કિંવા જે કામને માટે તેને યોજ્યો હતો તે કામ માટે તે નિરૂપયોગી થયો છે, આ કારણસર;

( ૩ ) તે કાગળ ઉપર એક પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, પરંતુ જે બીજા કોઈ માણસે તે કરી આપવો અવસ્ય હતો તે કરી આપ્યા વગર મરણ પામ્યો છે, કિંવા સદરહુ માણસ તે કરી આપવા ના કહે છે, કિંવા તે દસ્તાવેજ ઉપરથી જે પૈસાની રકમ નક્કી કરવાનો હેતુ હતો તે ધીરવાને ધીરનારો ના કહે છે, અને કોઇપણ સબબસર તે દસ્તાવેજ યોજેલા નમુના પ્રમાણે ઇરાદો કરેલો વ્યવહાર થવા જોગ પુરો કરી શકાતો નથી; આ કારણસર;

---

૧ સ્ટાંપ નિબંધ ક. ૪૧ થી ૪૪ સુધીની જોતાં મે. રા. રા. ફડણીશ. સાહેબને રેફરન્સ કરવા અધિકાર હોવાનું જણાતું નથી પણ કલમ ૪૪ માં "કોઇપણ કોર્ટને એ શબ્દો હોવાથી ફડણીશ. સાહેબ તરફની કચેરીનો સમાવેશ તે શબ્દમાં થાય છે એમ માનવું થાય છે.

( ४ ) તે કાગળ ઉપર કોઈ પણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, તથા તે જે બીજા અગલના પક્ષકારે કરી આપવો જોઇતો હતો, તેણે તે કરી આપ્યો નહીં અને તે ઉપર તે સહી કરવાને શક્તિમાન નથી, કિંવા તે ઉપર સહી કરવાને તે ના કહે છે, અને તેથી તે દસ્તાવેજ યોજેલા કામ માટે ખરેખર અપુરો તથા અપુરતો છે, આ કારણસર;

( ૫ ) તે કાગળ ઉપર કોઈપણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, અને તે દસ્તાવેજ ઉપરથી કામ કરનાર કોઈ પણ માણસે ના કહ્યાના કારણથી, કિંવા તે દસ્તાવેજ ઉપરથી આપેલો કોઈપણ હુદ્દો લેવાને ના કહ્યાના કારણથી, કિંવાના સ્વીકાર્યાથી યોજેલું કામ બીલકુલ થતું નથી, આ કારણસર;

( ૬ ) તે કાગળ ઉપર કોઈપણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે; પરંતુ તે દસ્તાવેજ ઉપરથી જે વ્યવહાર કરવાનું યોજેલું હતું, તે વ્યવહાર યોગ્ય રીતે બીજા સ્ટાંપ કાગળ ઉપર બીજા કોઈપણ દસ્તાવેજ ઉપરથી થયાના સબબથી તે નિરૂપયોગી થયો છે, આ કારણસર;

( ૭ ) તે કાગળ ઉપર કોઈપણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, પરંતુ તે ચુકથી તથા ઉદ્દેશ વગર બગડયો છે, અને તેને બદલે બીજો દસ્તાવેજ તેજ પક્ષકારોની દરમીયાંન તથા તેજ કારણસર થયો છે તથા તે ઉપર યોગ્ય રીતે સ્ટાંપ લગાડયો છે, આ કારણસર;

( ૮ ) તે કાગળ ઉપર કોઈપણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, પરંતુ તે પેહેલેથી કાયદા પ્રમાણે બિલકુલ રદ બાતલ છે, એવું આગળ યોગ્ય અધિકારવાળી કોરટ ઠરાવે, આ કારણસર;

( ૯ ) તે કાગળ ઉપર કોઈપણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો છે, પરંતુ તે પ્રથમ જે કારણ માટે યોજ્યો હતો, તેમાં કાંઈ પણ ચુક કિંવા હસ્તદોષ હોવાના કારણથી તે નિરૂપયોગી છે એવું આગળ ઠર્યું, આ કારણસર;

(૧૦) તે કાગળ ઉપર કરી આપેલો દસ્તાવેજ જૂદા પ્રકારના સ્ટાંપ કાગળ ઉપર કરી આપવો જોઇતો હતો, આ કારણસર;

(૧૧) તે કાગળ ઉપર કરી આપેલા દસ્તાવેજને તેનાથી કમી કિંમતનો સ્ટાંપ બસ થયો હોત, આ કારણસર;

(૧૨) તે કાગળ ઉપર કરી આપેલો દસ્તાવેજ, આ નિબંધ પ્રમાણે લાગતને પાત્ર ન છતાં ચુકથી સ્ટાંપ ઉપર કરાઈ ગયો, આ કારણસર;

(૧૩) તે કાગળ ઉપર કરી આપેલા દસ્તાવેજ માટે ઉપયોગ કરેલો કોઈપણ સ્ટાંપ, તે દસ્તાવેજ ૧૧ મી કલમમાંનો ઠરાવ તોડી ચુકથી લખેલો હોવાથી નિરૂપયોગી થયો હતો, આ કારણસર;

(૧૪) તે કાગળ ઉપર હુંડી કિંવા ચેક કિંવા વાયદાચીઠી લખી છે, અને તે ઉપર લખનારે, કિંવા તેની તરફથી કોઇ બીજાએ સહી કરેલી છે, પરંતુ જેને તે હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી ઉપરથી પૈશા આપવાના છે તેને, કિંવા જેને પૈસા આપવાનો હેતુ હોય તેને. કિંવા તેના તરફથી કોઈપણ માણસને

તે આપી નથી, કિંવા પૈસા આપવાના તારણ બાબત કોઈપણ માણસ પાસે અનામત મુકી નથી, કિંવા કોઈપણ રીતે વેચાણ કરી નથી, કિંવા આપી નથી, કિંવા ચાલુ કરી નથી, કિંવા બીજી કોઇપણ રીતે તેનો ઉપયોગ કર્યો નથી, અને જેના ઉપર તે હુંડી કિંવા ચેક લખી હોય તેણે શીકારી નથી, આ કારણસર; પરંતુ જે કાગળ ઉપર સદરહુ પ્રકારનો કોઇપણ સ્ટાંપ મારેલો હોય તે કાગળ ઉપર આગળ લખવાની કોઈપણ હુંડી કિંવા ચેક સીકારવા માટે યોજેલી કોઇપણ સહી તે કાગળ ઉપર ન હોવી જોઇએ.

(૧૫) તે કાગળ ઉપર હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી લખનારે કિંવા તેના તરફથી બીજાએ સહી કરી છે, પરંતુ તે હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી કોઈપણ બાબત વર્જેલી હોવાને લીધે કિંવા ચુક કર્યાને લીધે બગડી છે કિંવા નિરૂપયોગી થઈ છે, આ કારણસર; પછી તે હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી સીકારવા માટે લઈ દેખાડી હોય કિંવા ન હોય, કિંવા શીકારી હોય કિંવા ના હોય, કિંવા તે ઉપર શેરો લખ્યો હોય કિંવા ન હોય, કિંવા જેને અવેજ આપવાનો તેને આપવામાં આવ્યો હોય કિંવા નહોય; પરંતુ આવા પ્રસંગે બગાડેલી હુંડી સાથે તેની જગ્યાએ બીજી ચુક વગરની તથા યોગ્ય સ્ટાંપ મારેલી હુંડી હાજર કરવી જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૧ ને મળતી છે.

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞા પત્રીકા ભા. ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ તારીખથી કરવા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસિદ્ધ થયો છે.

આવી અરજીઓ સુબા પાસેજ રજુ થવી જોઇએ એમ નથી પણ કાગળ પાછો લઈ મોબદલો કરવાનો હુકમ કરવાનો સુબાને અધિકારછે હુ. સ્ટાં. આ. નં. ૩૯૧૩ તા. ૮-૪-૯૨ વો. ૨ પૃ. ૨૨૬

મોબદલો આપવા બાબત કરેલા ઠરાવની ફરી તપાસણી, મુલ્કી નિયમને આધારે કરવા હરકત નથી હુ. સ્ટાં. ખા. આ. ન. ૩૯૫૮ તા. ૮-૪-૯૨ વો. ૨ પૃ. ૨૨૮

દસ્તાવેજી સ્ટાંપનો મોબદલો માગે ત્યારે દસ્તાવેજી આપવા,ને કોર્ટ ફીનો માગે તો કોર્ટ ફી આપવા દસ્તાવેજીને બદલે કોર્ટ ફીને કોર્ટ ફી ને બદલે દસ્તાવેજી એમ આપવા નહીં. હુ. સ્ટાં. જા. ૩૨૬૪ તા. ૧૩-૭-૯૧ આ. પ્ર. ભા. ૧ પૃ. ૫૮૭ તા. ૧૬-૭-૯૧

સ્ટાંપના બદલે સ્ટાંપ કાગળ આપવાના હોય તો તેનું બીલ કરવાનું કારણ નથી અરજી થયેથી ચાલતે કામે ઠરાવ કરવા તથા તે સ્ટાંપ ઉપર ઠરાવના હવાલાના શેરા કરવા સરસુબા કચેરી. વ. નં. ૭૫ તા. ૧૫-૭-૯૨ આ. પ. ભા. ૧ પા. ૩૧૪૬ તા. ૨૧-૭-૯૨

પાછા રજુ થયેલા સ્ટાંપ કાગળના પૈસા પાછા આપવાનો ઠરાવ કરનાર અધીકારીએ ઠરાવ ઉપર સહી કરતી વખતે તેમની સાથેના સ્ટાંપ ઉપર "આ સ્ટાંપની કીમત પાછી મળવાની અરજી સાથે રજુ થયેલો તે બાબતનો ઠરાવ કરવામાં આવ્યો તે સાથે સામેલ" એવી

રીતે શીક્કાની બાજુએ શેરો કરવો ને સહી કરવી સ્ટાં. જા. નં. ૧૯૩૬ તા. ૨૪-૩-૯૩ આ. પ. ભા. ૧ પૃ. ૧૫૩૫ તા. ૩૦-૩-૯૩

સ્ટાંપ પાછો કિંવા મોબદલા માટે આણ- વાની મુદ્દત.

૪૬ કલમ ૪૫ માં કહ્યા પ્રમાણે જે સ્ટાંપ કાગળ પાછો આપવા માટે તથા મોબદલો મળવા માટે આણ્યો હોય તે નીચે લખેલી મુદ્દતમાં આણેલો હોવો જોઇએ:—

( ૧ ) કલમ ૪૫ માંની રકમ ૧ માં નમૂદ કરેલો કાગળ વેચાણ કર્યાની તારીખથી ૬ મહિનાની અંદર.

( ૨ ) સદરહુ કલમમાંની રકમ ૨ માં નમૂદ કરેલો કાગળ, જે તારીખે ખરાબ થયો, કિંવા દેખાય નહીં એવો થયો, કિંવા જે કારણ માટે તેને યોજ્યો હોય તે કામ માટે નિરૂપયોગી થયો, તે તારીખથી ૬ મહિનાની અંદર.

( ૩ ) સદરહુ કલમમાંની રકમ ૩ થી ૧૫ માં નમૂદ કરેલો કાગળ જે કારણથી ખરાબ થયો, કિંવા નિરૂપયોગી થયો, કિંવા અપુરો થયો, તે કારણ ઉપસ્થિત થયાથી ૬ મહિનાની અંદર.

પરંતુ જે સ્ટાંપ કાગળ પાછો આપી મોબદલો મળવા માટે આણ્યો તે, દુર થઈ શકે નહીં એવી અડચણના કારણથી કિંવા આ રાજ્યની બાહેર મોકલ્યાના કારણથી ઉપર લખ્યા પ્રમાણે ૬ મહિનાની મુદ્દતની અંદર હાજર કરી શકાયો નહોય તો, તે દુર થઇ શકે નહીં એવી અડચણ મટયા પછી, કિંવા તે સ્ટાંપ આ રાજ્યમાં પાછો આવ્યાથી ૬ મહિનાની અંદર પાછો આપવાને, તથા મોબદલો મળવાને, આણેલો, હોવો જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૨ ને મળતી છે.

સ્ટાંપના મોબદલાના પૈસા વરાતથી મોકલવાનું બંધ કરવું હ. સા. જા. નંબર ૩૨૬૩ તા. ૧૩-૭-૯૧

મોબદલામાં કોર્ટ ફીને બદલે દસ્તાવેજી ને દસ્તાવેજીને બદલે કોર્ટ ફી આપવા તે નિયમ વિરૂદ્ધ છે હ. સા. જા. નં. ૩૨૬૪ તા. ૧૩-૭-૯૧

જે તારીખથી મુદ્દત ગણવા વિષે કાયદામાં ફરમાન હોય તે તારીખ છોડી દેવી એમ ઠર્યું છે તે ધોરણ સ્ટાંપ કાગળનો મોબદલો મળવા જે સ્ટાંપ રજુ થાય તેને લાગુ છે વ. કો. દી. શે. નં. ૧૩૭ તા. ૪-૯-૯૧ વો. ૨ પૃ. ૨૦૧ તથા સરસુબા નં. ૧૮૬૩ તા. ૨૮-૩-૯૨ આ. ભા. ૧ નં. ૨૨૬૨ તા. ૩૧-૩-૯૨

સ્ટાંપનો અવેજ કિંવા મોબદલો આપ્યા પેહેલાં બાદ કરવાની રકમ.

૪૭. કલમ ૪૫ માં કહ્યા પ્રમાણે સ્ટાંપ કાગળ પાછો આપવાને આણનાર તેના મોબદલામાં પૈસા અથવા બીજો સ્ટાંપ કાગળ કિંવા ચોઢવાનો સ્ટાંપ માગે તો, જે કિંમતનો સ્ટાંપ કાગળ પાછો આપવાને આણ્યો હોય તે કિંમતમાંથી દર રૂપૈયે એક આના પ્રમાણે અવેજ બાદ કરી જે પૈસા થાય તે પૈશા અથવા તે પૈશાની કિંમતનો સ્ટાંપ કાગળ કિંવા ચોઢવાનો સ્ટાંપ આપવાનો સુબાને અધિકાર છે. માત્ર જ્યારે સ્ટાંપ કાગળ કિંવા ચોઢવાનો સ્ટાંપ આપવામાં આવે ત્યારે એક આના પ્રમાણે બાદ કરવાનો અ-

વેજ પાંચ રૂપૈઆથી જાસ્તી થતો હોય તો, સ્ટાંપ આપવા માટે ફક્ત પાંચ રૂપૈયાની કિંમત બાદ કરવી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૩–૫૪ ને મળતી છે.

દર રૂપીયે ૦–૧–૦ એક આના પ્રમાણે કપાત કરવા ઠર્યું છે સબબ એક રૂપિયાના અપૂર્ણકની કિંમતનો કાગળ હોય તો તે અપુર્ણક કપાત થવી જોઇએ હું. સ્ટાં. આ. નંબર ૧૧૧૩ તા. ૭–૧૦–૯૧ વો. ૨ પૃ. ૨૨૨

સ્ટાંપ કાગળના મોબદલા વીશે અરજ થાય તે બદલ પ્રતીજ્ઞા લેખ અને પ્રતીજ્ઞા ઉપર જુબાની તેમજ સાક્ષીદારની સાક્ષી કીંવા બીજી રીતસર તપાસ કરી અભીપ્રાય લખવા સારૂ વહીવટદારોને અધિકાર આપ્યો છે. વ. ન. ૭૬ તા. ૧૯–૧૧–૯૨ અ. ૫. પા. ૮૩૦ તા. ૨૪–૧૧–૯૨

જેટલા કાગળો રજુ થયા હોય તે દરેક કાગળની કીંમત બદલ રૂપીયે એક આનો કપાત કરવાનો છે એક રૂપીયાનો રજુ થયો હોય તોપણ એક આનો કાપવો તેમ ૦–૮–૦ નો હોય તોપણ એકજ આનો કપાત કરવો. જેમકે આઠ આનાના દરના સ્ટાંપ નંગ ૩ રૂા.૧–૮–૦ ના તથા નંગ ૧ રૂા. ૧ નો મળી ૪ ચાર કાગળ રૂપીઆ ૨–૮–૦ ના તેના સરવાળા ઉપર કપાત થાય તો રૂા. ૦–૩–૦ કપાય પણ તેમ ન કાપતાં ચાર કાગળ છે માટે દરેક કાગળની કીંમત દર રૂપીયે ૧ કે તેના ભાગ બદલ રૂા. ૦–૧–૦ કાપવાનો છે માટે રૂા. ૦–૪–૦ કપાત થવી જોઇએ. હુ. સ્ટા. વ. નં. ૧૩૫૬ તા. ૯–૨–૯૭ આ. ૫. પૃ. ૧૦૦૯ તા. ૧૮–૨–૯૭

---

# ભાગ ૭.

## પુરવણીના ઠરાવ.

૪૮. સરસુબાને આ નિબંધને અનુસરીને નીચે લખેલી બાબત વિષે વખતે વખત નિયમ કરવાનો અધિકાર છે, એટલેઃ—

સરસુબાને નિયમ કરવાનો અધિકાર કઈ બાબતમાં કેવો છે.

( ૧ ) ચોઢવાના સ્ટાંપ તથા સ્ટાંપ કાગળ પુરા કરવા તથા વેચવા, અને તે વેચાણ કિયા માણસે માત્ર કરવું તે માણસો, તથા તે માણસોનાં કર્ત્તવ્ય કર્મ, તથા તેમની મેહેનત વિષે અને,

( ૨ ) આ નિબંધનો હેતુ એકંદરે અમલમાં લાવવા માટે નિયમ કરવા વિષે.

સદરહુ પ્રમાણે કરેલા નિયમ મંજૂર થવા માટે સરકાર હજૂરમાં મોકલવા, અને તે મંજૂર થાય એટલે છપાવી પ્રસિદ્ધ કરવા; અને પછી તે નિયમ આ નિબંધમાં દાખલ કર્યા છે એમ સમજવામાં આવશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૫૫–૫૬–૫૭ ને મળતી છે.

આ કલમ પ્રમાણે કરેલા નિયમ પછવાડેજ આપ્યા છે.

બ્રીટીશ રાજ્યની સામ્યતાની કલમ ૫૬ છે, તેમાં તથા તેજ આકટની ક. ૯ માં સ્પષ્ટ અધિકાર સ્ટાંપ કાગળની સંખ્યા વાસ્તે નિયમ કરવાનો હતો, તે આધારે થએલા

નિયમમાં સંખ્યા બદલ નિયમ કર્યા છે તેવો અધિકાર કલમ ૪૮ માં આપેલો નથી. ને તેવો હેતુ પણ નથી. નિયમની કલમ ૭ માં કરેલો ઠરાવ સ્ટાંપ નિબંધનો હેતુ પાર પાડવા સારૂ થયેલો છે એમ કેહેવાય નહીં અને તેથી ક. ૪૮ પ્રમાણે ઠરાવ થયેલો છે એવું કહી શકાતું નથી સબબ નિયમ સ્ટાંપ નિબંધના ધોરણથી વિસંગત તથા ગેરકાયદે કરેલો છે એમ કેહેવાય માટે તેનો ભંગ થાય તોપણ યોગ્ય કિંમતનો સ્ટાંપ હોય તો યોગ્ય સ્ટાંપ ન લગાડેલો ગણાય નહીં કાયદાની ખામીઓ પુરી કરી લેવાય છે પણ નિયમથી પ્રજા ઉપર શકિત અથવા વિના કારણ બોજો દંડ પડે તે ખામી પુરી કરી લેવાય નહીં માટે દાખલા વગરના જોડ સ્ટાંપ ઉપર થએલો દસ્તાવેજ યોગ્ય કીમતના કાગળ ઉપર થયેલો ગણવો દી. સા. ખુ. ૨. ન. ૨૩ ૮૯-૯૦ વો ૧ પ. ૧૩૯ (ફે. તા. ૧૮-૨-૯૧.)

**સ્ટાંપલગાડેલી પાવતી આપવાની અવશ્યકતા ક્યારે છે.**

૪૯ કર્જના વળતરમાં કોઇપણ માણસને વીસ રૂપૈયાથી અધિક પૈસાની રકમ, કિંવા વીસ રૂપૈયાથી અધિક કિંમતનો જંગમ માલ પોહોંચે, તેને માટે સદરહુ પ્રકારના પૈસા કિંવા માલ આપનાર માણસે પાવતી માગી હોય તો, તેણે તે યોગ્ય રીતે સ્ટાંપ લગાડેલી આપવી જોઇએ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૮ ને મળતી છે.

**કોર્ટ ફીને આ નિબંધથી બાધ નથી.**

૫૦ કોર્ટ ફી સંબંધી જે વખતે જે કોઇપણ નિબંધ અમલમાં હોય, તે નિબંધ પ્રમાણે ઠરાવેલી લાગતને આ નિબંધમાંના કોઈપણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહીં.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૯ ને મળતી છે.

૫૦ અ યોગ્ય સ્ટાંપ લગાડેલો નહોવાથી દંડ સુદ્ધાં જે લાગત ભરવાનો યોગ્ય અધિકારીનો હુકમ થયો હશે તે, તથા સ્ટાંપ સંબંધી નિયમ કલમ ૩૮ અન્વયે વસુલ કરવાની રકમ, આ સરકારી મેહેસુલની બાકી સરખી ગણી તે વસુલ કરવા વિષે જે નિયમ અમલમાં હોય, તે પ્રમાણે વસુલ કરવામાં આવશે.

સદર કલમ ૫૦ અ આ. ૫. ભા. ૨ તા. ૧૪-૪-૯૨ સં. ૧૯૪૮ ચૈત્ર વદ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપર પ્રસીદ્ધ થએલા ખુલાસાથી વધારીછે ને તેનો અમલ તેજ તારીખથી કરવા વ. કો. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૨૯-૮-૯૨ નાથી (આ. ૫, ભા. ૨ પૃષ્ટ ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર) ઠરાવ્યું છે.

દસ્તાવેજને સ્ટાંપ ઓછો છે એવું તપાસણી કામદાર (નોંધણી ખાતાના) ને જણાયતો તપાસણી યાદીમાં લખવું. દસ્તાવેજ પરત અપાઈ ગયો હોય તો તે વાત સુબાને જણાવી યોગ્ય તજવીજ કરવા નોંધણી તપાસણી કામદારે લખવું નો. ખા. વ. નં. ૪ તા. ૨૯-૧૦-૯૧ વો. ૨ પૃ. ૨૧૭

સ્ટાંપના પૈસા વસુલ કરવાનું લખાણ સુબાએ નોંધણી કામદાર તરફ મોકલવું નહી એટલે વસુલ કરવાનુ કામ નોંધણી કામદારનું નથી. નો. શે. નં. ૩૭૧ તા. ૧૮-૬-૯૫

## ફોજદારી ગુન્હા તથા કામ ચલાવવાની રીતિ.

**યોગ્યસ્ટાંપલગાડેલોદસ્તાવેજકરીઆપ્યા વગેરે બાબત શિક્ષા.**

૫૧ યોગ્ય રીતે સ્ટાંપ લગાડયા વગરની હોય તેવી કોઈપણ હુંડી કિંવા ચેક કિંવા વાયદા ચીઠી કોઈ માણસ લખે, કિંવા કરે, કિંવા આપે, કિંવા તેની પાછળ શેરો લખે, કિંવા તે બીજાના નામ ઉપર કરે, કિંવા સાક્ષીદારના સંબંધ શિવાય બીજા સંબંધથી સહી કરે, કિંવા શીકારવા માટે

કિંવા પૈસા મળવા માટે દેખાડે, કિંવા શીકારે, કિંવા તેનો અવેજ આપે કિંવા લે, કિંવા કોઈપિણુ રીતે વેચાણુ કરે તો, અથવાઃ—

કોઈ માણુસ લાગતને પાત્ર હોય એવો બીજો કોઈપિણુ દસ્તાવેજ યોગ્ય રીતે સ્ટાંપ લગાડયા વગર કરી આપે, કિંવાસાક્ષીદારના સંબંધ સિવાય બીજા સંબંધથી તે ઉપર સહી કરે તો,

તેનું તે કૃત્ય ગુન્હો સમજવામાં આવશે, અને જે આ ગુન્હો કરશે તે પાંચસેં રૂપૈયાથી અધિક નહીં એવા દંડને પાત્ર થશે.

પરંતુ એમ ઠરાવ્યું છે કે, ત્રીસમી કલમ પ્રમાણે, કિંવા તેત્રીસમી કલમ પ્રમાણે, કિંવા ચુંવાળીસમી કલમ પ્રમાણે, કોઈપિણુ દસ્તાવેજ બાબત દંડ આપ્યો હોય ત્યારે, તે દંડની રકમ, તે દંડ જે માણુસે આપ્યો હોય તે માણુસને તેજ દસ્તાવેજ બાબત આ કલમ પ્રમાણે આગળ કોઈપિણુ દંડની શિક્ષા થઇ હોય તો, આ દંડમાં મુજરે આપવી.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૬૧ ને મળતી છે.

જુએો કલમ ૫૨ નીચેની ટીકા.

આ કલમ પ્રમાણે ફોજદારી કામ ચલાવવા ઠરાવ છે પણ માહારાજા સાહેબની સ્વારી આવતાં સુધી પરવાનગી આપવી નહીં હજુર કચેરી જાહેરનામું તા. ૩૦—૭—૮૯ વો. ૧ પૃ.૪૩ર

ચોઢવાનો સ્ટાંપ રદ્દ કરવાને ચુકયા બાબત શિક્ષા.

૫૨. જે કોઈપિણુ માણુસને કોઇપિણુ ચોઢવાનો સ્ટાંપ દસમી કલમ પ્રમાણે રદ્દ કરવો અવસ્ય છે, અને જે તે કલમમાં કહેલી રીતે તે સ્ટાંપ રદ્દ કરવાને ચુકે, તે તેનું કૃત્ય ગુન્હો સમજવામાં આવશે, અને જે આ ગુન્હો કરશે તે ૧૦૦ રૂપૈઆથી અધિક નહીં એવા દંડને પાત્ર થશે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૬૨ ને મળતી છે.

કલમ ૫૧—૫૨ પ્રમાણેના ફોજદારી ગુન્હા રદ સમજવા એવો ખુલાસો ( આ. પ. ભા. ૨ તા. ૧૪—૪—૯૨ સંવત ૧૯૪૮ ચૈત્ર વદ ૨ ( પૃષ્ટ ૬૯૪ ઉપર ) પ્રસીદ્ધ થયો છે ને તેનો અમલ તેજ મીતીથી સમજવો એવું દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨—૯૩ ફે. તા. ૨૯—૮—૯૨ ( પૃ. ૩૬ તા. ૮—૯—૯૩ ની આજ્ઞા પત્રીકામાં ) થી ઠરાવ્યું છે.

સરકારની લાગત ડુબાવવાના હેતુથી કલમ ૨૪ પ્રમાણે મજકૂર લખવાનું વર્જે કરવા બાબત શિક્ષા.

૫૩ જે કોઈ માણુસ સરકારની કોઈપિણુ સ્ટાંપની લાગત ડુબાવવાના હેતુથીઃ—

( ૧ ) ચોવીસમી કલમ પ્રમાણે જે બાબતો તથા હકીકત કોઇપણુ દસ્તાવેજમાં લખવી જરૂર હોય, તે દસ્તાવેજમાં સંપૂર્ણુ તથા ખરી રીતે નલખતાં તે દસ્તાવેજ કરી આપશે; અથવાઃ—

( ૨ ) જે કોઈ માણુસને કોઇપણુ દસ્તાવેજ તૈયાર કરવામાં, કિંવા તૈયાર કરવાના સંબંધમાં લગાડયો હોય, કિંવા જે કોઈની તૈયાર કરવામાં મદત હોય, અને જે સદરહુ પ્રકારની સર્વ બાબતો તથા હકીકત તેમાં પૂર્ણુ પણે તથા ખરી રીતે લખવાનું વર્જશે,

તો તે તેનું કૃત્ય ગુન્હો સમજવામાં આવશે; અને જે આ ગુન્હો કરશે તે એક હજાર રૂપૈયાથી અધિક નહીં એવા દંડને પાત્ર થશે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૬૩ ને મળતી છે.

"રૂા. ૭૦ ઇલ્લાહીદાદમો હસ્તાખરાણે લીધા છે." એ મજકુર શેરા નાંખેલો હતો ને તે વિષે દસ્તાવેજમાં ઉલ્લેખ કરેલો નથી. સ્ટાંપ ચોરાવવા સારૂ આ મજકુર કાઢી નાંખ્યો હોય અથવા શુદ્ધ બુદ્ધીથી એમ બન્યું હોય પણ જો સુબાને એમ લાગે કે સ્ટાંપ ચોરાવવા સારૂ કાઢી નાંખ્યો છે તો તે વિશે ઇલાજ લેવા તેઓને અધિકાર છે ને તેઓ પુરાવો માગી ખાંત્રી કરશે દી. શા. સ્ટાં. ખુ. ર. નંબર ૧૨૬ સને ૧૮૯૨–૯૩ રૂ. ૪–૧૧–૯૩ વો. ૩ પા. ૩૦૪

૪૮૦ રૂપીયા લેવાનો હક રૂા. ૮૦ માટે વેચ્યાનું લખ્યું છે આ રકમ સ્ટાંપ લાગત ડુબાવવાના હેતુથી લખી છે એમ ક. ૫૩ પ્રમાણેની ચોકશીમાં સુબાને જણાય તો સ્ટાંપ નિબંધ પ્રમાણે ઇલાજ લેવા તેમને અધિકાર છેજ ને પુરાવો પણ માગી શકશેજ દી. શા. સ્ટાં. ખુ. ન. ૧૮ સને ૧૮૯૩–૯૪ રૂ ૩–૧૧–૯૩ વો. ૩ પા. ૩૦૮.

પાવતી આપવાને ના કહી, કિંવા પાવતીની લાગત ટાળવાની યુક્તિ કોઇએ કરી તો તે બાબત શિક્ષા.

૫૪ જે કોઈપણ માણસની પાસે ૪૯ મી કલમ પ્રમાણે પાવતી માગ્યા છતાં તે તે આપવાને ના કહે, કિંવા આનાકાની કરે, અથવા જેને વીસ રૂપૈયાથી અધિક રૂપૈયાની રકમના કિંવા કિંમતના પૈશા કિંવા માલ આપ્યા છતાં તે સરકારની કોઈપણ સ્ટાંપની લાગત ડુબાવવાના હેતુથી વીસ રૂપૈયાથી અધિક નહીં એવી રકમની કિંવા કિંમતના માલની પાવતી આપે, કિંવા આપેલા પૈશા કિંવા માલ જૂદો જુદો કરે, કિંવા તેનો વિભાગ કરે, તો ને તેનું કૃત્ય ગુન્હો સમજવામાં આવશે, અને જે આ ગુન્હો કરશે તે સો રૂપૈયાથી અધિક નહીં એવા દંડને પાત્ર થશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકાની કલમ ૬૪ ને મળતી છે.

હુંડી કિંવા વાયદા ચીઠી ઉપર આગળની તારીખ નાંખવી વગેરે બાબત શિક્ષા.

૫૫ જે કોઈ સરકારની લાગત ડુબાવવાના હેતુથી નીચે લખેલા પ્રકારની કોઈપણ હુંડી કિંવા વાયદા ચીઠી લખે, કિંવા કરે, કિંવા આપે, એટલે તે હુંડી કિંવા ચીઠી જે તારીખે વાસ્તવિક લખી હોય, કિંવા કરી હોય, તે તારીખની આગળની તારીખ નાંખીને લખે, કિંવા કરે, કિંવા આપે તેને, અથવા સદરહુ પ્રકારની જે હુંડી ઉપર કિંવા ચીઠી ઉપર સદરહુ પ્રમાણે આગળની તારીખ નાંખેલી છે, એવું માહિત છતાં તેની પાછળ શેરો લખે, કિંવા તે બીજાના નામ ઉપર કરે, કિંવા શીકારવા માટે કિંવા પૈસા મળવા માટે દેખાડે કીંવા સીકારે કીંવા તેનો અવેજ કરી આપે કીંવા લે કિંવા કોઈપણ રીતે વેચાણ કરે તો તે ગુન્હો સમજવામાં આવશે.

અને જે કોઈપણ કૃત્ય વિષે કિંવા યોજના વિષે કિંવા યુક્તિ વિષે આ નિબંધમાં સુદ્દામ ઠરાવ કરેલો નહોય, તેવું કોઈપણ કૃત્ય કિંવા યોજના કિંવા યુક્તિ તેવાજ હેતુથી કરે. કિંવા અવેજ આપે કીંવા લે તેમાં ભાગ લે તો તે તેનું કૃત્ય ગુન્હો સમજવામાં આવશે.

આ કલમમાં લખેલો ગુન્હો જે કરશે તે પાંચસેં રૂપૈયાથી અધિક નહીં એવા દંડને પાત્ર થશે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકાની કલમ ૬૭ ને મળતી છે.

હુંડી આ શબ્દ શબ્દના અનુસંગી ને આવનારા બીજા શબ્દ કિંવા મજકૂર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ર સંવત ૧૯૪૮ તા. ૧૪–૪–૯૨ નીઆ–પ. ભા. ર પૃ. ૬૯૪ ઉપરનો સુધારો, આ સુધારાનો અમલ સદરહુ પ્રસિદ્ધ થયાની તારીખથી કરવા દી. સ્ટાં.

ખુ. ર. નંબર ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. પૃષ્ટ ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસિદ્ધ થયો છે.

સ્ટાંપ વેચવાના સંબંધમાં કરેલા નિયમની અમાન્યતા કર્યા બાબત, તથા અધિકાર વગર સ્ટાંપ વેચ્યા બાબત શિક્ષા.

૫૬. સ્ટાંપ વેચવાને માટે નિમેલો કોઇપણ માણસ, આ નિબંધ પ્રમાણે કરેલા નિયમ જે તેને લાગુ હોય, તે કોઇપણ નિયમની અમાન્યતા કરે તો, અને સદરહુ પ્રમાણે નિમેલો નથી એવો જે કોઇ માણસ કોઇપણ સ્ટાંપ વેચે તો, તે તેનું કૃત્ય ગુન્હો સમજવામાં આવશે; અને જે આ ગુન્હો કરશે તે છ મહિનાથી અધિક નહીં એવી કેદની શિક્ષાને કિંવા પાંચસેં રૂપૈયાથી અધીક નહી એવા દંડને, કિંવા આ બંને શિક્ષાને પાત્ર થશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧ આકટની કલમ ૬૮ ને મળતી છે.

સ્ટાંપના ગુન્હા બાબત ફરિયાદ કરવાને મંજૂરી કોની જોઇએ.

૫૭. આ નિબંધ પ્રમાણે શિક્ષાને પાત્ર હોય એવા કોઇપણ ગુન્હા બાબત ફરિયાદ કરવી તે સુબાની કિંવા હજૂરમાંથી જેને અધિકાર આપ્યો હોય, તેની મંજૂરી સિવાય કરવી નહીં.

આ કલમ પ્રમાણે ફરિયાદીનું કાંઇપણ કામ ચલાવવાનું તહકુબ રાખવાનો, કિંવા તેનો તોડ જોડથી નિકાલ કરવાનો કિંવા માંડી વાળવાનો અધિકાર સરસુબાને છે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકાની કલમ ૬૯ ને મળતી છે.

જે જે કોર્ટો દસ્તાવેજો કબજે કરે અને જેમને કામ ચલાવવા સુબાની પરવાનગી માગવા જરૂર જણાય તેમણે એવાં કામો વિભાગના સુબાઓ તરફ મોકલવાં આ મુકરદમા પરવાનગી સારૂ આવે તેનો તા. ૩૦-૭-૮૯ ના જાહેરનામાથી નિકાલ થવાનો નહીં તે તમામ હજુર જુડીશ્યલ ડીપોર્ટમેંટ તરફ મોકલવા મેમો હજુર કચેરી નં. ૬૩૩ તા. ૨૩-૮-૮૯ વો ૧. પ. ૪૩.

સ્ટાંપના ગુન્હાસંબંધિ માજીસ્ટ્રેટનો અધિકાર.

૫૮. આ નિબંધ પ્રમાણે ગુન્હાની ચોકશી કરી ઇન્સાફ કરવો તે બીજા વર્ગના માજીસ્ટ્રેટના અધિકારથી કમી અધિકાર વાળા માજીસ્ટ્રેટે કરવો નહીં.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૭૦ ને મળતી છે.

ઇન્સાફની જગ્યા.

૫૯. કોઇપણ દસ્તાવેજ બાબત કરેલા સદરહુ પ્રકારના પ્રત્યેક ગુન્હાની ચોકસી કરી ઇન્સાફ કરવો તે, જે હદમાં ગુન્હો થયો, કિંવા જે હદમાં તે દસ્તાવેજ મળ્યો, તે હદમાંના માજીસ્ટ્રેટ કરશે.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૭૦ ને મળતી છે.

બીજા નિબંધના અમલને આ નિબંધથી બાધ આવતો નથી.

૬૦ આ નિબંધ પ્રમાણે જે કૃત્ય કિંવા વર્જન ગુન્હો ઠરાવ્યો છે, તે કૃત્ય કિંવા તે વર્જન બીજા કોઇપણ નિબંધ પ્રમાણે શિક્ષા પાત્ર હોય, તો તે નિબંધ પ્રમાણે તેની ચોકસી થઇ ઇનસાફ થવાને આ નિબંધથી બાધ આવતો નથી; પરંતુ એકજ ગુન્હા બાબત કોઇ માણસને બે વખત શિક્ષા થનાર નથી.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૭૨ ને મળતી છે.

# પરિશીષ્ટ ૧ લું.

## જે દસ્તાવેજ સ્ટાંપની લાગતને પાત્ર છે તેઓના વિષે.

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| ૧ અદલા બદલીનું ખત—કોઇપણ ... માલ મિલકતની અદલા બદલી કરવા વિષેનું ખત. | ... ... ... ... ... ... ... | તે ખતમાં અધિક કિંમતની એવી જે મિલકત લખી હોય, તેની કિંમત જેટલા અવેજના વેચાણ ખતને (નંબર ૨૯) જેટલી લાગત પડે છે તેટલી. |

આ કલમ સને ૧૮૭૪ ના ૧ આકટની પરીશીષ્ટની કલમ ૩૫ ને મળતી છે.

ખેતરનો અદલો કર્યો છે લખી લેનારનું ખેતર બદલીમાં લીધા ઉપરાંત રૂ. ૧૩૫૮ લીધા છે માટે ખેતરની કીમત લખાવી લીધી છે તેમાં ૧૩૫૮ ઉમેરી જે રકમ થાય તે ઉપર સ્ટાંપ લેવો. કીમત ઓછી લખી છે તેવો પણ સવાલ છે પણ તેનો નિર્ણય હાલ થઇ શકે તેમ નથી કારણ કે તેવું માનવા કારણ જણાતું નથી દી. શા. સ્ટાં. નંબર ૫૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૮-૭-૯૪ વો. ૩ પૃ. ૪૬૭.



એક બીજાની એક વસ્તુની માલકી બીજી વસ્તુની માલકીના બદલ મોંબદલો કરી આપે ત્યારે અદલાબદલીનું ખત થાય છે દી. શા. સ્ટાં. પુ. નં. ૧૧ સને ૧૮૯૫-૯૬ ફે. ૧૧-૧૧-૯૫ આ. ભા. ૨ પૃ. ૨૩૩ તા. ૯-૧-૯૬

| | | |
|---|---|---|
| ૨ અનામતનો દસ્તાવેજ—ખત કિંવા બીજા કિંમતદાર દસ્તાવેજ અનામત લઇ કિંવા જંગમ માલ રાખી લઇ કર્જે પૈસા આપ્યા હોય, તે પાછા મળવાનું નક્કી કરવા માટે કરેલો કોઇપણ કરાર દેખાડનાર દસ્તાવેજ. | (ક) તે કર્જે આપેલા પૈસા તે દસ્તાવેજની તારીખથી ત્રણ મહિનાથી અધિક નહીં એવી મુદતમાં પાછા આપવાના હોય ત્યારે. | દસ્તાવેજમાં નક્કી કરેલી રકમની હુંડી બાબત [ નંબર ૩૫ (ખ) ] જેટલી લાગત પડેછે તેની અડધી લાગત. |
| | (ખ) તે કર્જે આપેલા પૈસા તે દસ્તાવેજની તારીખથી ત્રણ મહિના થયા પછી, પરંતુ એક વર્ષથી અધિક નહી એવી મુદતમાં પાછા આપવાના હોય ત્યારે. | હુંડી બાબત [ નંબર ૩૫ (ખ) ] જેટલી લાગત પડેછે તેટલી. |

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ( ગ ) તે કબ્જે આપેલા પૈસા તે દસ્તાવેજની તારીખથી એક વર્ષ કરતાં જાસ્તી મુદ્દતે પાછા આપવાના હોય ત્યારે, અગર તે દસ્તાવેજમાં મૂળગીજ મુદ્દત લખી નહોય ત્યારે. | ખત પ્રમાણે [ નંબર ૮ ]. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની પરિશિષ્ટની કલમ ૨૯ ને મળતી છે.

"શા. બાપુ ફુલચંદ જોગ લી. પરી. ગોરધન માણેકલાલ જત રૂ. ૩૦ તમારી પાસેથી લીધા છે તે રૂપીયા અનામત છે અમારે વેર છે (મીતી) દા. પોતે" (સાક્ષીઓ) આ લેખ અનામતનો દસ્તાવેજ નથી દી. શા. સ્ટાં. ખુ: નંબર ૧૧૦/૯૪–૯૫ ફે. ૪–૬–૯૫ આ. પ. બા. ૨, પૃ. ૬૧૩ તા. ૧૧–૭–૯૫

| | |
|---|---|
| ઉતારો–જુઓ નકલ કિંવા ઉતારો નંબર ૧૭ | |
| ૩ ઉલટ લેખ–જે દસ્તાવેજ લાગતને પાત્ર હોય, તથા જે બાબત યોગ્ય લાગત આપી હોય, તેવા દસ્તાવેજનો ઉલટ લેખ કિંવા બીજી પ્રત. (ક) અસલ દસ્તાવેજ જે લાગતને પાત્ર હોય, તે એક રૂપૈયાથી અધિક ન હોયતો. | અસલ દસ્તાવેજ બાબત જેટલી લાગત આપવાની તેટલી લાગત. |
| (ખ) કોઇપણ બીજા પ્રસંગે. | એક રૂપૈયો. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટના પરીશિષ્ટની કલમ ૨૩ ને મળતી છે.

જે દસ્તાવેજ લાગતને પાત્ર છે તેના ઉલટ લેખને સ્ટાંપની જરૂર છે એમ લખ્યું છે તેથી જે દસ્તાવેજને સ્ટાંપની માફી હોય તે દસ્તાવેજના ઉલટ લેખને સ્ટાંપની જરૂર નથી. (જુઓ. દી. સ્ટાં. ર. ખુ. ન. ૫ સને ૧૮૮૯–૯૦ ફે. તા. ૨૩–૧–૯૦ સ્ટાં. ખુ. ગુ બા ૧ પૃ. ૧૦ ઉપર)

• ઉલટ લેખ તથા મુળ લેખના પક્ષકાર આમણુ સામણુ હોવા જોઇયે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૧ સને ૧૮૯૨–૯૩ ફે. તા.૧૨–૪–૯૪ વો. પૃ. ૩ ૩૬૦

મુળ અને ઉલટ લેખમાં મજકુર બધો સરખો નથી કમીજાસ્તી મજકુર છે તેથી ઉલટ લેખ નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૪/૯૩–૯૪ ફે. તા. ૧૬–૭–૯૪ વો. ૪ પૃ. ૪૫૨

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ૪. કબુલત-૨૦ રૂપૈયાથી અધિક રકમના કિંવા ... ... ... .. ... ... કિંમતના કર્જની કબુલત, તે કર્જના પુરાવા માટે બૅંકરની (સરાફની) પાસ બુક સિવાય બીજી કોઇપણ બુકમાં કિંવા જૂદા કાગળ ઉપર દેવાદારે કિંવા દેવાદાર તરફથી લખેલી કિંવા સહી કરેલી હોય તે, જ્યારે તે બુક કિંવા કાગળ લેણદારના કબજામાં મુકયો હોય ત્યારે.<br><br>અપવાદ-" શાહુકારના ચોપડામાં કાઢી આપેલી ખાતા બાકી " | એક આનો. |

આ કલમમાં સને ૧૮૭૯ના ૧ લા આકટની પરિશિષ્ટની કલમ ૧ ને મળતી છે.

આ કલમમાં બતાવેલો અપવાદ તા. ૧૪-૪-૯૨ સંવત ૧૯૪૮ ચૈત્ર વદ ૨ ની આજ્ઞાપત્રીકા ભા. ૨ પૃષ્ટ ૬૯૪ માં પ્રસીદ્ધ થયો છે ને તેનો અમલ તેજ મિતિથી શરૂ છે એમ વ. કો. દી. સા. ખુ. ર. નંબર ૬ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૨૯-૮-૯૨ (જુ. આપ. ભા. ૨ તા. ૮-૯-૯૩ પૃ. ૩૬ ઉપર)થી ઠરેલું છે. એટલે તા. ૧૪-૪-૯૨. પછી જે ખાતા બાકી થાય તેને સ્ટાંપની માફી છે તે મીતી પેહેલાંની ને આ કલમ પ્રમાણે સ્ટાંપ જોઇએ.

"બાકી લેણા અમે તમારી પાસેથી બળદ વેચાતો લીધેલો તેના બાકી રહેલા રૂપીઆ તે આજરોજ દેવા કાઢ્યા છે તે કબુલ છે. (સહી) આ બાકી રૂા. ૨૩ ની (રૂા. ૨૦ ઉપરની હોવાથી) પરી. ૧ રકમ ૪ પ્રમાણે સ્ટાંપ જોઇએ બળદની વિક્રીબદલ ઠરેલી કિંમત પૈકી બાકી રહેલી રકમ બાબતનું આ ખાતું હોવાથી પરી. ૨ રકમ ૧ પ્રમાણે માફીમાં આવી શકતું નથી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪૬ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૦-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૪૧ તથા નંબર ૧૩૧-૧૩૨-૧૩૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૦-૬-૯૧ વો. ૧ પૃ. ૩૪૩ ૩૪૫ ૩૪૬

*"૩૧૮l માહા વદી ૯ રોકડા નગદ બાવાને મોજે ચીખોદરાના મંદીર ખાતે ભગત રણછોડ અજી (ના) મુકેલા હતા ને રોકડા ઉપાડ વિગેરે ઉત્તર ક્રિયાના ઉપાડ ખર્ચ બદલના આજદીન સુધી નક્કી કરીને રૂ ૩૯૦l નીકળ્યા અંકે ત્રણસે સવા નેવું તેને પેટે વસુલ રૂા. ૭૨ નું ખત ૧ ઢેડા ભવાનીયા ડાયડા વાળું તમોને ઉપર લખેલા રૂપીયાને પેટે આપ્યું છે તે જતાં બાકીના રૂા. ૩૧૮l નીકળ્યા તે દેવા આ ખાતાનું વ્યાજ રામ ચાર આના પ્રમાણે કર્યુંછે" (સહી) આ લેખ કબુલત છે ને એક આનો લાગત રીતસર લેવી (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૫૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૮-૭-૯૧ વો. ૧ પૃ. ૩૭૩

તેર રૂપીઆનો સરવાળો કરી "આ ઉપર લખેલા રૂપીયાનું વ્યાજ રૂા. ૧ કે જષ ૧ લેખે કર્યુંછે" (સહી) એવો મજકુર લખ્યો છે આ લેખ કબુલત છે પણ ૨૦ ની અંદર હોવાથી માફીછે સ્ટાં. ખુ. ૨ નં. ૫૬ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૦-૭-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૭૫ ઉપર.

"રૂા. ૬, બીજા ભાદરવા સુદી ૧૧, ૬ રૂપીઆ ભાડાના ચડેલા ઉધારી આપ્યા છે. હસ્તે પોતે પા. લક્ષુ રામદાસ સાખ" આવું ખાતું પાડી આપ્યું છે. આ લેખ દેણદારે પોતાને હાથે લખેલો હોવાથી સહી થયા બરાબર ગણાય સાક્ષી છે પણ સ્પષ્ટ જવાબદારી લીધાનો મજકુર ન હોવાથી ખત નથી માત્ર ઉધારી આપી છે તેથી તે કબુલત રૂ. ૨૦ ની અંદર હોવાથી માફીમાં આવે છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૧૫૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૧-૭-૯૧ વો. ૧ પૃ. ૩૮૧.

શાહુકારે પોતાની માહેતી માટે ખાતાની ચોપડીમાં બાકી કાઢી હોય તેને સ્ટાંપને પાત્ર થાય એવા દસ્તાવેજનું સ્વરૂપ આવતું નથી તેથી તેને પરીસીષ્ટ ૧ રકમ ૪ લાગે નહી દી. શા. સ્ટાં. નં. ૧૦૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૨૭.

ખાતા બાકીમાં "આ રૂપીઆંનું વ્યાજ માસ ૧ રૂપીઓ ૧ તેરીખ ટકો ૧" આ પ્રમાણે વ્યાજનો મજકુર છે તેથી તેમાં વ્યાજ વિષે નવિન કરાર કરેલો નથી એમ માનવું જોઇએ માટે પરીસીષ્ટ નંબર ૧ રકમ ૪ પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૨ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૪૧.

"પુરા દેવા તેનું વ્યાજ રામ દસ લેખે મોળું કર્યું છે" આવા શબ્દથી નવીન વ્યાજનો કરાર કરેલો માનવાનો નથી તેથી કબુલત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૪૩ તથા ખુ. નંબર. ૭૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૫૯.

મુદલ બાકી તથા વ્યાજ નાં નક્કી કરી દેણદારે સહી કરી છે તે સહીમાં "વ્યાજ રામ ૧૦ દસ મોળુ" એવા શબ્દ છે તેથી વ્યા



---

* આ લેખમાં રૂા. ૭૨ નુ ખત આપ્યાનું લખ્યુંછે તે મજકુરની લાગત પડે કે નહીં તે પ્રશ્ન આકામે નિકળેલો નથી એટલે નિર્ણય થયો નથી પણ તે મજકુરની લાગત બાબત સંશય છે.

જનો નવિન કરાર કરેલો કેહેવાય નહીં માટે કબુલત છે. ખાતા બાકી સમંધે થયેલા સુધારા પછીનુ આ ખાતુ છે તેથી જેના ચોપડામાં આ ખાતા બાકી છે તે શાહુકાર હોયતો માફીમાં આવે છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૨ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પ. ૨૫૭ તથા નં. ૩૭ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૬૧ તથા નં. ૧૨૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૬૩.

ખાતા બાકીમાં "વ્યાજ દરમાસે સેંકડે એક ૦-૧૦-૦ લેખે છે" એવા બોલ છે તેથી વ્યાજનો નવિન કરાર કરેલો ગણાય નહી માટે કબુલત છે સુધારો થતા અવલનું હોવાથી સ્ટાંપ લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૬૪ ખુ. નં. ૨૮/૯૨-૯૩ ફે. ૩૦-૯-૯૩ વો. ૩ પૃ. ૨૭૦.

બાકી કાઢયા પછી સહીમાં "એ કામની એકાજતે ઉપર લખ્યા પ્રમાણે ×××રૂપીયા હીસાબ કરીને બાકી દેવા કાઢયા તે દેવા હિસાબ કર્યો માગસર સુદ ૧૦ (સહી) આ મજકુરથી કરાર થતો નથી પણ કબુલતી છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૪ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૬૬.

રૂપીઆ ૨૦-૮-૦ આસો સુદ ૨ બાકી કરી લખી આપનારે પોતાના દસ્કત કર્યા છે આ બાકી સુધારો થતા અવલની છે તેથી લાગતને પાત્ર થાયછે તે નીચે વ્યાજના રૂા. ૨ ઉધારી રૂ. ૨૨-૮-૦ સરવાળો મુકી એક આનાની ટીકીટ ચોડીને લખી આપનારે ફરીથી સહી કરી છે. તોપણ પ્રથમની બાકી રૂા. ૨૦॥ ની હોવાથી માફીમાં આવતી નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૪ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૯૧.

ખાતામાં જૂદી જૂદી મિતિની રકમો (માલ ઉપાડયા બાબતની) લખી છેવટ સરવાળો કરી લેણદારે સહી કરી છે આવા ખાતામાં સહી ન હોય ને દેવાદારે પોતે તે બાકી કાઢી હોય તોપણ તે કબુલત પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૪-૧૧-૯૩ વો. ૩. પૃ ૨૯૩.

"બાકી પાછલા ખાતાનો હિસાબ સમજી ++ પોણીયા કર્યા તે દેવા સહી. દા. મંછારામ વણારસી, બાઇ ગોદાવરીના કેહેવાથી." (સહી) શા. માણેકલાલ ફીકાભાઇ શાખ દા. પોતે" આ બાકીમાં સહી સાક્ષી થતાં ખત થતું નથી પણ કબુલત છે કારણ પૈસા આપવાની જમાબદારી માથે લીધાનું જણાતું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૨ સને ૧૮૮૯-૯૦ ફે. ૭-૭-૯૧નો સંગ્રહ ભા ૧ પૃ. ૩૬૩ ઉપર છે તેમાં આવા સ્વરૂપના લેખને ખત માન્યું છે પણ તે વખત હાલના જે ઠરાવ કરવામાં આવ્યા છે તેનું ધોરણ સ્પષ્ટ પણે નજર આગળ રહ્યું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭૩ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ ૩૨૬. ખુ નં. ૧૩૦/૯૨-૯૩ ફે. ૭-૯-૯૪ આ. ભા. ૨ પૃ. ૩૩૫ તા. ૨૪-૧-૯૫.

"૧પાા સોપારી ધોળી મણુ ૩ાા રૂા. ૪ાા, પાાા હળદરના ગાંઠીયા મણ ૧ રૂ. પાાા, ૪)~ ચ્યાસ તેલની પેટી નંગ ૧ રૂ. ૪)~ ૦ા ખાલી ગુણ નંગ ૧ રૂ. ૦ા મીયાં + + + + સહી દા. ત્રીભોવન માણેકલાલ ધણીના કેહેવાથી" આ ખાતુ જંગમ મીલકત સંબંધે કરાર નથી પણ જણસોનું દેવું કેટલું તે વિશે ખાતું પાડી આપ્યું છે તેથી પરી ૧ રકમ ૪ પ્રમાણે લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. ન. $\frac{131}{1892-93}$ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૩૮.

રૂા. ૧૧ ઉપાડી તેનું ખાતું પાડી આપ્યું છે ને તેમાં "વ્યાજ દોકડા એક લેખે" એમ લખ્યુંછે તેથી વ્યાજ વીશે કરાર કર્યો એવું લાગતું નથી પ્રથમનો કરાર હોય અને તેવો કરાર હતો એટલુંજ બતાવ્યાનું દીસે છે તેથી કરાર નથી રકમ ૨૦ થી કમી હોવાથી કબુલત છતાં લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ ૩૪૦ તથા ખુ. ન.$\frac{૭૨}{૧૮૯૩-૯૪}$ ફે. તા. ૨૮-૮-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૨૮

"૩૬૬ાા= મુદલ બાકી તથા ૪૬ાા=ાા વ્યાજ કુલ રૂા ૪૧૩)~ાા સરવાળો મુકી સહી તથા સાક્ષીઓ કરાવી છે આ લેખ ખતનથી પણ કબુલત છે ને તે સુધારા પછી થએલોછે માટે લાગતની માફીમાં આવેછેદી. શા.સ્ટાં. ખુ. નં. ૮૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૯-૭-૯૪ વો. ૩ પૃ. ૪૭૩

પરીસીષ્ટ ૧ રકમ ૪ નો સુધારો તા. ૧૪-૪-૯૨ થી અમલમાં આવ્યોછે ને તેમાં શાહુકારની ચોપડીમાં ખાતા બાકી હોય તો તે માફીમાં ઠરાવી છે. મુનસફે સુધારા પછીની ખાતા બાકી શાહુકારના ચોપડામાં નથી માટે લાગત દંડ સાથે લીધી છે. શાહુકારની વ્યાખ્યા ક. ૩ પેટા કલમ ૧ માં આપીછે તેમાં શાહુકારી કામ એટલે શું ને તે કરનાર કોને કેહેવો તે બતાવ્યું નથી પણ સાધારણ રીતે પૈસા ધીરનાર લોકો શાહુકાર કેહેવામાં આવેછે સબબ જે પૈસાની ધીરધાર કરેછે અથવા વ્યાજુકા નાણા ધીરેછે અથવા કરજે પૈસા આપેછે. તેવા સખસને શાહુકાર એ શબ્દમાં લેવો પ્રશસ્ત છે એટલે વેહેપાર ન કરતાં વખતે બીજો ધંધો કરતો હોય તેનો પણ તેમાં સમાવેશ થાયછે હાલનું ખાતું પડાવી લેનારની પ્રુસીસ દીવાની કોરટે લીધીછે તે ખરી માનતાં લખી લેનાર શાહુકાર શબ્દમાં સમાયછે માટે તે ખાતાને માફીછે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૪૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૯-૭-૯૪ વો. ૩ પૃ. ૪૮૧

"૧૯ બાકી લેહેણા પાછલે ખાતેથી નામું સમજી નિકળ્યા તે દેવા મીતી." સહી સાક્ષી થયા છતાં જવાબદારી લીધી એમ કેહેવાય નહીં માટે ખત નથી પણ કબુલતછે. દી. શા. સ્ટાં ખુ. નં. ૫૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૮૬

"૭૨ બાકી મણીપતાવી પાનું ૫૩ સ. ૧૯૪૭ ના ભાદરવા સુદ ૨ ના વ્યાજ આસો સુદ ૬ સુધી ટકા ૧ લેખે થયા તે અંકે + + નવો હીસાબ સંવત ૧૯૪૮ ના આસો સુદ ૬ સુધી + +" (સહી) આ ખાતાને કબુલત ગણી લાગત લીધી છે અરજદારે માફ થવા ક. ૪૪ પ્રમાણે અરજ કરીછે આ લેખ સુધારા પછીનો છે માટે માફીમાં આવે છે દી. શા. સ્ટાં. ખુલાસા નંબર ૨૯ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૯૦

"૯૫ શ્રાવણ વદ ૧ અંકે રૂપિયા પંચાણું પાછલાં ખાતા તમારાનો હિસાબ સમજી આજ દીને બાકી પડ્યા તે દેવા તેનું વ્યાજ માસ ૧ રૂ. ૧ તેરીખ ટકા ૦॥ લેખે ચડે +++ તે ભરીને આપીયે ++ આ લખ્યું તે સહી પા. અવચર ગુલાબ સહી દા. પોતે. લી. ભટ. શુકુ ગવરીશંકર ધણી રજુ લખ્યું છે." સહી થયા પછી લખીતંગ છે તે સાક્ષી તરીકે માનવું જોઇએ માટે ખત થાયછે દી. શા. સ્ટાં. પ્રુ. ન. $\frac{૫૨}{૯૩-૯૪}$ ફે. ૨૮-૮-૯૪ આપ. ભા. ૨ પૃ. ૧૯૮.

સોનાનો દોરો રૂા. ૧૫૧ા ૦॥ નો લઇ તેનું ખાતુ પડી લખ્યું છે કે "૧૫૧ા ૦॥ મહા સુદ ૧૧ દીમનો દોરો નંગ ૧ શેરો ૮નો તેમાં મેરા સાદા ખીલીવાળાનો તોલ ગ. ૧૨॥ વાલ ૧॥ સાવનો તે મધ્યેથી લાખ કાપતા ગ. ૧૧॥ નકી કર્યા છે દા. રૂા. ૨૫॥ લેખે દન્તે બાઇ નરબદા પોતે બાઇ નગીતમની વહુને આપવા સારૂ" (સહી ત્રીજા માણસ પાસે કરાવી છે) પરીસીષ્ટ ૧ રકમ ૪ માં સ્વરૂપ બતાવ્યું છે તેવા પ્રકારની આ કબુલાત નથી કેમકે કરજ સબંધે આ લેખ નથી તેથી તે રકમમાં સમાસ થતો નથી તેમ પરીસીષ્ટની કોઇ પણ રકમમાં તેનો સમાસ થતો નથી માટે સ્ટાંપની લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. નં. પ્રુ. ૧૨૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૮-૯૪ આપ. ભા. ૨ પૃ. ૨૨૪.

પ્રાંત ન્યાયાધીશીએ ખતમાની લાગત લીધી છે તેની નકલ મુખ્ય તરફ જતાં તેને કબુલાતના સ્વરૂપનો માની સરસુબા મારફત ખુલાસો થવા લખ્યું છે, લેખની નકલ "૧૮) બાકી ચોપડી બીજી ના પાનું ૧૮થી હીસાપ સમજીને દેવા કાઢ્યા તે મધ્યેના રૂા. ૧૮ પોણીયા દા. શા. પરાગ હેમરાજ (સહી) તથા સાક્ષી છે)" આ લખ ખત નથી પણ કબુલાત છે. કારણ સ્પષ્ટ જબાબદારી પોતાને માથે લીધી એમ માની શકાતું નથી દી. શા. સ્ટાં. નંબર ૪૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૮-૯૪ આ. ૫ ભા. ૨ પૃ. ૨૨૫.

ખાતા બાકીમાં "વ્યાજ ટકા ૧ લેખે ગણતા થયા તે" એવા બોલ છે તેથી વ્યાજનો નવીન કરાર કર્યો એમ થતું નથી પણ વ્યાજ ગણી એક રકમ કરી તેની બાકી કરી છે માટે સુધારા પછીની હોવાથી માફીમાં આવે છે દી. શા. સ્ટાં. નંબર ૮૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૮-૯૪ આ ભા. ૨ પ. ૨૨૭.

" ૩૩॥ અસાડ વદી ૯ દીને નગદ રોકડા + + + અંગ ઉધારે લીધા તે દેવા સહી" (સહી) સલેમાન મુસાની સાખ દા. પોતે" "દેવા" શબ્દ લખવાથી માત્ર કરજની કબુલાત જેટલું સ્વરૂપ આવે છે, એમ માનવાનું નથી કે તે શબ્દથી ખત થઇ સ્પષ્ટ જવાબદારી લીધી કેહેવાય. તેમ સાક્ષી થઇ એટલા કારણથી ખત થાય નહીં માટે આ લેખમાં સાક્ષી થએલી છતાં ને "દેવા શબ્દ લખ્યા છતાં પણ કબુલાત થાય છે. દી. શા. સ્ટાં. પ્રુ. નંબર ૬૬ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૩૯ તા. ૨૨-૧૧-૯૪

રૂા. ૮૮ાં હીસાબ સમજીને નક્કી કર્યા તે દેવા બનતી તેમાં લખ્યું છે કે આ ખાતાનું વ્યાજ રૂામ ૧૦ લેખે કર્યું છે ખરેખર

કર્યું છે તે દેવા. આવા શબ્દોથી નવીન કરાર વ્યાજનો કર્યાનું પ્રથમ દર્શનિય માનવું જોઇએ પણ ખાતા ઉપરથી પાછળ જે વ્યાજનો કરાર હતો. તેજ આ ખાતા ઉપરથી કથન કરેલો જણાય છે તેથી નવીન કરાર માનવો વ્યાજબી નથી. તેથી કરાર ન થતાં કબુલાત છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૪/૯૪-૯૫ ફે. તા. ૨૮-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૪૦ ૨૨-૧૧-૯૪

"શા. બાપુ ફુલચંદ જોગ લી. પરી + + + + જત રૂપીયા ૩૦ + + રોકડા તમારી પાસેથી લીધા છે તે રૂપિયા અનામત છે અમારે ઘેર છે „ ( મીતી સહી સાક્ષી ) આ લેખ કબુલાત છે કેમકે તેમાં લખેલી રકમ પોતાને ત્યાં હોવાનું લખી આપનાર કબુલ કરે છે આ લેખ કરજ નથી તેથી કબુલાત નથી એમ શંકા આવે પણ કાયદા પ્રમાણે તે રૂપીયા કોઇ શરતે પાછા આપવાને બંધાયેલો છે અને લખી આપનારને દેવા પડે છે એમ માનવા હરકત નથી માટે કબુલાત પ્રમાણે લાગત લેવી. "દસકત પોતે" એટલા બોલ છે તે સહી તરીકેજ ગણવા જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૧૦ સને ૧૮૯૪-૯૫ ફે. ૪-૬-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૬૧૩ તા. ૬૧-૭-૯૫

"૭૨॥ ०॥ બાકી લેણા નામું સમજી ખાતુ પ.નું ૫૭ ( આમ લખી તેના પેટામાં ) ૨૪ સં. ૧૯૪૯ ના ફાગણ વદ ૨, ૧૩) સં. ૧૯૫૦ ના ફાગણ વદ ૨, ૪૪॥ ०॥ બાકીના ઉપાડના ૭૨॥ ०॥ „ ( સહી કરી છે ) આ લેખ વાયદા ચીઠી નથી કારણ પેટા રકમમાં મીતી લખવાથી તે વાયદાની મીતી છે એમ માનવા કારણ નથી કબુલાત છે પણ તે સુધારા પછીનો હોવાથી માફીમા આવે છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૦/૯૪-૯૫ ફે. ૧૯-૬-૯૫ આ. ૫. ભા ૨ પૃષ્ટ. તા. ૧૨-૯-૯૫

"૧૦૮ ) બાકી લેણા ધણી રજુ સં. ૧૯૫૦ ના વૈશાક વદ ૬ સુધી વ્યાજ ટકા ૧॥ અંકે રામ વીસ પ્રમાણે શ્રી આકડીયે બેઠા નામું સમજ્યા છીએ હા. પોતે અંકે એકસોને આઠ લી. પટેલ દેવશી ડોસા સાખે ડોબરીયા ઉપર લખ્યું તે સહી દા. વીપ્ર રણછોડ કાનજી તે પટેલ દેવશી ડોસાના કેવાથી સહી કરી આપી છે અંકે રૂપીયા એકસો આઠ દા. સદર" આ પ્રમાણે ખાતાનો મજકુર છે. જે ભાષા વાપરી છે તે ઉપરથી વ્યાજનો નવો કરાર થયાનું દીસી આવતું નથી એ ભાષા ઉપરથી વ્યાજનો દર અસલથી ચાલતો તેનું કથન કરેલું ગણાય માટે નવો કરાર વ્યાજનો ગણવા કારણ નથી. આ કબુલાત માફીમાં આવે છે કેમકે તે સુધારો થયા પછીની છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૩/૯૫-૯૬ ફે. તા. ૨૮-૧૦-૯૫ (સંઘવી) ખીમજી જીવા વી. દેવજી ડોસા રે. આકડીયાના

"રૂ૧૪૦ બાકી લેણા ધણી રજુ પા. ૧૭૨ + અંકે + + + રોકડા લેણા છે તેનું વ્યાજ માસ ૧ દરસેંકડે ટકા ૧ લેખે વાધે અંગ ઉધારે વાધે હસ્તે વાલા નગાજણ રજુ" આ ખાતું બાકીનું છે. ને તેના મજકુરથી નવીન વ્યાજનો કરાર કર્યો હોય એમ પ્રથમ દર્શનીય જણાતું નથી વળી તે નીચે સહી નથી. પણ દેણદારે પોતે કાઢી આપી હોય તો કબુલાત થાય વળી સુધારા પછીની છે માટે માફીમાં આવે છે. આ ખાતામાં ઉપરની બાકી નીચે "૨૧ + + + તેનું વ્યાજ ઉપર લખ્યા પ્રમાણે દેવું છે હા.

લવા નગાજણ આ રૂપીયા પરચુરણ દેવા સારૂ લીધા છે લીં. પટેલ નકલી સંઘાણીના કેહેવાથી વાંલા નગાજણ રજુ સહી દા. પા. મંગ. જી હંસરાજ ધણીના કેહેવાથી સહી કરી આપી છે" આવા મજકુરની રકમો તે રોકડ લીધેલી છે ને તેમાં લખેલો વ્યાજનો કરાર નવીન ગણવા પ્રથમ દર્શનિક હરકત નથી તેથી તેની કરારની લાગત લેવી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૨૦ સને ૧૮૮૨-૮૩ ફે. ૭-૧૧-૮૫.

| દસ્તાવેજનો પ્રકાર | | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| કબુલાત—જુવો પટો કિંવા કબુલાત, નંબર ૨૦. | | |
| કબુલાત કરવાનો કરાર—જુઓ નંબર ૭. | | |
| કર્જ—ગીરવી ઉપર-જારતી કાઢવાનો દસ્તાવેજ-જુવો નંબર ૧૧. | | |
| ૫—કંપનીના નિયમ—કોઇપણ કંપનીના નિયમ (આર્ટિકલ્સ ઓફ એસોસિયેશન) તથા ઠરાવ (મેમોરેંડમ ઓફ એસોસિયેશન). આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૮ અને ૪૩ ને મળતી છે. | ... ... ... ... | દસ રૂપૈયા. |
| ૬ કરાર કિંવા કરારની યાદી. જુઓ મારી પરિશિષ્ટ ૨ (નંબર ૧) | (ક) કોઇપણ સરકારી સિક્યુરિટીના કિંવા કોઇપણ કંપનીમાંના ભંડોળના ભાગના (શેરના) કિંવા હુંડી વેચાણ સંબંધી હોય તો. | એક આનો. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫ ને મળતી છે. | (ખ) કરાર વિષે કિંવા કરારની યાદી વિષે આ નિબંધમા બીજી રીતનો ઠરાવ કર્યો ન હોય તો. | આઠ આના. |

( ૭૭ )

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીતે આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો ( જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞા પત્રીકા બા. ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરતો સુધારો ) આ સુધારાનો અમલ સદરહુ તારીખથી ( પ્રસિદ્ધ થયાની ) કરવા દી. સ્ટાં. ખુ. ૨. નંબર ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨નો ઠરાવ આ. ૫. પા. ૩૬ બાગ ૨ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે.

આ રકમ પ્રમાણે જે કરાર કિંવા કરારની યાદી આવવાની તે પૈકી જેને વાસ્તે માફી તે પરીસીષ્ટ ૨ રકમ ૧ માં બતાવી છે ( જુઓ દી. સા. ખુ. ૨. નંબર. ૪૯-૫૪ સને ૧૮૮૯-૯૦ ફેં ૧૮-૧૦-૮૯ વડોદરા વત્સલ પૃ. ૯-૧૦ તા. ૨૨-૩-૯૧ તથા ૧૭-૫-૯૧ ઉપર )

" પટેલ જીવાભાઇ કીશોરભાઇના ઉપર શા. જેઠાભાઇએ જપ્તીની દરખાસ્ત કરેલી તેથી તેની જંગમ મિલકત જપ્તી કરવા આવેલા તે વખતે જીવાભાઇની વત્તી રૂા. ૨૦ ) અમોએ આપવા કબુલ્યા છે તે અમો ઘર ઘરેઉ આપશું " લખનારે દસ્કત નાંખ્યા પછી લખી આપનારે સહી કરી છે લેખ પરી. ૧ રકમ ૪ માં આવતો નથી. લખનારને સાક્ષી તરીકે મનાય તેવું નથી કારણ સહી પેહેલાં કર્યું છે તેથી ખત નથી આ લેખ કરાર થાયછે ને તેને પરિશિષ્ટ ૧ રકમ ૬ પ્રમાણે ૦ાા નો સ્ટાંપ જોઇએ ( જુઓ. દી. શા સ્ટાં. ખુ. ૨, નંબર ૨૨/૯૦-૯૧ ફે ૨૯-૧૧-૯૦ વો. ૧ પૃ. ૧૦૧ ઉપર ).

" ૧૫, બાકી પાછલું નામુ સમજીને આ ખાતાનું વ્યાજ ૦ાાર લેખે કર્યું છે પગાર લેણો છે તે જમે કરજો મુખત્યારનામું આપ્યું છે. " સહી કરી છે. મુદતના કાયદાને વાસ્તે આ ખાતું કરાર ગણાય છે ( જુઓ દી. શે જા. નં. ૯૧૮ તા. ૩૦-૧૧-૭૭ ) બ્રીટીશ કાયદામાં ( સ્ટાંપ નિબંધમાં ) કરાર માન્યો નથી પણ આ રાજ્યના સ્ટાંપ નિબંધ ૨૦ ની શબ્દ રચના જોતાં આ ખાતુ કરાર ગણી રૂા. ૦ાા નો સ્ટાંપને પાત્ર છે ( જુઓ. દી. શા. સા. ખુ. ૨. નંબર. ૧૫/૮૯-૯૦ ફે. તા. ૩૦-૧૨-૯૦ ખુ. વો. ૧ પૃષ્ટ ૧૧૧ (૭)

લખી લેનારે લખી આપનારને અમુક કામ સારૂ અવેજ ધીરે તો તે અવેજના, રૂપૈયાના સંબંધે લખી આપનારે અમુક શરતો પ્રમાણે વર્તવું, એટલે, તે અવેજ બદલ અમુક રકમ લેખે વ્યાજ આપવું તથા લખી આપનારને જે અવેજ સરકારમાંથી મળવાનો થાય તે અવેજ લેવા સારૂ તેણે લખી લેનારને મુખત્યારનામું આપવું વિગેરે કરાર છે"ઠરાવ્યું કે આ દસ્તાવેજથી વાસ્તવિક ધીરવાનો વેહેવાર થયેલો ગણાય નહીં, તેથી તે મુખ્ય લેખ નથી ને ખત મનાય નહીં પરંતુ કરાર કિંવા કરારની યાદીમાં આવે છે. ( જુઓ સ્ટાં. ખુ. ૨ નંબર ૭૭ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૬-૩-૯૧ વો. ૧ પૃ. ૧૫૭ ઉપર.

અમુક રકમ સુધી ખપ પ્રમાણે જે ઉપાડ કરવામાં આવે તે બદલ લેણદેણનું જુદાહીદા ખાતું પાડી આપવામાં આવશે, તથા ઉપાડ કરેલી રકમો માટે વ્યાજ, મનોતી, દીવાલી સરપાવ આપવામાં આવશે, ઉપાડનો હીસાબ દસ્તરસે કરવામાં આવશે ને ઉપાડ કરવા સંબંધે સરતો છતાં જે ઉપાડ કરવામાં આવે તે બાબત સ્થાવર મિલકત સાનમાં આપ્યાનું લખ્યું હતું ઠરાવ્યું કે આ દસ્તાવેજ મુખ્ય લેણદેણનો

નથી. વેહેવાર થાય તોજ માત્ર સરતો પ્રમાણે વર્તવાને બંધાયા છે તેથી કરારમાં આવેછે. કરાર પુરો કરવા તારણ દાખલ સ્થાવર મિલકત લખી આપી છે તેથી તે મજકુર ગીરોખત થાયછે (જુઓ. દી. શા. સ્ટાં. પ્રુ. ૨ નંબર ૪૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૬-૪-૯૧ સ્ટાં. પ્રુ. વો. ૧ પૃ. ૧૭૫) દી. સ્ટાં. પ્રુ. ૨ નં. ૧૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૪-૯-૯૧ વો. ૨ પૃ. ૮૦

દસ્તાવેજનું સ્વરૂપ એવું હતું કે લખી આપનારે તેલ, મેણબત્તી, વિગેરે માલ પુરો પાડવા કંન્ટ્રાક્ટ રાખેલું તે પ્રમાણે માલ ખરીદ કરવા સારૂ જે રૂપીયા જોઇએ તેનો ઉપાડ દસ્તાવેજ કરી લેનારને ત્યાંથી કરવો ને જે અવેજ ધીરે તેના વ્યાજ વિગેરેના સંબંધે અમુક સરતોથી ચાલવું ને લખી લેનારને અવેજ સરકારમાંથી પરબારો આપવા મુખત્યારનામું આપ્યું તે આધારે લેતા જવો ને અમુક વ્યાજ આપીશું કંટ્રાકટનો માલ લખી લેનારના તાબામાં રાખવો એવો કરાર કરેલો છે તે દસ્તાવેજથી વાસ્તવિક ધીરવાનો વેહેવાર થયેલો ગણાય નહીં તેથી તે મુખ્ય લેખ ઠરતો નથી ને તેને ક. ૨૩ લાગુ નથી ને ખત ગણાય નહીં કરારછે (જુ. દી. શા. સ્ટાં. પ્રુ. ૨ નંબર ૨૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૪-૫-૯૧ સ્ટાં. પ્રુ. પ્રુ. વો. ૧ પૃ. ૨૧૧ )



"આપણે દેરાણી જેઠાણી છીએ ધણી આપણાં બંનેના ગુજરી ગયા છે ને તેઓની માલ મીલકતના સરખે હીસ્સે આપણ બંને માલીક થયા છીએ પણ હું વડીલ તેથી વહીવટ કરૂં છું, દરમ્યાન તમારૂં મન ઊંચુ થવાથી નીમે હીસો લેવા મારા ઉપર તમે દાવો કર્યો તેથી ઠરાવ સલાહ કરી કર્યો છે કે તમામ મીલકત નીમે હીસ્સે છે તે નીમોનીમના દરેક માલીક છીએ દસ્તાવેજ દુકાન ખાતે લખી લેવામાં આવે તે આપણા બંનેના નામથી લખાવી લેવા. રોકડ સીલક તથા કીમત સામાન બંનેના તાબામાં ને બંનેની નજર તળે પેટીમાં રાખવો. ચોપડાની વાકેફગારી આપવી. રૂ. ૧૦૦ ઉપરની સીલક ઉપરની પેટીમાં રાખવી. એક વિચારથી ધીરધાર કરવી. કોઇ હાજર ન હોય તો રૂ. ૧૦૦ કરતાં વધારે ધીરધાર કરવી નહી આપણી બંનેની દીકરીઓના લગ્ન મજમુ મીલકતમાંથી કરવાં. દાવો કર્યો તેનું ખર્ચ મજમુમાંથી આપીશું. એકંદર મીલકતની યાદી દરેકે રાખવી. સામસામા લેખ કર્યા છે. તકરાર પડે તો જમનાદાસને સરપંચ નીમ્યા છે." આ દસ્તાવેજ કરારની યાદી છે. કેમકે તેનો સમાવેશ વ્યવસ્થા પત્ર, વેહેચાણ પત્ર, વહીવટનું ખત ત્રણેમાંથી એકેમાં આવતો નથી. ખત નથીજ માટે સ્ટાંપ રૂ. ાાનો બરાબર છે. (જુ. દી. શા. સ્ટાં. પ્રુ. ૨ નંબર, ૨૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૪-૫-૯૧ વો. ૧ પૃ. ૨૧૬ ઉપર).

"અમારી તમારી માતુશ્રીએ વીલ કર્યું છે તે વીલ અમારા નામથી છે તે પૈકી ઘર ૧ નંગ ૧ તેમાં તમને નિમે ભાગ આપવા તે વેચાય નહીં વેચાય તો તમને નીમે હીસો આપીએ દાગદુગી નીમોનિમ કરવી." આ દસ્તાવેજ કરાર છે પરી. ૧ રકમ ૬ મુજબ સ્ટાંપ જોઇએ. (સ્ટાં. પ્રુ. નં ૬૭ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૦-૬-૯૧ સ્ટાં. પ્રુ. વો. ૧ પૃ. ૨૯૯

*" જુવાર* પાલી ૧૦૦ મુળગી તેની જુવાર પાલી ૧૨૫ સવાઇ લેખે દેવી સં. ૧૯૪૭ ના ખલાભરાણે" ત્રીજા માણસે કરી આપનારના કેહેવાથી લખી આપ્યું છે. બીજાએ સહી કરી તેથી તે સાક્ષી તરીકે ઠરતો નથી ને ખત થતું નથી પણ પરી.૧ રકમ ૬ મુજબ કરાર ગણી સ્ટાંપ લેવો ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૩ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૫-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૦૨

" તમારા કબજાને હરકત કર્યા બાબત તમે માજીસ્ટ્રેટ કોર્ટમાં ફરીયાદ કરેલી ( ખીગાડના તોહોમતની ) તેનું રાજીનામું આપવું અમારે તમારા કબજામાં પેસવું નહીં ને અમે તથા અમારા ભાગીયાઓ તમારા કબજાને હરકત કરીશું નહીં. તમારો કબજો કાયમ છે. " આ લેખ કરાર થાય છે. ( જુ. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૯ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૭-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૦૫

બોનાઇને દરવરસે રૂા. ૧૩ હયાતી સુધી આપવા ( અન્નવસ્ત્રના ) લેખ લખી આપ્યો છે આ લેખ કરાર છે પણ તેમાં સાક્ષી હોવાથી ખત ગણવું જોઇએ ( દી. સ્ટાં. ખુ, ૨ નંબર ૧૨૯ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૮-૬-૯૧ વો. ૧ પૃ ૩૩૫.

દસ્તાવેજ લખી આપનાર क એનું બીજા પાસેનું લેહેણું હતું તે વસુલ થવા માટે કોરટ સબંધે ખર્ચ કરવો પડે તે વિષે લખી લેનાર ख ના ત્યાંહાથી જે ઉપાડ કરવામાં આવે તે બાબત વ્યાજ વિગેરેના બદલામાં કરી આપનાર क એ દસ્તાવેજમાં સરતો કરી આપેલી હતી કે, કોરટમાં દાવો કરતાં જે વસુલ આવે તે કરેલા ઉપાડના અનુક્રમે જમા કરવું, તથા બાકી વધે તેનો ચોથો ભાગ ख એ તથા ત્રણ ભાગ क એ લેવા; કોરટમાં ખર્ચ કરવો પડે તે ख ની પરવાનગીથી કરવો, તથા જે વસુલ આવે તે ख ને ત્યાંહા ભરવા; હારેલા દાવાનો ખર્ચ કરી આપનારે ભોગવવો; તથા તેનું વ્યાજ આપવું; કરી આપનારના જે ત્રણ ભાગ છે તે એકંદર ઉપાડ જે કરવામાં આવે તેમાં મજરે લઇ બાકી વધે તે કરી આપનારને હિસાબે આપે. એ વીગેરે શરતો દસ્તાવેજમાં હતી ઠરાવ્યું કે આ લેખ કરાર કિંવા કરારની યાદી છે. ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૫૬ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૭-૭-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ ૪૦૬

ગીરો વ્યવહાર પુરો કરવા સારૂ બીજો દસ્તાવેજ થાય તેને કલમ ૬ પ્રમાણે રૂા. ૧ નો સ્ટાંપ જોઇએ પરીસીષ્ટ ૧ રકમ ૬ આ નિબંધમાં ઠરાવ કરેલો ન હોય તેને લાગુ થાય છે ( જુ. દી. શા. સ્ટાં ખુ. ૨ નં. ૧૫૫ સને ૧૮૯૦-૯૧ ફે. ૭-૮-૯૨ વો. ૨ પૃ ૧૪

વીઘા ૨-૧૦-૦ નું શેરડીનુ તુળ મારૂં તમોને વેચાણ આપ્યું છે તે તુળ આજદીનથી ઉધાડી મોસમે શેરડી પીલી તેનો ગોળ કરી દોરીયા ભરી તમોને મારા ખર્ચથી આપવો. ને ખર્ચ મારે કરવો તે બદલ રૂા. ૨૭ તમારી પાસેથી લઇશ શેરડીના માલીક તમો છો તેથી શેરડી અથવા ગોળના રૂપીયા લેવાને તમારૂં માણસ રાખો તે તથા તમો ર્યો તે વિશે મુખત્યાર તમો છો તમો કહેશો તો નીકળતા ભાવથી

---

* આ ખાતાને કઢારાના ખાતાં કહેવાનો રીવાજ કાઠીયાવાડમાં છે. કઢારો એટલે વેપારી લોકો ખેડુતને દાણા ખાવા સારૂ અગર વાવવા સારૂ આપી તે દાણા મોસમે સવાયા, દોઢા, ( જેવો કરાર તે ) પ્રમાણે આપવા ખેડુત ખાતુ પાડી આપે છે તેને કઢારો કહે છે આવા કઢારાના ખાતા ઉપર સાક્ષી હોય તો ક. ૩ પેટા રકમ ૩ ग પ્રમાણે ખત થાય છે.

વેચીને વેચાણુ તમોને ભરીશું." આ દસ્તાવેજ કરાર છે પણ પક્ષકાર શેરડીના તુળ વેચાણનો ને ગોળ તૈયાર કરી આપવાના કરારનો સમજતા હોય તો વેચાણની રકમ નહી કરી ૫-૧ રકમ ૨૯ તથા કરાર માટે પરી.૧ રકમ ૬ ખ મુજબ સ્ટાંપ લેવો. માત્ર કરાર કહેતો ખુટતો સ્ટાં. ૫ લેવો (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૫ સને ૧૮૯૦-૯૧ દે. ૩૦-૮-૯૧ વો. ૨ પૃ ૩૦

કરી આપનારનો કરી લેનાર ઉપર કોરટમાં દાવો ચાલ્યો હતો તે છોડી દીધા બદલ લેખ થયો છે તે ફારકતી છે તેમાં "અમારા દાવા બદલ અમારૂં ખર્ચ અમારા શીર ને તમારૂં ખર્ચ તમારા શિર રાખી રાજીનામું દેશું એ મજકૂર ફારગતીનો અંગભુત નથી માટે પરી. ૧ રકમ ૬ ખ મુજબ ≡ા નો સ્ટાંપ લેવો. દી. શા. સ્ટાં. ખુ. નં. ૭ સને ૧૮૯૧-૯૨ દે. ૧૬-૯-૯૧ વો. ૨ પૃ. ૮૫

એક ત્રીજા શખસનું ખેતર અરધોઅરધ પોતપોતાના જૂદા ગીરો હકનું આપેલું તેનો સરકાર દફતરમાં ખેતરના ભાગવાર ઇસમોને નામે મોબદલો ન થઇ શકવાથી આખા ખેતરનો મોબદલો લખી આપનારને નામે થવા દીધો છે તેથી લખી આપનાર અથવા તેના વારસો તરફથી હરકત ન થતાં લખી લેનારને નિર્જોખમ રાખવા કરાર કરી આપો છે આ દસ્તાવેજ નિર્જોખમી ખત નથી કારણ ખતમાં આવતો નથી માટે કરાર છે (દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૨૫}{૯૧-૯૨}$ દે. ૨૩-૧૦-૯૧ વો. ૨ પૃ. ૧૦૭

અમારા વાંટાની જમીન મેળવવા સંબધે તમારે ખરચે દાવો લડી જમીન મેળવી અપાય તો તે જમીનનો અમુક ભાગ તમને આપવો એવી મતલબનો લેખ કરાર છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૬૭ સને ૧૮૯૧-૯૨ દે. ૨૯-૨-૯૨ વો. ૨ પૃ. ૧૪૮

ઇન્જીનીયર ખાતામાંથી કન્ટ્રાકટરો સાથે કરારનામાં થાયછે તે કરાર ગણી લાગત લેવી તેને કોર્ટ ફી ટીકીટ પણ લગાડી શકાય નહીં હુ. સ્ટાં. આ. નં. ૪૪૮૦ તા. ૧૩-૫-૯૨ વો. ૨ પૃ. ૨૨૭

ટીપ—સ્ટાંપ નિબધ ક. ૯ માં સુધારો થયોછે તે જુઓ.

"અમારા વડીલનું તમારી પાસે લેણું હતું તેનો આજરોજ પંચ મારફતે નિકાલ કર્યો અમારા ભાઇ + + એ તમારા ઉપર ફરીયાદ કરી તેનો (ઠરાવ) સદર દાવાના રૂ. ૧૯૧ મુ. નં. ૪૯૫ સને ૧૮૮૯-૯૦ નો કર્યો હતો તે નીચે પ્રમાણે ૩૩, કપાસ + + + ૨૮ વગડુ + + + ૩૧ બલધ ૧ ૧૨, તમાકુ મણ ૩. ૨૨, ખાંડું ૧, ૧૬, ખાંડુ ૧ + + + ૧૮ ખાંડુ ૧ + + + સદર ઉપર બતાવ્યા પ્રમાણે નિકાલ કર્યો છે ફક્ત દાવાના રૂપિયાનો નિકાલ કર્યોછે તે બરોબર છે." મુનસફે પાવતી ગણીને રૂા ૦-૧-૦ લાગત દંડ સાથે લીધીછે તેની નકલ સુબા તરફ ક. ૩૧ પ્રમાણે જતાં સુબાને સ્વરૂપ વિશે શંકા આવ્યાથી ખુલાસો પુછ્યો ઠરાવ્યું કે આ પ્રકરણ ક. ૪૧ પ્રમાણે મોકલ્યું છે પણ તે કલમ આ પ્રકરણને લાગુ નથી કરેલો નિકાલ બંનેને મંજુર છે એટલોજ માત્ર કરાર છે માટે પરી. ૧ રકમ ૬ મુજબ ખુટતી લાગત લેવી. (દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૫ સને ૧૮૯૦-૯૧ દે. ૨૫-૧૦-૯૨ વો. ૩ પૃ. ૧૫

સ્થાવર મિલકત રૂ. ૮૦૦) માટે વેચાણ આપ્યાનું લખી તે મધ્યે બાનાના રૂપીયા ૨૫) લીધા તથા બાકી લેવાનાએ ને પાકું ખત કરવાનું તેમાં અમો મનુ તથા શાખો કરી આપીશું ખર્ચ અમારે માથેછે આ મજકુરનો દસ્તાવેજ વેચાણ કરવાના સ્વરૂપનો છે માટે પરી. ૧ રકમ ૬ મુજબ ા લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૬ સને ૧૮૯૨-૯૩ વો. ૩ પૃષ્ટ. ૨૯ રે. તા. ૨૯-૧૧-૯૨ તથા ખુ. નં. ૭૧ સને ૧૮૯૫-૯૬ રે. ૧૮-૫-૯૬ આ. પ. બા. ૨ પૃ. ૪૮૫ તા. ૪-૬-૯૬

"તમોને જીવાઇ ખાતે આપેલું ઘર ૧ ઓરડી સુધાંત ખેતર કુંભા. ૨ તથા વાસણ નીમોનીમ વેહેંચી લીધાં છે પલ્લાના દાગીના તે ઉપર ધીરજનો અને બાઇ સરસ્વતી વેચાણ કરે આ દાગીના ગીરો મુકેલા છે અને તથા જજમાન બેઉ જણાનાં પંતીયાલા છે. આજદીન સુધીનું દેવું ઉ-દીગંગાનું ધીરજ આપે" આવા મજકુરનો દસ્તાવેજ કરાર છે કારણ જીવાઇ સારૂ મિલકત આપેલી છે બાકીની બાબતોનો ઉલ્લેખ કર્યો છે તે પણ કરારજ છે દી. શા. સ્ટાં ખુ. ૨ નંબર ૧૦ સને ૧૮૯૧-૯૨ રે ૬-૧-૯૩ વો. ૩ પૃ ૩૫

"*મારૂં ઘર છે ત્યાંહા પાણી લેવાને માટે અરજ કરૂં છું વખતે વખત જે જે દર તથા નિયમ ઠરાવવામાં આવશે તે પ્રમાણે હું પાણી લેઉ તેના માટે આપવાનું માથે રાખુ છું દર લગાડવા સારૂ વોટર વર્કસ ખાતાના અધિકાર આપેલા ઇન્સ્પેકટરોને મારૂ ઘર જોવા દેઇશ. મારે નામે ચાલશે ત્યાં સુધી દર ભરીશ નિકળીશ ત્યારે ખબર કરીશ મિટર લગાડ્યા શિવાય મારા ઘરમાંથી મારા પડોશીને પાણી લેવા દેઇશ નહીં. અ-થવા બીજા ઘરની સાથે નળનો સંબંધ કરવા દેઇશ નહીં અને તમારી ઓફીસની પ્રથમ પરવાનગી લીધા શિવાય સરવીસ પાઇપને વધારવા દેઇશ નહીં અથવા વધારે ટોકે લગાડવા દેઇશ નહીં વખતે વખત જે નિયમ કાયદા થશે તે પ્રમાણે વર્તીશ" આવા મજકુરની અરજી વોટર વર્કસ ખાતામાં કરવી પડે છે તે નમુનો જોતાં તેને કરાર પરી. ૧ રકમ ૬ પ્રમાણે રૂ ા નો સ્ટાંપ જોઇયે દી. સ્ટાં. ખુ. ૪૯ સને ૧૮૯૨-૯૩ રે. તા. ૨૪-૧-૯૩ વો. ૩ પૃ. ૫૪

લખી લેનારની ભેંસ દુધ તથા ઘી વિગેરે ખાવા લખી આપનારે પેજે રાખી તેના બદલામાં ભેંસની ખોરાકી આપવા તથા રૂ. ૧૨ આપવા લખી આપ્યું છે સહી છે સદી નથી માટે કરાર થાય છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૫૮ સને ૧૮૯૧-૯૨ રે. ૨૦-૨-૯૩ વો. ૩ પૃ. ૭૬

આડગીરેદારે મુળગીરો મુકનાર પાસેથી અવધ કરાવી લઇ લેખ કરાવી લીધો છે તે કરારના સ્વરૂપનો છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૬૨ સને ૧૮૯૧-૯૨ રે. તા. ૨૦-૩-૯૩ વો. ૩ પૃ. ૭૭.



---

* આ રેફરન્સ ચીફ ઇન્જીનિયર ખાતાથી થયું છે. આ રેફરન્સ કરવા તેને ક. ૪૧ થી ૪૪ સુધીની જોતાં અધીકાર નથી. છતાં શા આધારે થયું છે તે જણાતું નથી.

ખાતા બાકીમાં "વ્યાજ સેંકડા એક માસ ૧ રામ ૧૦ લેખે કર્યું છે દિવાળી બાકી અધિક માસ સુદ્ધાંત આપીએ" લખ્યું છે, તે કબુલત ન થતાં કરાર થાય છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૨૮.

ખાતા બાકીમાં "વ્યાજ ટકા ૧ અકે ટકા એક લેખે ખરેખરૂં દીવાળી બાકીના હિસાબથી ગણી આપીશું" એવા બોલ છે તેથી તે કરાર છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૧૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૩૧.

ખાતા બાકીમાં "આ રૂપીયાનું વ્યાજ ટકા બે લેખે કર્યું છે" એ શબ્દથી નવીન વ્યાજનો કરાર કર્યો એમ પ્રથમ દર્શનીય માનવું જોઇએ. માટે કરાર પ્રમાણે ગણી લાગત (પરી. ૧ રકમ ૬ ખ મુજબ) લેવી. આ ખાતું કરાર ઠરે છે તેથી નવીન સુધારા મુજબ બાકી મળે કે નહીં તે વીચાર કરવાનો નથીજ. દી. શા. સ્ટાં. ખુ નં. ૧૦૧-૧૦૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૩૨ તથા દી. શા. ખુ. નં. ૯૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૯-૯-૯૩ વો. ૩ પૃ. ૨૩૪-૨૩૬ તથા સ્ટાં. ખુ. નં. ૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૩૮.

ખાતા બાકીમાં "વ્યાજ માસ ૧ એકે રૂા. ૧ દોકડો એક લેખે આપવું ઠરાવ્યું છે તે દીવાળી બાકીથી ચૂકાવી ગણી વ્યાજના વ્યાજ સાથે આપીશું" આ બોલથી તે ખાતું કરાર થાય છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૨ સને ૧૮૯૩-૯૪ ફે. તા. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૩૮ તથા સ્ટાં. ખુ. નંબર ૩૫ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૯૬ તથા ખુ. નંબર ૮૬ સને ૧૮૯૪-૯૫ ફે. ૬-૬-૯૫ આ. ૫ બા ૨ પૃ. ૫૬૦ તા. ૨૦-૬-૯૫.

ખાતા બાકીમાં "વ્યાજ માસ ૧કે સત ૧॥ લેખે કર્યું છે તે પ્રમાણે ચડાચડી આપીએ" બીજા લેખમાં "વ્યાજ રામ ૧૨ અંકે રામ ૧૨ લેખે ખરૂં આપીશું" આ પ્રમાણે લખ્યું છે તેથી સ્ટાં. ખુ. નં. ૮૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ પ્રમાણે આ લેખો કરાર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૧ પૃ. ૨૪૩.

ખાતામાં ૨૦૦-૩-૬ સરવાળો સુધી + + + "અંગ ઉધારે દેવા તેનું વ્યાજ રામ ૧૦ લેખે મોળું કર્યું છે તે દીવાળી બાકી અધિક માસ ગણીને આપીએ આ ખાતાનો આપલેનો ઉપાડ થાય તેની આડત સેંકડે એક રામ ૪ ચાર સરવાળે આપીએ હા. પોતે" આ પ્રમાણે લખ્યું છે દેણદારની સહી નથી માટે જો દેણદારે પોતે લખેલું હોય તોજ તે સબંધે સ્ટાંપ લાગતનો પ્રશ્ન ઉઠે નહીંતો નહીં ઉઠે. ખાતાનું લખાણ દેણદારના હાથનું છે એમ માની ચાલતાં તે કરાર કે કબુલત કયા સ્વરૂપનું છે તેનો વિચાર કરતાં આ ખાતુ કરારના સ્વરૂપનું છે કેમકે તેમાં વ્યાજ આપવાનો કરાર કરેલો છે તથા બીજા પણ કરાર છે માટે પરી. ૧ રકમ ૬ ખ મુજબ લાગતને પાત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૯-૯-૯૩ વો. ૩ પૃ. ૨૬૮.

મંડાળા ગામમાં કપાસનું જીન છે તેમાં કપાસ પીલાવ્યાના બાર એકે રૂા. ૪-૨-૦ લેખે પીલવાનો કરાર કર્યો છે ને તે નીચે હ૦

રેક માણસને કેટલો કપાસ પિલવાનો તેનો આંકડો લખી તે દરેક માણસે સહી કરેલી છે તેથી આ લેખ એકજ કરારનો લેખ છે કે દરેક માણસે જૂદી જૂદી સહી કરી તે માટે દરેક કરાર જૂદો જૂદો કરાર ગણવો ? ઠરાવ્યું કે આ કરાર એકાજતે એકામતેનો કરેલો ન છતાં દરેક ઇસમે પોત પોતાના પુરતો કેટલો કપાસ પિલાવી લેવાનો છે તે વીશે જુદો કરાર કરેલો જણાય છે માટે દરેક માણસ દીઠ જુદો જૂદો કરાર સમજી લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૩૦-૯-૯૩ વો. ૩ પૃ. ૨૭૩

" + + + જમીન એ હદ વચ્ચેની વેચાણ રાખેલી તે જમીન તમો ઇંગ્રેજી રાજ્યના રેહેવાશી હોવાથી તમારે નામે સરકારમાં દાખલ થાય નહીં તે કારણથી મોબદલો મારે નામે દાખલ કરાવ્યો છે પણ માલીક તમે છો મારો કશો હક્ક નથી સરકારમાં દાખલ થવાનો વખત આવેથી તમે જ્યારે કેહેશો ત્યારે તમારે નામે દાખલ કરાવી આપીશું " આ મજકુરથી વેચાણ ખત થતું નથી કારણ વેચાણનો વેહેવાર લાગતો નથી જમીન નામ ફેર કરાવી આપવાનો કરાર છે માટે પરીસીષ્ટ ૧ રકમ ૬ ख મુજબ લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૨-૧૧-૯૩ વો. ૩ પૃ ૨૭૯

મતાદારીનું તથા મુખીપણાતું કામ કેવા વારાથી કોણે કરવું તેની ગોઠવણ કરી લેખ કરી આપ્યો છે ( સામસામા ) બન્ને લેખમાં ઇનામ ચાકરી વિશે સરકારમાંથી રૂા. ૪॥ મળે છે તે બંન્નેએ સમાઇક પણાથી લેવાદેવા લખ્યું હતું ઠરાવ્યું કે કરારનો દસ્તાવેજ છે ને રૂા. ૪॥ બદલ મજકુર કથનકારક છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૭૪ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૨-૧૧-૯૩ વો, ૩ પૃ ૨૮૪ તથા. સ્ટાં. ખુ. નં ૧૮૧/૯૪-૯૫ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૩૪

ઘર વેચાણ આપ્યું તેની કીંમતના બાના પેટે કલ્લા રૂા. ૧૫૦ તથા રૂપિયા ૧૫૦ લીધા વિશે તથા સ્ટાંપકાગળ ઉપર વેચાણ ખત કરી આપવા વિશેનો લેખ કરી આપ્યો હતો ને તે ઉપર સહી થઇ છે આ લેખ કરાર છે ને પરીસીષ્ટ ૧ રકમ ૬ ख પ્રમાણે લાગતને પાત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૪૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૨-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૯૦

સાક્ષી કરનારે "આ દસ્તાવેજમાં લખેલી જમીન મારે નામે થઇછે પણ તમારા ગીરોના રૂપીયા પુરતા થયા શિવાય અમારો કંઇ હક્ક નથી" આ મજકુર લખ્યો છે તે કરાર પ્રમાણે લાગતને પાત્ર છે કેમકે તે ગીરોખત કરી લેનાર સાથે સાક્ષીએ કરાર કર્યોછે દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૧ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૨૯

अ (નોકરે) बને દસ્તાવેજ નોકરી રહ્યા બાબત તથા નોકરી બદલ દર માસે રૂા. ૬ પ્રમાણે દરસાલ રૂા. ૭૨ લેવા વિષે કરી આપે છે એ દસ્તાવેજમાં નોકરી કરવાની મુદત ઠરાવેલી નથી કરાર છે ને તેને કલમ ૨૨ લાગુ થતી નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૩૨

ભાભીએ દીયરને લેખ કરી આપ્યો છે કે "પંચના ઠરાવ પ્રમાણે અન્ન વસ્ત્ર લેઈશ, યાત્રા માટે અમુક રકમ લેઈશ છોકરીના લગનમાં અમુક રકમ વાપરવી ઘરમાં હયાતી સુધી રહીશ ઘરને દુકાન ઉપર માલકી નથી મુવા પછી રૂા. ૧૦૦૦ આપી લેવું" આવો મજકુર હોવાથી તે કરાર થાયછે દી. શા. સ્ટાં ખુ. નં. ૫૪ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૯-૪-૯૪ વો. ૩ પૃ. ૩૬૩

"૧૭ ફાગણ સુદ ૧૧ કબુલત નગ ૧ મોચી + + + ની કરી મોચી + + + ઉપર લખ્યા રૂપીયા દેવા અંકે સતર (સહી)" ત્રીજા શખસની વતી કબુલ કરી ખાતું પાડી આપ્યુંછે આ લેખ કરાર થતો નથી પણ કબુલત છે રૂા. ૨૦) ની અંદર હોવાથી માફીમાં આવે છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૯-૭-૯૪ વો. ૩ પૃ. ૪૭૫

વેચાણ ખતમાં વેચાણની રકમ પૈકી થોડી રકમ પોંચ્યાનું લખી બાકીની રકમ મોઅદસો કરી આપ્યા પછી લેવા લખ્યુંછે પણ આ બાબતનો આગળ દસ્તાવેજ કરી આપવા વિશે તેમાં ઉલ્લેખ નથી તેથી તે બાના ખત થતું નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૫૦૫

"મારૂં તમારૂં ઘર એક શેરીમાં છે અને તમારા ઘરની ખડકીની હદ વિષે તકરાર પડવાથી તેનું આજરોજ સમાધાન કર્યું છે + + + + પાયો નાખવો એટલે તે ખડકીની અંદરની જમીનમાં અમારો હક્ક નથી અને ખડકી આગળ બાહાર ખડકી અંદરની જમીનમાં અમારો હક નથી + + + વિગેરે લખી સદર તમારી જમીનમાં અમારો હક નથી ને અમારી જમીનમાં તમારો નથી" એવો મજકુર છે તેથી તે દસ્તાવેજ કરારછે દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૩૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૩૧-૭-૯૪ વો. ૩ પૃ. ૫૦૭

મૃત્યુપત્રના લેખમાં બાઇએ (છોકરાની માએ) અમુક રીતે ચાલવાનું કબૂલ કરેથી તેને ભરણ પોષણ વિગેરે મળવાનું લખ્યું છે તે પ્રમાણે બાઇ કબૂલ હોવા તેણે મૃત્યુ પત્ર ઉપર સહી સાક્ષી થયા પછી કબુલત લખી આપી છે મૃત્યુ પત્રને સ્ટાંપની માફી છે પણ આ કબુલતને કરાર પ્રમાણે સ્ટાંપ લેવો. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૦ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૦-૩-૯૩ વો. ૩ પૃ. ૯૯

ડાંગર અમુક વાયદાથી આપવાનું વચન છે તેમાં સાક્ષી નથી તેથી કરાર છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૮૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૯-૯૩ વો. ૩ પૃ. ૧૯૬.

લખાવી લેનાર પાસે લેખમાં દર્શાવેલી જમીન કેટલાક વરસની અવધ વસ્તે છે તે મુદત પૂરી થઇ હોય તો કમી રૂપીઆ આપવા, ને પૂરી થઇ નહીં હોય તો વધારે રૂપીયા આપવા, એમ ઠરાવી રૂપીયા લઇ જમીન ખાતે દાખલ કરાવી આપવાનો કરાર એ દસ્તાવેજથી થયેલો છે તેથી તે કરાર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૯૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૯-૯૩ વો. ૩ પૃ ૨૦૧.

"૬૮-૪-૦ પાછલા ખાતાનો હિસાબ સમજીને કાઢ્યા તે દેવા. એ રૂપિઆનું વ્યાજ દામ ૧૨ બાર લેખે દીવાળી બાકી અધિક

માસ ગણીને આપીશું તે સહી છે. ઉપર લખેલા રૂપીયા અંકે સવાઅડસેઠ દેવા છે" (સહી) આ ખાતું કરાર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૧૭ તથા તથા સ્ટાં. ખુ. નં. ૮૩ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૨૧.

ટીપ—આ ખાતાને એક આનાની ટીકીટ હોવાથી દીવાન કોરટે રૂા. ૦-૭-૦ લાગત દંડ સાથે લીધી છે તેની નકલ કલમ ૩૧ પ્રમાણે સુબા તરફ જતાં તેને કમુસત પ્રમાણે વાપરેલો સ્ટાંપ પુરતો જણાય ખુલાસો થવા લખ્યું છે એક આનો મજરે આપવો કે નહીં? તે પ્રશ્નઆ કામે નિકળ્યો નથી. સહી કર્યા પછી "રૂા. ૨૭૫ ઘર ઉપર દેવા છે તે જુદા છે" એમ લખ્યું છે તે મજકુર વિશે પ્રશ્ન નિકળ્યો નથી આ ઠરાવમાં લખ્યું છે કે, આ પ્રશ્ન અમાર આગળ ન હોવાથી ઠરાવ કર્યો નથી.

બાકીમાં "વ્યાજ ૪સલે સવાયું કર્યું છે" અથવા "૫સરે સવાયું કર્યું છે તે આપીશું" એવા બોલ છે તેથી કરાર થાય છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૧ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૨૩.

"કસુંબીયાવાડમાં અમારૂં ઘર છે તે તમોને નદાવા વેચાણ આપી તેનો દસ્તાવેજ કરી આપવામાં આવ્યો છે તેની કીંમત રૂા. ૨૦૦૦ તમારી પાસેથી લેવાના તેની સમજુત નીચે મુજબ કરી છે કે રૂા. ૧૫૦૦ રોકડા લીધા છે રૂા. ૫૦૦ બાકી રહ્યા તેને પેટે તે ઘરના નીચેનો ભાગ અમે જીવતાં સુધી રેહેવા રાખ્યો છે રૂપીયાનું વ્યાજ નહીં ને ઘરનું ભાડું નહીં અમારા ગુજર્યા બાદ અમારી ઉત્તર ક્રીયા થવા માટે તેર માસ સુધી તે અમારા કબજામાં રાખીશું બાદ ઉપર લખેલા રૂા. ૫૦૦ અમારી ચરણજીવી બાઇ શાંકુના વિધમાને અમે ખતાસીએ તે પ્રમાણે વ્યવસ્થા કરવી ને નીચેનો ભાગ સ્વાધીન લેવો" આવી મતલબનો દસ્તાવેજ ગીરો ખત નથી તે કરારછે ને પરી.૧ રકમ ૬ મુજબ લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૯-૮-૯૪ આ પ. ભા. ૨ પૃ. ૨૨૮

"એ જમીનમાંનો આંબો ૧ તમારા કબજા વહીવટમાં આપ્યો છે બીન જળાઉ લાકડા અમે કાપી લેઇશું" આ મજકુરનો દસ્તાવેજ કરાર છે. કેમકે માલકી આપી દીધી એમ માનવું કઠણ છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૬ સને ૧૮૯૩-૯૪ ફે. ૩૦-૮-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૨૯.

બાપને દીકરા વચ્ચે કરાર થયા છે કે "(૧) મારા નામ ઉપર લેણાના દસ્તાવેજ છે તે તમારા નામ ઉપર કરાવી લઇ મારા નામના રદ કરી તમારે નામે કબુલી તે લોકો તરફથી ફારગતી અપાવી દેવી, (૨) તમારી પાસેથી રૂા. ૨૦૦ લીધા છે મારા લેણામાં દેવા સારૂ લીધા છે. તેથી મારે માથે જેટલું દેણું હોય તેના જોખમદાર તમે નથી માત્ર પેલી કલમમાં કહ્યું તે કસમોનું લેણું તમારે આપવું (૩) ખોરડા ખેતરમાં તમારો નીમે ભાગ છે તે અડધ ભાગના રૂપીયા તે ઉપરના કરજદારોને આપવા આવશે તો ભાગ કાઢી આપીશું [૪] બજાર નગ્નીના ખોરડામાં તમારો ભાગ હીસ્સો નથી તે મારી સુવાંગ છે વીગેરે" આ કરાર બાપે લખી આપો છે આ

બધા વેહેવાર એકજ દસ્તાવેજ છે બીજી બીજી બાબતો સબંધી નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૩૭ સને ૧૮૯૩-૯૪ ફે. ૩૧-૮-૯૪ આ. ૫. બા. ૨ પૃ. ૨૩૧

આપણુ બંનેને અંદર અંદર તકરાર ચાલતી તેનો નિવેડો અંદર અંદર કર્યો છે આપણે બંન્ને ઉતકારશાના ચેલા છીએ ને તેની મીલકતમાં સરખા ભાગદાર છીએ તેથી લેણું દેવું જે કાંઇ હશે તે આપણે બે જણે મળીને આપેલું તથા લેવુ. તથા ભીખ વિગેરે જે કાંઇ છે તે બે જણે મળીને ઉઘરાવવી ને એકઠા સંપીને રહીને ગુજારો કરવો તમે + + રહોતો તમને ખરચ આપીએ નહીં અજોધ્યા શા ઉપર હુકમનામું મારા નામનું છે તેમાં તમે ભાગદાર ખરા પણ તેની દરખાસ્ત મારા નામથી આપું તેમાં તમારે આડે આવવું નહીં" આ મજકુરનો દસ્તાવેજ વેહેચણ પત્ર કે ફારકતી નથી કરાર છે ને તે મુજબ રૂ. ०॥ લાગત લગાડેલી બસ છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૨/૯૩-૯૪ ફે. ૨૬-૮-૯૪ આ. ૫ બા. ૨ પૃ. ૨૩૭ સને ૧૮૯૪-૯૫.

"મે તમારી પાસેથી પાકલ ઇંટો ૧૪૦૦૦૦ એક લાખ ચાલીસ હજાર એકની કોરી ૧૦ પ્રમાણે રાખી છે તે ઇંટો માહા સુદ ૨ની અંદર પકાવી કારખાને પોંચાડી દેવી છે. તે અંદર ન થાય તો દરેક ચાશામી દીઠ રૂ. ૫ દંડ દેવો છે ચૌદ રૂપીયા અગાઉ લીધા છે" આવી મતલબનો દસ્તાવેજ કરાર છે ને તે જંગમ મીલકત સંબંધે હોવાથી પરીસીષ્ટ ૨ રકમ ૧ પ્રમાણે મારીમાં આવે છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૯-૯૪ આ. ૫ બા. ૨ પૃ. ૨૬૦ તા. ૨૯-૧૧-૯૪.

"રૂ. ૪૦ માં જમીન તમને વેચાણ આપી છે આ જમીન સંવત ૧૯૩૯ના સાલમાં અમોએ ઉપર લખેલુ ઘર વેચાણ આપેલું તે વખતે સ્ટાંપ કાગળ ઉપર બાના ખત કરી આપવું રહેલું તે આજરોજ આ બાના ખત કરી આપ્યું છે આ જમીનનું કાપડી કાગળ ઉ. પર તમો ખત કરાવશો તો સહી મતા કરી આપશું" આવી મતલબનો દસ્તાવેજ કરાર નથી પણ સાક્ષાત વેચાણનો વેહેવાર દર્શિત કરનાર લેખ છે તેથી વેચાણ ખત પ્રમાણે લાગત લેવી જોઇએ. કારણ કાપડી કાગળ ઉપર ખત કરી આપશું એમ લખવાથી ને બાનાખત નામ પાડવાથીજ કરાર કહી શકાય નહીં, બાનાખત કેહેવા માટે વીકીવાળી મીલકત ખરીદ કરવાને જે કરારથી બંધાય તે વીકીની રકમ પૈકી કાંઇ અવેજ અગાઉથી લેવામાં આવે તેવી હકીકત હોવી જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧/૯૪-૯૫ ફે. તા. ૬-૨-૯૫ આ. ૫. બા. ૨ પૃ. ૪૩૫ તારીખ ૨૮-૩-૯૫.

ગીરો આપેલી જમીનને બદલે બીજી જમીન ગીરો રાખનારને આપેલી છે તે એ બદલ લેખી કરાર કર્યો છે તેથી તે કરાર પ્રમાણે લાગતને પાત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧/૯૫-૯૬ ફે. ૧૧-૧૧-૯૫ આ. ૫. બા. ૨ પૃ. ૨૩૩ તા. ૯-૧-૯૬.

"અમારી વાડી ૧ પીપર વાડી + + + તમારે ત્યાં કબજા ગીરો છે ને પૈકીથી ૧-૧૦ તમોને કુવા ઝાડ વાગેરે કરવા સારૂ કાઢી

આપી છે તેમાં કરાર કર્યા તે નીચે પ્રમાણે.(૧) સદરહુ જમીનમાં ફુલ ઝાડ તથા ફળ ઝાડ વાવોતે ઝાડો તમોએ લાવી આપવા, ને, તે લાવતા ગાડુ વગેરે જોઇએ તે અમારે આપવું + + + [૨] સદરહુ દોઢ વીઘા જમીનમાં જે ઝાડો વાવો તેને ફરતી કાંટા તથા થોરની વાડ અ-મોએ કરી આપવી છે તે ઝાડ તૈયાર થયેથી, મેનતાણા બદલ રૂ. ૩ ત્રણ તમારી પાસેથી મજરે લેવા છે અમે વાડ ન કરીએ ને તમે ખરચ કરાવીને વાડ કરો તો તે ખરચની રકમ મજરે આપશું (૩) સદરહુ જમીનમાં ફુલ ઝાડ વાવ્યા પછી તેને પાણી અમારા નંબર ૪૧ વાલા કુવામાંથી લાવીને પાણી પાઇ દેવું છે ને તે ત્રણ ચાર દીવસે પાવું છે + + ને પાણી પાવાના બદલામાં તમારા પાસેથી રૂ. ૧૦ અંકે દસ મજરે લેવા છે તે જ્યાં સુધી અમારે તમારા રૂપીયા દસ્તાવેજના દેવા રહેશે ત્યાં સુધી ઉપર પ્રમાણે લેવા છે તે રૂપીયા આપી દીધા બાદ તમારા પાસેથી દરસાલે રૂ ૨૦ કંપની દરસાલે લેવા છે + + + (૪) સદરહુ જમીનમાં જે, ફુલ વીગેરે થાય તે ઉપર અમારો હક નથી ને જે ફળ ઝાડો છે તેમાં જે ફળ થાય તેમાંથી આપણે બંનેને અરધો અરધ વેચી લેવા છે તેમાં કોઇ જાતનો કોઇએ વાંધો લાવવો નથી (૫) સદરહુની બંધી વરસ ૩૦ ની મુદત સુધીની કરી છે તે મુદત સુધી ઉપરના કરાર પ્રમાણે વર્તણુંક કરવી છે ને ત્યાર પછી જમીન અમો તમારી પાસેથી છોડાવીએ તો તે ઝાડો વીગેરેના સબંધમાં પંચો નીમીને આંકડો નીમે તેમાં નીમે રૂપીયા તમોને આપીએ ત્યારબાદ તે ઝાડો ઉપર તમારો હક નથી. (૬) સદરહુ વાડીમાં જેટલું ખાતર વીગેરે જોઇએ તે અમારે નાંખવું છે જે જમીન પડતર રહે તેમાં દરવરસે બકાલુ વાવવું છે ને તેના ફળ વીગેરેમાં અરધો અરધ ભાગ દેવો છે તેમાં કોઇ જાતની હરકત કરવી નથી. (૭) કદાપી અમો પાણી ઝાડને ન પાઇએ ને ઝાડો શુકાતા તમારી નજરમાં આવે તો તમો બીજા પાસેથી પાણી પવરાવજો ને તેમાં જે ખર્ચ થાય તે અમારે મજરે આપવું (૮) સદર જમીનમાં ઝાડો અમે પડે વાવીશું ને તેમાં જે દાડીયા જોઇએ ને તેનું ખર્ચ થાય તે બં-ન્નેને અરધો અરધ × × × એ પ્રમાણે કરારો છે નંબર ૭ નો કરાર વેચાણનો હોવાથી પરીસીષ્ટની રકમ ૭ પ્રમાણે સ્ટાંપ લેવો જોઇએ ને બાકીનાને રૂા. ૦ા નો લગાડેલો બરાબર છે એમ સરકારમદારનો અભીપ્રાય છે પણ એકંદર દસ્તાવેજના મજકુરનો તથા પુર્વાપર સં-બંધનો વિચાર કરતાં કરાર પરી. ૧ રકમ ૬ પ્રમાણે છે ને સ્ટાંપ બરોબર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૯૯}{૯૫-૯૬}$ રૂ. ૧૧-૪-૯૬

પક્ષકારો સંબંધી છે લેખમાં લખેલી મીલકત લખી આપનારાઓને માત્ર જીવાઇ તરીકે આપેલી તે ઉપર લખી આપનાર કોઇ પ્રકારે માલકી હકનો દાવો નકરે કરજ કાઢે નહીં ગીરો વેચાણ કરી શકે નહીં તથા જ્યારે તેમની પાસેથી માલીકો પાછી માગે ત્યારે પાછી આપે એવો કરાર લખી આપ્યોછે. અને લખી આપનાર પાસે એ મીલકત રહે ત્યાં સુધી તેમણે લખી લેનારની એક નિષ્ઠાએ ચાકરી કરવી એવો પણ કરારછે આવી મતલબનો દસ્તાવેજ ફારકતી ન છતાં કરારછે દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૯૨}{૯૩-૯૪}$ રૂ. ૧૬-૭-૯૬ ખુમાણ વીરા માણસુર વિ. જેઠસુર નગારે, શાખ પુર.

ખાતા બાકીમાં " તેનું વ્યાજ માસ ૧ ટકા ૧ા લેખે વાધે તથા વટાવ રૂ. ૧ રકમ પુણા લેખે વાધે" એવા બોલછે વ્યાજ સંબંધીનો મજકુર જોતાં તેનો પરીણામ લખી આપનારે અમુક દરનું વ્યાજ ચડે એવો કરાર કર્યાનું થાયછે તે કરાર પ્રથમનો હોવાનું લેખ ઉપરથી જણાતું નથી માટે તેને કરાર ગણી લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૦ સને ૧૮૯૫-૯૬ ફે. તા. ૫-૧૨-૯૫ કાસમ પાશ વી. જેઠા નારણ વીગેરે

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| ૭ કરાર—પટો કિંવા કબુલાત કરવા વિષેનો કરાર ... ... ... ... ... ... | | પટાને કિંવા કબુલાતને (નંબર ૨૦) જેટલી લાગત પડેછે તેટલી. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ આક્ટની કલમ ૪ ને મળતી છે. | | |
| ૮ ખત (જે વિષે આ પરીસીષ્ટમાં બીજી રીતે કરાર કર્યો નહોય તેવું) | નકી કરેલી રકમ ૨૫ રૂપૈયાથી અધીક ન હોય ત્યારે. | બે આના. |
| | તે રકમ ૨૫ રૂપૈયાથી અધિક હોય, પરંતુ ૫૦ રૂપૈયાથી અધિક ન હોય ત્યારે. | ચાર આના. |
| | તે રકમ ૫૦ રૂપૈયાથી અધિક હોય, પરંતુ ૧૦૦ રૂપૈયાથી અધિક નહોય ત્યારે. | આઠ આના. |
| | અને ૧,૦૦૦ રૂપૈયા સુધી, ૧૦૦ રૂપૈયા ઉપર પ્રત્યેક ૧૦૦ રૂપૈયા બાબત કિંવા સો રૂપૈયાના ભાગ બાબત. | આઠ આના. |
| | અને ૧,૦૦૦ રૂપૈયા ઉપર પ્રત્યેક ૫૦૦ રૂપૈયા બાબત કિંવા ૫૦૦ રૂપૈયાના ભાગ બાબત. | બે રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આક્ટની કલમ ૧૩ ને મળતી છે.

'નકી કરેલી રકમ' એવા શબ્દ આ રકમમાંછે તેનો અર્થ લેખથી જેટલી રકમ લેવાનો બંદોબસ્ત કરી લીધો હોય તે રકમ એ-મજ કરવાનોછે ઇંગ્રેજી સ્ટાંપ આક્ટ (સને ૧૮૭૯ નો ૧લો)નું પણ એજ ધોરણને અર્થ છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૨-૭-૯૧ વો. ૧ પૃ. ૩૯૩.

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ખત—અદલાબદલીનું—જુવો નંબર ૧ | |
| ખત—ગીરવીનું—જુવો નંબર ૯ | |
| ખત—ગીરવી પાછું આપવાનું—જુવો નંબર ૧૦ | |
| ખત—તોડ જોડીનું—જુવો નંબર ૧૪ | |
| ખત—નિજોખમી—જુવો નંબર ૧૯ | |
| ખત—વહીવટનું—જુવો નંબર ૨૬ | |
| ખત—વેચાણનું—જુવો નંબર ૨૯ | |
| ખત કિંવા ગીરવી ખત—હુદ્દાની જાગીરીનું—જુવો નંબર ૩૬ | |
| ૯ ગીરવી ખત | ખતને (નંબર ૮) જેટલી લાગત પડેછે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૪૪ ને મળતી છે.

સુદલ રૂપીયા તથા વ્યાજના બદલામાં કરી આપનારે પોતાનું ખેતર કરી લેનારના કબજામાં ૮ વરસ સુધી આપ્યું ને તે મુદત પુરી થયે લખી આપનારને પરત આપવું ઠરાવી આપેલી મુદતનું ઉત્પન્ન લેવું ને લેણી રકમનો ચુકનો નિકાલ કર્યોછે આવા પ્રકારનો દસ્તાવેજ ગીરોખત છે ને પરી. ૧ રકમ ૯ પ્રમાણે સ્ટાંપ લેવો દી. સ્ટાં. ખુ. ૨ ૩૭/૮૯-૯૦ ઠે. ૩૧-૧૨-૯૦ વો. ૧ પૃ. ૧૨૩ તથા ખુ ૨ નં. ૪૧-૪૩/૮૯-૯૦-૫૭-૫૯/૯૦-૯૧ ઠે. તા. ૩૧-૧૨-૯૦ નંબર ૫૯નો ૧-૧-૯૧ વો. ૧ પૃ. ૧૨૭ થી ૧૩૩ ને પૃ. ૧૩૬

કરી આપનારે ખાતું ચલાવ્યુંછે તે ખાતે જે દેવું નીકળે તેનું વ્યાજ આપવું ને છેવટ બાકી જે નિકળે તેના તારણમાં સ્થાવર મિલકત સાનમાં આપીછે તેથી તે ગીરોખત છે કેટલા બાકી રૂપીયા નિકળશે તે નકી કર્યું નથી માટે સાન મીલકતની કીંમત લખાવી તેટલી રકમનું ગીરોખત ગણી લાગત લેવી દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨ સને ૧૮૯૦-૯૧ ઠે. ૨૯-૫-૯૧ બુ. વો. ૧ પૃ. ૨૪૯

| | |
|---|---|
| ૧૦ ગીરવી પાછું આપવાનું ખત—ગીરવી મુકેલી... ... ... ... ... ... ... મિલકત પાછી આપવા વિષેનું ખત. | ખતને (નંબર ૮) જેટલી લાગત પડેછે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૩ ને મળતી છે.

૧ લેખનો લખી આપનાર ગીરોદાર હોય, અને તે જ્યારે પોતાના કબજામાં ગીરો હક્કથી આવેલી મિલકત પાછી આપ્યા બદલ લેખ કરી આપે ત્યારે તેવા લેખને "ગીરો પછું આપવાનો લેખ" કેહેવાય, એવું આ કલમની શબ્દ રચનાથી જણાયછે ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૦-સને ૧૮૯૦-૯૧ વો. ૨ પૃ. ૫૩ તથા દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૧ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૮૭૯૩ વો. ૨ પૃ. ૧૯૩

૨ આવા લેખમાં ગીરો રકમ પોહચ્યાનું લખ્યું હોય તોપણ તે પાવતી થતી નથી ગીરો મીલકત રૂપીઆ લઇ સોંપી છે એમ લખવાથી આ કલમ પ્રમાણે લાગત જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧ ૩ ૯૩ વો. ૩ પૃ. ૧૨૨

૩ દસ્તાવેજનો મતલબ એવોછે કે "મારા ધણીને ત્યાં તમારો ગીરાસ ઓધા છુટ વરસ ૩૨ ના કરારે મુકેલો તેના વરસ પુરાં થયા તેથી કબજો છોડી તમને સ્વાધીન કર્યોછે" ઓધા છુટનો દસ્તાવેજ ગીરોખત ગણાયો છે તેથી આ દસ્તાવેજ ગીરો પાછું આપ્યાનો દસ્તાવેજ થાયછે દી. શા. સ્ટાં. ખુ. નં. ૮૪ સને ૧૮૯૫-૯૬ ફે. ૯-૭-૯૬ બાઇ રાણબાઇ વી. અમરબાઇ રે. ઇંગોરાલા.

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- |
| ૧૧ ગીરવી ઉપર જાસ્તી કર્જ કાઢ્યાનો દસ્તાવેજ... ... ... ... ... ... ...<br>ગીરવી મુકેલી મિલકત ઉપર જાસ્તી કર્જ કાઢ્યા બાબતનો દસ્તાવેજ.<br>આ કલમ સને ૧૮૭૯ ના ૧ આકટની કલમ ૩૦ ને મળતી છે. | તે દસ્તાવેજ ઉપરથી જાસ્તી આપેલી રકમ જેટલા અવેજ બાબતના ખતને (નંબર ૮) જેટલી લાગત પડે છે તેટલી. |

રૂ. ૧૧૧ રીણકોએ લીધાછે ને જમીન થાલ આપી છે, થાલ લખતી વખત બીજે ઠેકાણે રૂ. ૧૨૮ માં તે જમીન થાલમાં છે તે થાલ કાયમ રાખી વધારે આ રૂપીયામાં થાલ લખ્યો છે તેથી રૂ. ૧૧૧ ઉપર લાગત લેવી જોઇએ (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૮૯-૯૦ ફે. તા. ૩૦-૧૦-૯૦ સ્ટાં ખુ. વો. ૧ પૃ. ૭૨ ઉપર)

રૂ. ૪૨૫ નું ગીરોખત પુરૂં થયા પછી તે ઉપર સુમારે એક માસે રૂ. ૭૫) કરી આપનારે લઇ એકંદર રૂ. ૫૦૦ માટે તારણમાં આપેલી મીલકત ઉપર જવાબદારી રાખ્યાનું લખી સહી કરી આપી હતી ઠરાવ્યું કે:—બીજી વારનો મજકુર ગીરો ઉપર જાસ્તી કરજ કાઢ્યાનો લેખ છે તેની પ. ૧ રકમ ૧૧ પ્રમાણે લાગત લેવી (સ્ટાં. ખુ. નં. ૬૦ સને ૧૮૯૧ ૯૨ ફે. ૧૬-૨-૯૨ વો. ૨ પૃષ્ઠ ૧૪૧

(૯૫)

| | |
|---|---|
| ૧૨ ચેક—૨૦ રૂપૈયાથી અધિક રકમનો ચેક... ... ... ... ... ... ... ... | એક આનો. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૯ ને મળતી છે. | |
| ૧૩ છેડા છુટકા—લગ્ન સંબંધ તોડવાનો દસ્તાવેજ ... ... ... ... ... ... | એક રૂપૈયો. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૪ ને મળતી છે. | |

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| જામીનીનું ખત—જુદા બાબત જુઓ નંબર ૩૬ | |
| જાસ્તી કર્જનો દસ્તાવેજ—ગીરવી ઉપર લીધેલું હોય તો—જુવો નંબર ૧૧ | |
| ઠરાવ—કંપનીનો—જુવો કંપનીના નિયમ, નંબર ૫ | |
| ઠરાવ—પંચનો કિંવા સરપંચનો—જુવો નંબર ૨૧ | |
| ૧૪ તોડજોડીનું ખત—જે દસ્તાવેજ ઉપરથી દેવાદાર પોતાની માલ મિલકત પોતાના લેણદારના ફાયદાને માટે લખી આપેછે, અથવા જે દસ્તાવેજ ઉપરથી લેણદારના કર્જની તોડજોડનો અવેજ કિંવા વહેંચણી તેને મળવાની નક્કી કરવામાં આવે છે, અથવા દેવાદારનું કામ નિમેલા માણસની દેખરેખ નીચે, કિંવા લેણદારની પરવાનગીથી સ્વતંત્રપણે તેના લેણદારના ફાયદાને માટે ચલાવવા વિષે જે દસ્તાવેજ ઉપરથી ઠરાવેલું હોયછે, એવો દેવાદારે કરી આપેલો દસ્તાવેજ. ... ... ... ... ... ... | ખત (નંબર ૮) પ્રમાણે, પર[illegible]દર લાગત દસ રૂપૈયાથી જાસ્તી થાય તો દસ રૂપૈયા |
| આ કલમ બ્રીટીશના સને ૧૮૭૯ના ૧લા આકટના પરીશીષ્ટની કલમ ૨૦ ને મળતી છે. | |

દેવું આપવામાં લખી આપનારે પોતાનું લેણું બીજા તરફ હતું તે લેહેણુંની આશામીઓ તથા બીજી મિલકત લખી આપ્યાનો તથા તેનું વસુલ કરવા વિગેરેનો હક્ક લખી આપ્યાનો દસ્તાવેજ તોડજોડનો દસ્તાવેજ થતો નથી કારણ લેહેણદારના ફાયદા માટે લખેલો નથી પણ અમરામ નંહાવે લખીછે તેથી વેચાણ ખત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૪/૯૧–૯૬ દે. ૨૪-૧-૭૩ વા. ૩ પૃ. ૪૧

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- |
| દસ્તાવેજ–અનામતનો–જુવો નંબર ૨ | |
| દસ્તાવેજ–કંપનીના ભંડોળના ભાગ ઉપરના હક્કનો–જુવો દાખલો નંબર ૧૫ | |
| દસ્તાવેજ–ગીરવી ઉપર જાસ્તી કર્જ કાઢયાનો જુવો નંબર ૧૧ | |
| દસ્તાવેજ–તોડ જોડીનો–જુવો નંબર ૧૪ | |
| દસ્તાવેજ–બીજાના નામ ઉપર કરી આપવાનો–જુવો નંબર ૧૮ | |
| દસ્તાવેજ–લગ્ન સંબંધ તોડયાનો–જુવો નંબર ૧૩ | |
| દસ્તાવેજ–(સરકત) પંતિયાળું તોડયાનો–જુવો નંબર ૩૩ | |
| દસ્તાવેજ–(સરકતનો) પંતિયાળાનો–જુવો નંબર ૩૪ | |
| ૧૫ દાખલો–દાખલો કિંવા સરટિફિકેટ એટલે જે દસ્તાવેજ ઉપરથી તેને ધારણ કરનારનો કિંવા બીજા કોઇપણ માણસનો કોઇપણ કંપનીના ભંડોળના ભાગ વિષેનો હક્કછે એવું દેખાઇ આવેછે તે. ... ... ... ... ... ... ... ... | એક આનો. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૭ મળતી છે.

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- |
| ૧૬ દાખલો વેચાણનો—વેચાણનો દાખલો ... ... ... ... ... એટલે દીવાની કિંવા મુલકી કોર્ટ કિંવા કોઇપણ મુલકી અમલદારે જાહેર લીલામ કરી વેચેલી કોઇપણ માલ મીલકતના ખરીદદારને આપેલો દાખલો. | જાહેર લીલામમાં જે ખરીદીનો આંકડો મંજૂર થયો હોય તે ખરીદીના આંકડા ઉપર વેચાણ ખત પ્રમાણે( નંબર ૨૯ ) |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૬ ને મળતી છે. | |

સ્થાવર મિલકત સાર્વજનિક કામ માટે મ્યુનિસીપાલીટી એ ખરીદ કરી હોય તો તેને સ્ટાંપની મારી નથી વ. કો. દી. રો. નંબર ૧૨૭ તા. ૯-૯-૯૦.

ગીરો વિગેરે હકનો બોજો મિલકત ઉપર કાયમ રાખી કોરટ મારફત જાહેર લીલામથી મીલકત વેચવામાં આવી હોય તો ખરીદ કરેલી મિલકતના વેચાણ ખતના દાખલાને ખરીદના આકડાં ઉપર સ્ટાંપ લેવો ( જુ. ક. ૨૧ નો અપવાદ ) ગીરો વિગેરેના હકના બોજાની રકમ ખરીદીના આંકડામાં ઉમેરી લાગત લેવાની નથી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૮૧-૧૩૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૪-૬-૯૧ વો. ૧ પૃ. ૩૨૮-૩૩૦ તથા નં. ૫૦ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૫-૧૨-૯૧ વો. ૨ પૃ ૧૨૫.

જુદી જુદી મિલકતની કોરટ મારફત હરરાજી કરવામાં, એક મીલકતની હરરાજી પૂરી થઇરહ્યા પછી બીજી મિલકતની હરરાજી થાયછે. વળી દરેકના લેનાર પણ જુદા જુદા હોઇ શકે અને મંજુર કરવા વીગેરેની વિધી પણ નિરાળી નિરાળી થવાનો જોગ છે એટલે દરેક જુથ બાબત જુદો જુદો દાખલો આપવો હોય તો આપી શકાય તેથી તે દરેક હરરાજીનો વેહેવાર જુદો જુદો છે એમ માનવું જોઇએ; વખતે એમ પણ બને કે એકથી વધારે જુથ એકજ માણસ રાખે છે પણ તેટલા ઉપરથી એકજ વેહેવાર થયો એમ માનવું કઠણ છે માટે કલમ ૭ ના ધોરણે દરેક હરરાજીને જુદી જુદી બાબત ગણી જુદી જુદી લાગત લેવી. નંબર ૪૨ સને ૧૮૯૦-૯૧ નો ખુલાસો હાલના કામે લાગુ નથી. કેમકે તે ખાનગી રીતે વેચાણનો છે અને તેમાં એક વ્યવહાર થયેલો તેમાં જુદી જુદી મીલકતની ફોડ બતાવવામાં આવેલી તેવી રીતે બની શકે છે માટે કોરટે કરેલા દરેક જુથ ( લોટ )ની વેચાણ રકમ ઉપર લાગત ગણી એકંદર જે લાગત થાય તે લેવી જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. ૨. નંબર ૧૩૪ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૯-૯૩ વો. ૩ પૃ. ૧૫૨ તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૯-૯૩ વો. ૩ પૃ. ૧૫૯.

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| દાનપત્ર—જુવો નંબર ૨૪. | |
| ૧૭ નકલ કિંવા ઉતારો—નકલ કિંવા ઉતારો ... ... ... ... ... ખરો છે એવી સરકારી નોકરે કિંવા સરકારી નોકરના હુકમ ઉપરથી સહી કરેલી હોય, અને કોર્ટ ફી સંબંધી જે વખતે જે નિબંધ અમલમાં હોય તે નિબંધ પ્રમાણે લાગતને પાત્ર ન હોય એવી નકલ કિંવા ઉતારો. | ચાર આના. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૨૨ ને મળતી છે. | |

આ કલમ પ્રમાણે લાગત લેવાની તે સરકારમાંથી લઈ બીજા સરકારી અમલદાર તરફ પુરાવામાં રજુ કરવાની હોય તેને માટે છે ચોપડા અગર દસ્તાવેજ પક્ષકારે કે સાક્ષીએ રજુ કરેલા હોય તે પાછા આપતી વખતે નકલ રાખવી તેને લાગુ નથી વરીષ્ટ કોર્ટ સરક્યુલર નંબર ૨ સને ૧૮૮૯-૯૦ તા. ૧૯-૭-૮૯ વો. ૧ પૃ. ૪૫.

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| ૧૮ નામ ઉપર બીજાના કરી આપવાનો લેખ. | (ક) કોઇપણ કંપનીના ભંડોળના ભાગનો | વેચાણ ખત બાબત [નંબર ૨૯] આપવાની લાગતનો એક ચતુર્થાંશ. |
| જુવો મારી પરિશિષ્ટ ૨ (નંબર ૪). | (ખ) ખતમાં કિંવા પટામાં કિંવા કબૂલાતમાં કિંવા ગીરવીખતમાં કિંવા વીમા પત્રમાં નકી કરેલા કોઇપણ હક્ક સંબંધીનો | |
| | ૧ સદરહુ પ્રકારના ખતની કિંવા પટાની કિંવા કબૂલાતની કિંવા ગીરવી ખતની કીંવા વીમા પત્રની લાગત પાંચ રૂપૈયાથી અધિક નહોય તો. | તે ખત કિંવા પટો કિંવા કબૂલાત કિંવા ગીરવી ખત કિંવા વીમા પત્ર જે લાગતને પાત્ર હોય તે લાગત. |

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ૨. કોઇપણ બીજા પ્રસંગે. | પાંચ રૂપૈયા. |

રૂા. ૬૪ નું કાંધા ખત રૂા. ૪૧ માં વેચાણ કર્યું છે.

પરી. ૧ રકમ ૧૮ ની શબ્દ રચનાથી તેને રૂા. ૬૪ ઉપર સ્ટાંપ લાગત લગાડવી જોઇએ રૂા. ૪૧ ઉપર લેવાની નથી (જુઓ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૨ સને ૧૮૮૯-૯૦ ફે. ૩-૯-૯૦.ખુ.બુ. વો. ૧ પૃષ્ટ ૫૯ ઉપર) તથા સ્ટા. ખુ ર. ન. ૫૨/૯૦-૯૧ ફે. ૨૭-૫-૯૧ વો. ૧ પૃ. ૨૪૨

નિર્દિષ્ટ રકમ માટે ખત વેચવામાં આવી તેનો નફો નુકશાન ખરીદદાર ઉપર રાખવામાં આવ્યો હોય તોજ વેચાણ ખત થાયને તેને આ રકમ પ્રમાણે સ્ટાંપ જોઇએ (જુ. દી. શા. સ્ટાં. નં ૯૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૫-૬-૯૧ વો. ૧ પૃષ્ટ ૨૭૫ ઉપર.

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૬૦ ને મળતી છે.

ગીરવી ખત રૂા. ૨૫૧ તથા ગણવંત રૂ. ૩૩॥ આ બે દસ્તાવેજ ઉપરથી મળનારો હક વેચાણ આપ્યો છે, રકમ ૨૪ માં બતાવેલા સ્વરૂપના દસ્તાવેજની લાગત એકવાર આપવાની જરૂર છે તેથી તેવા દસ્તાવેજ ઉપરનો હક બીજાને આપવામાં આવે તો તેવા વેહેવારમાં સાધારણ વેચાણ કરતાં ઓછો સ્ટાંપ ઠરાવેલો છે. ( જુ. દી. સ્ટાં. ખુ. ૨: નંબર ૩૧ સન ૧૮૮૯-૯૦ ફે. તારીખ ૧૬-૮-૯૦ વડોદરા વત્સલ પૃષ્ટ ૯-૧૦ તા. ૧-૩-૯૧ ઉપર. )

જૂદી જુદી ગીરો મિલકત ઉપર ગીરો રાખનારનો જે ગીરો હક, એટલે પાંચ ખતથી ઉત્પન્ન થયેલો હક જુદી જુદી રકમ માટે એકજ લેખથી વેચાણ આપ્યો તો તે વેચાણનો વ્યવહાર આ રકમ પ્રમાણેનો લેખ થાય છે તથા તેમાં જુદી જુદી રકમો માટે જુદો જુદો ગીરો હક આપી દીધાનું લખ્યું હોય તો તેથી તે બીજ બાબતો સંબંધેક ૭ પ્રમાણેનો લેખ થતો નથી કારણ તે ગીરો ખતથી લેખ લખી આપનારનો જે એકજ જાતનો હક ઉત્પન્ન થયેલો હતો તે તેણે આપેલો હોયછે આવા લેખમાં જેટલી રકમોનો ગીરો હક આપી દીધો હોય (એટલે જે ખત વેચ્યાં તે ખતની રકમ ઉપર) તે રકમ ઉપર લાગત લેવી જોઇએ હાલના પ્રસંગે પાંચે ખતની રકમ રૂા. ૩૪૪-૧૨-૦ છે તે લખી આપનારે રૂપીયા ૨૫૧ માટે વેચ્યાં છે ત્યારે લાગત લેવી તે ૨૫૧ ઉપર નહીંપણ રૂ. ૩૪૪-૧૨-૦ ઉપર

લેવી જોઇએ ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ર. નંબર ૧૨૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૭-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૪૦૩ તથા દી. શા. સ્ટાં. ખુ. ર. નંબર ૭૯ સને ૧૮૯૧-૯૨ ફે. ૮-૬-૯૨ વો. ૨ પૃ. ૧૮૬.

સંવત ૧૯૪૦ ના અસાઢ સુદી ૧૦ ની મિતિનું રાળ ૪૧ (રૂપીયા ૧૦૨॥) નું છે તેની નીચે શેરો કરી તે બીજાના નામ ઉપર કરી આપ્યુંછે તે શેરાની મતલબ એવી છે કે "સદરહુ દસ્તાવેજ વેચાણ આપેલો છે અમારો તેના ઉપર હક નથી. આ દસ્તાવેજમાં ભાગ ૧ તમારોને ભાગ ૩ અમારા છે કમીશનના પૈસા તમારા છે તેથી તેની મેહેનત બદલ તથા રૂપીઆના વ્યાજ બદલ ઉપર લખેલો ભાગ આપેલો છે" ઠરાવ્યું કે આ લેખ સાદા કાગળ ઉપરનો હોવાથી ક. ૧૨ લાગુ પડી શકતી નથી લેખ છપાવી લીધો છે તોપણ તે સ્ટાંપ ઉપર અપેલો કેહેવાશે નહીં આ શેરાને પરી. ૧ રકમ ૧૮ પ્રમાણે સ્ટાંપ જોઇએ માટે મુળ લેહેણાનો જેટલો ભાગ નામ ઉપર કરી આપ્યો, તેટલા અવેજ ઉપર લાગત સદર રકમ પ્રમાણે લેવી જોઇએ. આ રકમમાં "ખત કિંવા પટા" વિગેરે જે "લાગતને પાત્ર હોય તે લાગત" એમ લખેલું છે તેનો અર્થ કે મુળ લેખ ઉપરથી ઉત્પન્ન થનારો હકનો જેટલો ભાગ વેચવામાં આવ્યો હોય તેટલાજ ભાગ ઉપર મુળ લેખના સ્વરૂપને પડનારી લાગત લેવી તે પ્રમાણે ૪૧ રાળના લેહેણાનો ૪ થો ભાગ હાલના વેચાણના શેરાથી લખી લેનારને નામે કરી આપ્યોછે માટે ચોથા ભાગના રૂપીયા ૨૫ાાન્ન ઉપર લાગત દંડ સાથે લેવી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૨ સને૧૮૯૦-૯૧ફે. ૧-૮-૯૧ વો. ૧ પૃ. ૫

"તમે અમે સગા ભાઇ છીએ તેની વેહેંચણ કરતાં વાયેલ ભગવાન કાના પાસેથી આપણા રાળ ૨૦૦) ના કાંધા સંવત ૧૯૪૩ના વૈશાક સુદ ૧૪ ના દસ્તાવેજની રૂઇએ લેણાછે, તે પૈકી કાંધુ ૧ સંવત ૧૯૪૪ ના ફાગણ સુદ ૨નું રાળ ૩૦ નું, તથા કાંધુ ૧ સં. ૧૯૪૫ ના ફાગણ સુદ ૨ નું રાળ ૩૦ નું મળીરાળ ૬૦ તમારા ભાગમાં આવ્યાથી તે ઉપર હક તમારો છે પરંતુ તે દસ્તાવેજ મારા એકલાના નામનો હોવાથી હું આ દસ્તાવેજથી સદરહું કાંધા બંન્નેનો હક તમારા ઉપર કરી આપુ છું" આ મજકુરનો દસ્તાવેજ છે અવલ કોરટે એકંદર ખતની રકમ રાળ ૨૦૦ ઉપર સ્ટાંપ લાગત દંડ સાથે પુરી કરી લીધી છે અરજદારે તે ઉપર આહી અરજ કર્યો છે ઠરાવ્યું કે પરીસીષ્ટ ૧ રકમ ૧૮ પ્રમાણે સુળગી રેખત જે લાગતને પાત્ર હોય તેટલી લાગત પડવી જોઇએ અવલ કોર્ટનો ઠરાવ બરાબર છે સ્ટાં. ખુ. નં. ૧૧૧-૧૧૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૧-૮-૯૧ નો હાલના કામને લાગુ થવો કઠણ છે કેમકે તે ખુલાસાઓ મુળ ખતમાંથી કમી થયેલા હક બીજાના નામ ઉપર કરી આપેલા હોય તેવી બાબતને લાગુ પડે છે તેવું હાલના કામે બન્યું નથી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૦-૮-૯૩ વો. ૩ પૃ. ૧૮૮ ઉપર

મૂળ દસ્તાવેજ રૂપિયા ૫૪૫ ) નું ગીરવીખત તા. ૭-૯-૮૯ ના રોજ થયેલું, તે લેખના લખી લેનાર પૈકી એકની સ્ત્રીએ પોતાનો ૩ જો ભાગ હાલના કરી લેનાર પાસેથી ) રૂા. ૧૮૧ ૯૮ વેચાણ આપ્યો છે તે બાબતનો આ લેખ છે મુળ દસ્તાવેજનો કાંઇ ભાગ

આપ્યો હોય તો તે ભાગ જેટલી, રકમ ઉપર લાગત પડવા વિશે કે. ૧૮ ની શબ્દ રચનાથી જણાતું નથી માટે રૂા. ૫૪૫ ઉપર લાગત પડવી જોઇએ દી. શ્રા. સ્ટાં. ખુ. નં. ૭૬ સને ૧૮૯૩-૯૪ ફે. ૪-૯-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૬૦ તા. ૨૯-૧૧-૯૪ તથા નંબર $\frac{૪૩-૧૧૫}{૯૨-૯૩}$ ફે. તા. ૭-૯-૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૩૩૪ થી ૩૩૫ તા. ૨૪-૧-૯૫.

જે દસ્તાવેજ બીજાના નામ ઉપર કરી આપ્યો છે તે સંવત ૧૯૪૩ ની સાલનો એટલે જુના નિબંધના અમલમાં થયો છેતોપણ તેને બીજાના નામે કરી આપું તે દસ્તાવેજને નવીન સ્ટાંપ નિબંધ અન્વયે જે કિંમતની લાગતને પાત્ર થઇ શકે તેટલી કીંમત જેટલી લાગત પડવી જોઇએ જુના સ્ટાંપ નિબંધમાં કે. ૧૮ માં બતાવેલા દસ્તાવેજોની વ્યાખ્યા આપેલી નથી તેથી, નવીન સ્ટાંપ નિબંધમાં એ શબ્દોની વ્યાખ્યા અને લાગત આપેલી છે તે લાગતને પાત્ર એવા તે શબ્દો વાપરેલા છે એમ સમજવું સ્ટાં. ખુ. નં. $\frac{૧૧૫}{૯૨-૯૩}$ ફે. ૭-૯-૯૪ નો પુરવણીનો ઠરાવ ફે. ૨-૭-૯૫ આ. પ. વો. ૨ પૃ ૮૩ તા. ૨૬-૯-૯૫.

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ૧૯ નિજોખમી ખત-કોઇને નિજોખમી ... ... ... ... ... ... ... રાખવા વિષે લખી આપેલું ખત. | હુદાના જામીન ખતને (નંબર ૩૬) જેટલી લાગત પડેછે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ આક્ટની કલમ ૨૮ ને મળતી છે.

"ગીરો છોડાવનારે (ગીરો આપનાર મૂળ માલીકે) પોતાની મિલકત રૂા. ૩૦૦ માટે ગીરો આપેલી તે છોડાવ્યાનુ દસ્તાવેજમાં લખી, ગીરોદારને કરાર એવો લખી આપેલો હતો કે, "સરકાર સલામીના રૂપીઆ અમો, લખી આપનાર તમો, લખી લેનાર, ને ખાતે સરકારમાં ભર્યા જઇશું + + + તે મુજબ અમો ન ભરીએ ને તમો લખી લેનારને ભરવા પડે તો તમો ને, તમોએ ભરેલા રૂપિયાના બદલમાં + + + ખેતરાં બીન તકરારે કબજે સુંપીશું, અને પછી ખેતરાં તમારી પાસેથી અમારે પાછા કબજે લેવાને હક્ક રાખીશું નહીં" એવી રીતે કરાર કરી તેની સહી સાક્ષીઓ કરી હતી ઠરાવ્યું કે હાલના લેખમાંની ગીરો મૂકેલી મિલકત પરત લીધાના વ્યવહારથી ગીરો પરત લેનાર જો સદર મિલકતની સરકાર સલામી નભરે તો તે ભરવાનું જોખમ લખી લેનાર ઉપર રહે તે ન રહેવાના મતલબથી ગીરોદારને ગીરો છોડાવનારાઓએ આ લેખ લખી આપ્યોછે માટે તે નિજોખમી ખત થાયછે. હવે તેની લાગત નકી કરવાનું રહેછે. વારશિક સલામીની રકમ મુકરર જણાવેલી નથી સ્ટાંપ નિબંધમાં કે. ૧૮ થી ૨૫ સુધીમાં જે નિયમ છે તે પ્રમાણે આ લેખની રકમ નકી થતી નથી જુના સ્ટાંપ નિબંધ કે. ૧૭ પ્રમાણે વારશિક ભરવાની રકમની દસપટ કરી તે ઉપર લાગત લેવા ઠરાવ હતો માટે નવો ઠરાવ થતાં સુધી તે વહીવટ પ્રમાણે

રજુ કરનારથી વારશીક રકમ લખાની લઇ તેના દસપટ ઉપર પરી. ૧ રકમ ૩૬ મુજબ લાગત લેવી. (જુ. દી. શા. સ્ટાં. ખુ.૨ નંબર ૬૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૩-૯-૯૧ વો. ૨ પૃ. ૫૩

"નિજોખમી ખત" તે ખતનો પેટા પ્રકારછે. માટે ખતની વ્યાખ્યામાં આવવો જોઇએ આ દસ્તાવેજમાં પેસા કે માલ આપવાની જવાબદારી લીધી નથી માટે નિજોખમી ખત નથી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૩-૧૦-૯૧ વો. ૨ પૃ. ૧૦૭.

તમારો હીસાબ જોતાં તમારૂં ઘણું લેહેણું નીકળે છે પણ હમે હમારી ફોઇ તથા દાદાના વારસો છીએ તેથી તમે તથા હમે હળી-મળી રૂપીયા. ૫૫૯ માં ચુકતો નિકાલ કરી બાકી છુટ મુકાવી છે ને તે રકમ તમને અપાવી છે. ને અમારૂં સાન ગીરોવાળું ખત તથા અસલ ખત ઘરતું પાછું લીધું છે હવે કાંઇપણ મિલકત તમારી પાસે નથી. હવે કોઇપણ લેણુ તમારૂં રેહેતું નથી. માટે તમારા ઉપર કે તમારા વાલીવારસો ઉપર હમારો કે હમારા વાલીવારસોનો કશો દરદાવો રહ્યોનથી તેમ છતાં બીજો કોઇ હકદાર કે હીસ્સાદાર પેદા થઈ દરદાવો કરે તેનો જવાબ અમે ઘર ઘરાઉ આપીએ માટે તમને પાવતી લખી આપીએ છીએ, ઠરાવ્યું કે-પાવતી ખતાં પોચ્યાની છે પણ તે લાગતને પાત્ર નથી (જુઓ પાવતીની વ્યાખ્યા, "જવાબ ઘર ઘરાઉ આપીએ" એમ લખ્યું છે તેથી તે નિજોખમી ખત થાય છે દી. શા. સ્ટાં, ખુ, ૨ નંબર ૩૨ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૬-૧-૯૩ વો. ૩ પૃ. ૫૫

વેચાણ ખત નીચે સહી સાક્ષી થયા પછી તાજા કલમ કરી છે તેમાં લખી આપનારે કરાર લખ્યો છે કે "સદર જમીનને પાકા પલાવાના જામીન ++++ આપ્યા છે ને જામીને તેજ તાજા કલમમાં "સદરહુ મિલકતને હરકત થાય તો તેની જવાબદારી મારા શિર છે અમે હરેક માલ મીલકતથી જવાબ દઇએ" આ પ્રમાણે લખી સહી સાક્ષી કરાવી છે ને મિતિ લખી નથી આવો મજકુર દસ્તાવેજ થયો તેજ વખતે ને તેજ વ્યવહાર પુરો થયા પેહેલાં લખ્યો હોત તો તેને દસ્તાવેજનો ભાગ માની જુદી સ્ટાંપ લાગત પડત નહીં પણ આ મજકુર નિજોખમી ખત ગણી લાગતને પાત્ર થાયછે દી. શા. સ્ટાં. ખુ. ૨. નંબર. ૧૨૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૪-૧૧-૯૩ વો. ૩ પુ ૩૦૫

"તમારી પાસે બેચરવનમાળીનું લેણું રૂા. ૧૮૨૫ને આશરે હતું તેનો નિકાલ કરી વ્યાજ છૂટમાં મૂકી અમોએ સદર લેણું અમા-રા નામ ઉપર ચઢાવી લીધું છે ને તેનો નીચે મુજબ નિકાલ કર્યો છે +++ તેથી તે લેણા સબંધી ઠકર બેચર વનમાળીની વિધવા સતોક તથા પારવતી અગર તેમની તરફથી કોઇપણ લેણું તમારી પાસે લેવા આવે તેના જવાબદાર અમે છીએ," કરજની ફેડ બાબતનો મજકુર પાવતી છે ને જવાબદાર અમો છીએ વીગેરે મજકુરથી તે નિજોખમી ખત થાયછે માટે રૂ. ૫)-લાગત જોઇએ છતાં રૂ. ૯ ઉપર છે દી. શા સ્ટાં. ખુ. ન. ૫૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩વો. ૩ પૃ. ૩૨૩.

| દસ્તાવેજનો | પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| નિયમ–કંપનીના–જુવો નંબર ૫ | | |
| ૨૦ પટો કિંવા કબૂલાત.<br><br>જુવો માટી પરિશિષ્ટ ૨ (નંબર ૨). | (ક) જે પટા ઉપરથી કિંવા કબૂલાત ઉપરથી ભાડું અથવા સાંથ ઠરેલી હોય, તે પટો કિંવા કબૂલાત એક વર્ષથી કમી મુદતની હોય તો; | પટા ઉપરથી કિંવા કબૂલાત ઉપરથી જે રકમ આપવાની તે સઘળી રકમ બાબતના ખતને [નંબર ૮] જેટલી લાગત પડેછે તેટલી. |
| | એક વર્ષથી કમી મુદતની નહોય, પરંતુ ત્રણ વર્ષથી અધિક મુદતની નહોય તો; | પટામાં કિંવા કબૂલાતમાં ભાડું અથવા સાંથ લખી હોય, તે ભાડાની અથવા સાંથની એક સાલની સરાસરી રકમ જે થાય તે રકમ બાબતના ખતને (નંબર ૮) જેટલી લાગત પડે છે તેટલી. |
| | ત્રણ વર્ષથી અધિક મુદતની હોય તો. | પટામાં કિંવા કબૂલાતમાં ભાડું અથવા સાંથ લખી હોય, તે ભાડાની અથવા સાંથની એક સાલની સરાસરી રકમ જે થાય તે રકમ જેટલા અવેજ બાબતના વેચાણ ખતને (નંબર ૨૯) જેટલી લાગત પડે છે તેટલી. |
| | (ખ) જે પટા ઉપરથી કિંવા કબૂલાત ઉપરથી ભાડું અથવા સાંથ ઠરાવેલી હોય, તે પટો કિંવા કબૂલાત કોઇપણ નિયમિત મુદતની ન હોય તો. | પટામાં કિંવા કબૂલાતમાં લખ્યા પ્રમાણે દસ વર્ષના ભાડાના અથવા સાંથના આકારે જે એક વર્ષના ભાડા બાબતની અથવા સાંથની સરાસરી રકમ થાય તે રકમ જેટલા અવેજ બાબત વેચાણ ખતને (નંબર ૨૯) જેટલી લાગત પડે છે તેટલી. |

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ગ) જે પટામાં કિંવા કબૂલાતમાં ભાડું કિંવા સાંથ લખી નથી પરંતુ ઉધડ રકમ ઠરાવેલી હોય તો. | પટામાં કિંવા કબૂલાતમાં ઉધડ રકમ લખી હોય તે ઉધડ રકમ જેટલા અવેજ બાબતના વેચાણ ખતને (નંબર ૨૯) જેટલી લાગતને પડે છે તેટલી. |
| (ઘ) કાંઇ ભાડું અથવા સાંથ ઠરાવેલી છતાં સિવાય કાંઇ ઉધડ રકમ ઠરાવેલી હોય ત્યારે. | ઉધડ રકમ ઠરાવેલી ન હોત તો તેવા પટા બાબત કિંવા કબૂલાત બાબત જે લાગત પડત તે લાગત સિવાય, પટામાં કિંવા કબૂલાતમાં લખેલી બીજી ઉધડ રકમ જેટલા અવેજ બાબતના વેચાણખતને ( નંબર ૨૯ ) જેટલી લાગત પડે છે તેટલી.<br><br>પરંતુ એમ ઠરાવ્યું છે કે, કિંમત પ્રમાણે પટાને કિંવા કબૂલાતને જે લાગત જરૂર છે, તેટલી લાગત પટો કિંવા કબૂલાત કરવાના કરારને લગાડેલી હોય, અને તે કરાર પ્રમાણે પટો કિંવા કબૂલાત આગળ કરી આપવામાં આવે, ત્યારે તે પટાને કિંવા કબૂલાતને લાગત આઠઆના થી અધિક પડશે નહીં.<br><br>વળી એમ ઠરાવ્યું છે કે, જે મિલકત બાબત પટો અને કબૂલાત એવા બેએ લેખ થયા હોય, અને તે લેખમાંના કોઇપણ એકને ઉપર લખ્યા પ્રમાણે પુરી લાગત લગાડી હોય, તો બીજા લેખને આઠ આનાથી જાસ્તી લાગત પડશે નહી. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૯ ને મળતી છે.

આ કલમની ગ રકમમાં ઉધડ શબ્દ વાપર્યો છે તે શબ્દને બદલે બ્રીટીશ એકટમાં "ફાઇન અથવા પ્રીમીયમ" શબ્દો લખેલા છે "પ્રીમીયમ" શબ્દનો અર્થ સદર ૩૯ અંમાં શેલા પાઘડી કરીને લખ્યો છે તેથી ઉધડ શબ્દનો અર્થ શેલા પાઘડી અથવા તે બદલ રકમ એમ થાયછે દરેક વેહેવારમાં આવી જાતની રકમ લેવામાં આવતી નથી પણ કોઈ કોઈ વેહેવારમાં જમીન સારી હોવાથી અગર ખેડ સારી હોવાથી ખેડુ લોકો આવી જાતની રકમ આપી પટા કરાવી લે છે પ્રીમીયમ અથવા ફાઇન ઇંગ્રેજી શબ્દો છે ને તેનો અર્થ બક્ષીસ અને દંડ એવો થાયછે.

૧ ઘરની ભાડા ચીઠીમાં મુદત મુકરર કરી નથી તેથી પરીશીષ્ટ ૧ રકમ ૨૦ ખ પ્રમાણે અનિયમીત મુદતની ગણી લાગત લેવી જોઇએ આ ભાડા ચીઠીમાં "જ્યાંહા સુધી રેહેવા દેશો ત્યાં સુધી રહીશું" એવા બોલ હોય તોપણ તેને કમી લાગત પડતી નથી. ભાડું ન આપવામાં આવે તો વ્યાજ આપશું એવો કરાર ભાડા ચીઠીનો અંગ ભુતછે (જુઓ સ્ટાં. ખુ. ર. ન. ૫૫/૮૯-૯૦ કે. તા. ૨૫-૧૧-૯૦ સ્ટાં ખુ. બુ. વો ૧ પૃષ્ટ ૮૩ ઉપર) તથા દી. શા. સ્ટાં. ખુ. ર. નંબર. ૮૦ સને ૧૮૯૧-૯૨ કે. ૧૦-૬-૯૨ વો. ૨ પૃ. ૧૮૯.

૨ એક વરસની મુદત ભાડા ચીઠીમાં ઠરાવી છે તથા તે પછી દુકાનનો માલિક ખાલી કરાવે ત્યાંહા સુધી ચાલનારી છે તોપણ સ્ટાંપ નિબંધના કારણ માટે એક વરસની માનવી જોઇએ તેથી પરી. ૧ રકમ:૨૦ (ક) પ્યારા ૨ પ્રમાણે સ્ટાંપ જોઇએ. (જુ. સ્ટાં. ખુ. ર. નં. ૪૭ સને ૧૮૯૦-૯૧ કે. ૨૮-૧૧-૯૦ સ્ટાં. ખુ. બુ. વો ૧ પૃ. ૭૯)

૩ "૪ ખેતરો વાવેતર કરવા રાખ્યા છે તે ખેતરોની સરવે બીજવાર સુદ્ધાં મેહેનત તથા ખર ખરાજાત અમારા માથે છે, વિઘોટીના રૂપીઆ મધ્યે અરધા મારે ને અરધા તમારે ભરવા, જે ઉત્પન્ન થાય તે પણ અરધો અરધ છે તમારો અરધ ભાગ પોચાડી દેશું. આ ગણવતની અરધ ૩ વરસની કરી છે." આવો મજકુર દસ્તાવેજનો છે. અજમાસે રકમ કેટલી થાય તે લખ્યું નથી તેમ વીઘોટીની રકમ પણ લખી નથી માટે નોંધણી કામદારે રજુ કરનાર પાસેથી અરધ ભાગની તથા વિઘોટીની રકમ લખાવી લેવી. જો તે રકમ ૧૦૦ કરતાં વધારે નહોય તો માફી મળે છે પણ રૂ ૧૦૦ કરતાં વધારે હોય તો પરી. ૧ રકમ ૨૦ (ક) ના પારેગ્રાફ ૨ પ્રમાણે સ્ટાંપ લેવાની તજવીજ કરવી. (જુઓ. સ્ટાં. ખુ. ર. નંબર ૩૫/૯૦-૯૧ કે. ૨૯-૧૧-૯૦ ખુ. બુ. વો ૧ પૃ. ૧૦૩ ઉપર).

૪. "ખેતર વાવેતર કરવા રાખ્યા છે, ચોમાસુ વાવેતર નીપજશે તેમાંથી એક ભાગને ચાર આપશું, શિયાળુ વાવેતરનો એક ભાગ આપીશું તેની ખર ખરાજાત બીજ અને દાડીયા (મજુર ખર્ચ) તથા સરકારી ખર્ચ ભાગ પ્રમાણે આપશું." આ મતલબનો દસ્તાવેજ અનિયમિત મુદતની કબુલાત છે, પણ રકમ લખેલી નથી. માટે જમીન રાખનારે માલેક ને આખા વરસમાં જે કુલ ભાગ આપવાનો

તેનો અજમાશી આકાર, તથા સરકાર ખર્ચની રકમ, તેમજ દાડીયા ખર્ચનો એક સાલનો અજમાશી આકાર નોંધણી કામદારે પુછીને લખી લેવો રજુ કરનાર લખી આપે કે પરી. ૧ રકમ ૨૦ ખ મુજબ લાગત નક્કી કરવા માલેક ને મળનારા એક સાલના કુલ ભાગના આકારની રકમમાં સરકારનો ખર્ચનો ભાગ જેટલો લખી આપનાર માથે નાખ્યો છે તે ભાગની રકમ ઉમેરવી કેમકે સરકાર ધારો ભરવાની મુળ જવાબદારી માલેક ઉપર છે. ( નો. શો. નંબર ૨૩૫ તા. ૩૦-૬-૮૭ તથા ૧૩૬ તા. ૨૦-૧-૯૧ થી ઠર્યું છે કે સલામી ભરવાને સરકારમાં જે માણસ જવાબદાર હોય તેનાજ ઉપર ભરવાનું નાખેલું હોય તો તેની લાગત લેવા જરૂર નથી ને તે સ્વતંત્ર કરાર નથી, પણ જેના ઉપર જવાબદારી નથી તેના ઉપર નાખેલી હોય તો તે રકમ મોબદલો ભાગ સમજી લાગત લેવી જોઇએ. જમીનનો ધારો ભરવાની જવાબદારી મુળ માલીક ઉપર છે તે તેણે બીજા ઉપર નાંખી હોય તો લાગત લેવી જોઇએ આ પ્રમાણે બન્ને શેરામાં ઠરાવ્યું છે ( જુઓ શેરા ) કુલ રકમ થાય તેમાંથી દાડીયા ખર્ચના આકારનો જેટલો ભાગ લખી લેનારને માથે નાંખ્યો છે તેટલી રકમ બાદ કરવી કેમકે પાક કરવામાં નગુરી વિગેરે ખર્ચ સાધારણ રીતે ખેડુતે શિર સમજવાનુ છે. એ રીતે વજાવટ કરી સરાસરી ઉપર પરી. ૧ રકમ ૨૦ ખ પ્રમાણે વીકી ખત ગણી લાગત લેવી આ દસ્તાવેજને રૂ. ૧ નો સ્ટાંપ છે તેથી વધારે જોઇએ એમ નોંધણી કામદારને લાગેતો સુબા તરફ મોકલવો. આ ઠરાવમાં વીઘોટીની રકમ લખી આપનારે માથે લીધી હોય તો તે સ્વતંત્ર કરાર ગણવો ને સાથની રકમ સાથે તે રકમ ગણવી દાડીયા ખર્ચ લખી લેનાર ને માથે પડે નહીં તે જવાબદારી કબુલાત આપનાર ઉપર છે એમ ઠરાવ્યું છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ ૨. નંબર ૪૬ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૦-૪-૯૧ સ્ટાં. ખુ. વો ૧ પૃ. ૧૭૮ ઉપર )

ધરતી ભાડા ચીઠીમાં "ત્રણ માસના ઉચ્ચક ભાડાના રૂપીયા ૧-૮-૦ કર્યા છે" તેથી પરી. ૧ રકમ ૨૦ પેટા રકમ ( ક ) પ્રમાણે સ્ટાંપ લગાડવો જોઇએ પેટા રકમ (ગ) માં "ઉક્ક્ડ" શબ્દ વાપર્યો છે તે અર્થે ઉચ્ચક શબ્દ વાપર્યા નથી. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૫ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૦-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૯૪

"+ + + ઘર ભાડે રાખ્યું છે તેનું ભાડું માસ એકે રૂ. ૩ ત્રણ પ્રમાણે કર્યુ છે તે ચઢા ચઢે તમને આપીશું ને ઘરમાં તમારી ખુશી હોય ત્યાં સુધી રહીસું ને તમે જે વખત ખાલી કરાવવાનું કેહેશો તે વખત ખાલી કરી આપીશું" આ ભાડાની ચીઠીની વારશીક રકમ ૩૬ થાય છે જેથી પરી. ૧ રકમ ૨૦ (ખ) પ્રમાણે રૂ. ૧ લાગત જોઇએ માટે તે દંડ સાથે લેવી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૪-૭-૯૧ વો. ૧ પૃ. ૩૮૩ તથા દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૧૪૭}{૯૨-૯૩}$ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૩૪.

જમીન ૧૧ વરસ સુધી ખેડવા આપી પટો કરી આપ્યો છે દરવરસે રૂ. ૪૫ પ્રમાણે ૧૧ વ.સની દાણ રૂ. ૪૯૫ અગાઉ લીધા છે આ પટો આપનારે જો ખેતી કરનારને લખી આપ્યો હોય તો મારીમાં આવે છે ( જુ પરી. ૨ રકમ ૨ ) માટે લખી લેનારને પુછવું તે તેવું

લખી આપે તો માફી આપવી. દાણના રૂપીયા અગાઉ લીધાથી તે ગીરો ખત ગતું નથી કારણ લખેલો કરાર તુટે તો લેખમાં લખેલી જ-મીનથી તે અવેજ વસુલ કરવાનો હક્ક કાયદા પ્રમાણે લેખના મજકુર ઉપરથી મળી શકતો નથી, દાણ અગાઉ લીધાથી તેનો "ઉધડ" આ શબ્દમાં પણ સમાસ થતો નથી. "ઉધડ" શબ્દને માટે બ્રીટીશ સ્ટાંપ આકટ સને ૧૮૭૯ ના ૧ લા થાં Fine or Premium કરીને દરશાવ્યું છે આ લેખમાં જામીનગીરીનો કરાર છે તે જુદી લાગતને પાત્ર નથી પણ અંગભુત છે (જુ. આ કો. સ્ટાં. નં ૭૫ સને ૧૮૯૦ ૯૧ ફે, ૧૯-૬-૯૧ (દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૫૮ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૮-૯૧ વો. ૨ પૃ. ૩૮ ઉપર) તથા નંબર ૧૨ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૮-૯૧ વો. ૨ પૃ ૪૨

ઘરની ભાડા ચીઠીમાં કંઈ મુદત ન કરાવતાં યદ્દેચ્છું ભાડું આપવાનો કરાર કર્યો હોય તો એવી ભાડા ચીઠીની લાગત પરીસીષ્ટ ૧ રકમ ૨૦ (ख) પ્રમાણે લેવી જોઇએ, આ લેખમાં એવો મજકુરછે કે "વાડાની ઉત્તર દિશાની ભીંતમાં બારણું હતું તે કાહાડી નાખી અમે ફેરફાર કર્યોછે તે વાડો છોડતી વખતે અમારે ખરચે પાછો દુરસ્ત કરી દેવું" આ મજકુર ભાડાચીઠીનો અંગભુત છે કેમકે સામાન્ય કાયદા પ્રમાણે કોઇપણ ઘર અથવા જમીન ભાડે રાખી હોય તો તે ઘર અથવા જમીનમાં ભાડુ તે પોતાની સગવડને માટે કાંઈ દુરસ્તીવિગેરેકામ કર્યું હોય તો, તે ઘર અથવા જમીન માલેકને પાછી સોંપતી વખતે પ્રથમની સ્થીતીમાં સોંપવી જોઇએ એટલે આ કરાર નલખ્યો હોત તો પણ તેનો લાભ માલીકને મળી શકત (જુ. દી. શા. સ્ટાં. ખુ ૨ નંબર ૭૪ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૯-૧-૯૨ વો. ૨ પૃ. ૧૭૩

બે ઇસમોએ જૂદી જૂદી દાણની રકમ ભરવાની જુદી જુદી જવાબદારી લીધી છે માટે દરેક ઇસમવાર જૂદી કબૂલાતો ગણવી. એક ઇસમની દાણની રકમ ૨૩૨ રૂપીયા છે બીજાની ૪૬ાા ની છે તે માફીમાં આવેછે માટે ૨૩૨ વાળાની લાગત પરી. ૧ રકમ ૨૦ ख પ્રમાણે લેવી દી. શા. સ્ટાં. ખુ નં. $\frac{૯૦}{૯૧-૯૨}$ ફે. ૧૦-૬-૯૨ વો. ૨ પૃ. ૧૮૯

ખેડવા રાખેલી જમીન પાછી સોંપ્યાનો લેખ સ્ટાંપની માફીમાં આવેછે (દી.શા.સ્ટાં.ખુ.નં.$\frac{૪૧}{૯૧-૯૨}$ફે.તા.૮-૭-૯૨વો.૨ પૃ.૧૯૩

લખી લેનારે ગીરવી રાખેલી જમીનમાં અનાજના ગાડાં ઉતરે, તેને માટે, લખી આપનારે અનાજ તથા છાણ ભાડા પેટે આપવા વિશે વિગેરે લખ્યું છે. તે ઉપરથી તથા સામાન વીગેરે મુકવા સારૂ ઓરડી એક ટુટેલી આપીછે તે ઉપરથી આ દસ્તાવેજ કબુલાત થાયછે ને સ્ટાંપ બરાબર છે (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૯ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૦-૩-૯૩ વો. ૩ પૃ. ૧૦૨

પટો અને કબુલાત એકજ મિતિએ થયાછે ને પટ્ટાને પુરી લાગત પરી.૧ રકમ ૨૦ પ્રમાણે લગાડી છે તેથી કબુલાતને રૂા. ૦ાા નો સ્ટાંપ બસછે (દી. શા. સ્ટા. ખુ. ૨ નંબર ૮૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૦-૩-૯૩ વો. ૩ પૃ. ૧૧૮

પાંચ વરસ સુધી રૂા. ૩૦૦ દરવરસે આપવા ત્યાર પછી પાંચ વરસ સુધી દરવરસે રૂા. ૪૫૦ ને પછી જાયુને માટે રૂા.૭૫૦ દર

વરસે આપવા એવો પટો લખી આપ્યોછે આ પટો જામુને માટે હોવાથી પરીસીષ્ટ ૧ રકમ ૨૦ ख પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટા. ખુ. ૨ નં. ૧૦૯ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧-૩-૯૩ વો. ૩ પૃ. ૧૨૩

ધરતી ભાડાચીઠીમાં "આ ઘર અમોએ રૂ. ૨૫૦ પુરા તમને શા શીવલાલ ગોવિંદની જ્ઞાન ખર્ચ કરવા સારૂ આપ્યાછે તેનું વ્યાજ ટકા ૭ લેખે કર્યુંછે જે વખત અવધ પછી ઘર ખાલી કરાવશો તે વખત અમારા લેહેણા રૂપીઆ તથા વ્યાજ લઈશુ ત્યારે ખાલી કરીને સોંપીશું" આવો મજકુર છે તે જુદો કરાર નથી. પણ કબજો ક્યાં લગી ભાડુત તરીકે રાખવો તેની શરત તરીકે તે લખ્યો છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૩૦-૮-૯૩ વો. ૩ પૃ ૧૯૧

કબુલાત ૭ વરસની કરીછે તેમાં દરવરસે જે રકમ ભરવાની છે તેની વરસની સરેરાશ ૨૫૦૦ આવેછે આ કબુલાતમાં સરકારી ધારાના રૂપિયા, તથા ગામ ખરચના રૂપિયા, ભરવાની જવાબદારી કરી આપનારે માથે લીધીછે તે લાગતને પાત્રછેકારણ જે જવાબદારી કરી લેનાર ઉપર છે તે કરી આપનાર ઉપર પડે છે માટે આ વીશેની લાગત નકી કરવા દસ્તાવેજની નકલ સુબા તરફ તપાસણી કામદારે મોકલવી (નીયમની કલમ ૧૧ પ્રમાણે) ને સુબા લાગત લેવાની તજવીજ કરશે. નકી રકમ થાય તે રૂ. ૨૫૦૦ માં મેળવી એકંદર રકમ ઉપર સ્ટાંપ લેવાશે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૦ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૨-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૭૫

અનિયમીત મુદતની ભાડા ચીઠીમાં સહી સાક્ષી થયા પછી તેના નીચે તાજા કલમ કરી લખ્યું છે કે "સદરહુ ભાડા ચિઠ્ઠીની અવધ વરસ એકની છે તે દરમ્યાન અમારાથી ભાડું પોચવામાં લખેલ આવ્યા વિના તમારાથી કઢાય નહીં" એ પ્રમાણે લખી સહી સાક્ષી કરી છે ઠરાવ્યું કે પાછળથી નવીન કરાર કર્યો છે માટે મુળ લેખમાં ફેરફાર થઇ નવીન ભાડા ચીઠી એક વરસની થાય છે માટે તાજા કલમ બદલ પરીસીષ્ટ ૧ રકમ ૨૦ क. પ્રમાણે લાગત લેતી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૦૯ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૨૯૮

એક સાલની કબુલાતમાં રૂ. ૧૦૦ અંદર સાંથ આપવા લખ્યું હતું તેમાં "તમારા ઘરમાં અમો રહિયે છીએ" એમ લખ્યું હતું કબુલાત માથીમાં આવે છે ને ઉપરના મજકુર અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૭૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૦-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૪૭

કબુલાતના લેખમાં "તમારા ખેતરાં નંગ ૮ વી. ૧૪ છે તે મધ્યેનાં ખેતરાં નંગ ૨ + + + સરકારથી તમને કબજો મળ્યો ને તે ઉપર હમો બાજરી વિગેરેનું વાવેતર કરેલું છે તે બાબત તમે ફરીયાદ કરેલી (ફોજદારી) તે બન્ને ખેતરો વાવેતર તુળ સાથે તમને સોંપ્યા છે" આવો મજકુર લખ્યો છે તે ફારકતી થતો નથી પણ કથનકારક છે ને સ્ટાંપ લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૮-૬-૯૪ વો. ૩ પૃ. ૪૯૫

"ભાડાના વરસ ૧ ના રૂ. ૨૪ ઠરાવ્યા છે તે દરસાલ વરસ પુરૂં થયે આપવા મીતી ચુકીએ તો વ્યાજ માસ ૧ ટકા ૧ લેખે આપીએ" મુદત નથી તેથી અનિયમીત મુદતની છે "જે સાલમાં અધિક માસ આવે તે માસનું ભાડું આપીશું" એવો તેમાં કરાર છે તેથી અધીક માસ ગણતાં દસ વરસની સરાસરી જોતાં રૂ. ૨૫ થી વધારે રકમ થતી નથી માટે લાગત લગાડેલી બરાબર છે. દી.શા. સ્ટાં. ખુ. નંબર ૧૨૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૯૪.

દરવરસે રૂ. ૩ ભાડાના ઠરાવી ઘર બાંધવા જમીન રાખી છે. આ લેખમાં (૧) ગામ પરગામ જવાનું ટાપું કરવા બાબતને ન કરવામાં આવે તો દરસાલ રૂ. ૦।। આપવા બાબત કરાર છે તે સ્વતંત્ર ગણી રૂ. ૩।। ઉપર લાગત લેવા ઠરે તેવું છે પણ તેમાં એવા કરાર છે કે ખાતું બદલાવ્યા બદલ રૂ ૨ આપવા તથા જમીન ઉપર દળ બાંધવામાં આવે તેની ત્રાહિત કીંમત કરે તે આપવાનો કરાર છે તે બંને અંગભુત છે ખુ. નં $\frac{૧૫૦}{૯૩-૯૪}$ ફે ૧૮-૮-૯૪ આ. ભા. ૨ પૃ. ૧૨૮.

માછી લોકોએ લખી લેનારનું ગભાણ છાપરા બાંધવા લીધેલું ને તેના ભાડા પેટે તેમની ચાકરી માછી લોકોએ કરવી એવો કરાર લખી આપ્યો છે ને સ્ટાંપ રૂ૦।। નો વાપર્યોછે. આવો કરાર (નોકરી ભાડાના બદલે કરવી તે) પણ રોકડ રકમ જેવોજ મોબદલો ગણવો જોઇએ માટે "કબુલાત" થાયછે કલમ ૨૩ પ્રમાણે અધિક રકમનો દંવો ચાલી શકશે નહીં લેખ અપુરતી કીમત ઉપર થયેલો ગણાય નહીં આ કબુલાત ખેતી કરનારે ખેતી માટે અથવા ખેતીના સંબંધે લીધેલી જમીન વિગેરે બાબત લખી આપેલાનું નિકળતું નથી તેથી માફી મળી શકે નહીં દી. શા. સ્ટાં. ખુ. નં. ૫૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૯-૬-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૫૧ તા. ૧૨-૯-૯૫

"ઘર ભાડે રાખ્યું છે તેનું ભાડું વર્ષે ૧ નું રૂ. ૧૨) ઠર્યાછે ઘરમાં રહીશું ને ભાડું ચઢાવી આપીશું અવધ ૪ વરસની છે" આવી મતલબની ભાડા ચીઠી પરીસીષ્ટ ૧ રકમ ૨૦ क પ્રમાણે લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ નં. $\frac{૧૦૪}{૯૪-૯૫}$ ફે. ૧૧-૧૧-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૨૩૪ તા. ૯-૧-૯૬

ગણવત પટામાં એવો મજકુરછે કે "આ જમીનમાં ઝાડ ઉછેરીએ તેનાં ફળ તથા લાકડામાં નિમે હિસ્સો આપીએ" એવો મજકુર સ્વતંત્ર કરાર ન છતાં અંગભુત છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૫૩}{૯૫-૯૬}$ ફે. ૧૯-૫-૯૬ આ. ૫. ભા. ૨ પૃ. ૪૮૬ તા. ૪-૬-૯૬

સાંપ્રતના લેખમાં ખેતરમાં મોલ વાઢતી વખત હવાલદાર લેઇ જવા વીગેરેનો (તે ખેતરનો મોલ વાઢતી વખતે હવાલદાર લઈ જઈશું તેનો ખાધા ખર્ચ મારે દેવોછે) કરાર કબુલાતનો અંગભુત છે દી. શા. સ્ટાં. નં. ૮૨ સને ૧૮૯૫-૯૬ ફે. ૧૫-૫-૯૬

| દસ્તાવેજનો | પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| પટો કિંવા કબુલાત કરવાનો કરાર–જુવો નંબર ૭. | | |
| ૨૧ પંચનો ઠરાવ. એટલે કોર્ટના હુકમથી નિમેલા પંચ જે ઠરાવ કરે છે તે સિવાય પંચે કિંવા સર પંચે કરેલો લેખી ફેસલો. | (ક) જે માલ મિલકત સંબંધી પંચે ઠરાવ કર્યો હોય તે માલ મિલકતની રકમ કિંવા કિંમત તે પંચના ઠરાવમાં એક હજાર રૂપૈયાથી કમી હોય ત્યારે | તેટલી રકમના ખતને (નંબર ૮) જેટલી લાગત પડે છે તેટલી. |
| | (ખ) બીજા કોઈપણ પ્રસંગે. | પાંચ રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૧૦ ને મળતી છે.

દસ્તાવેજના પક્ષકારોએ પંચને જે અધિકાર આપેલો તે દસ્તાવેજ છલાહીદો થઈ નોંધાઈ ગયેલો છે તે દસ્તાવેજ નીચે આ પંચનામું નથી પણ તે પંચને અધિકાર આપ્યાના દસ્તાવેજની નકલ નીચે પંચે ઠરાવ કર્યો છે તેથી એ દસ્તાવેજ નથી પણ પંચનો ઠરાવજ છે અને તે યોગ્ય સ્ટાંપ ઉપર છે (હી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૨ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૩૦–૩–૯૩ વો. ૩ પૃ. ૧૦૭

| | | |
|---|---|---|
| પંતિયાળાનો દસ્તાવેજ–જુવો નંબર ૩૪. | | |
| પંતિયાળું તોડવાનો દસ્તાવેજ–જુવો નંબર ૩૩. | | |
| ૨૨ પાવતી. જુવો માફી પરિશિષ્ટ ૨ (નંબર ૩) | જ્યારે પૈસાની કિંવા માલની રકમ વીસ રૂપૈયાથી અધિક હોય ત્યારે. | એક આનો. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૫૨ ને મળતી છે. પાવતીની વ્યાખ્યા આ નિબંધમાં આપી છે. (જુઓ કલમ ૩ રકમ ૮)

નોકર લોકોના પગાર, પેન્શન, તથા વરષાસનનો અવેજ વિગેરે પોહોચ્યા બાબતની પાવતીને સ્ટાંપની માફી છે. મહલા નિઝામ સરસુબા ક. જા. નં. ૨૦૭૩ તા. ૨૭–૭–૮૯

"ખતના રૂપીઆ ૧૨૫) પોચ્યા છે તેથી ખતમાં ભરપાઈ કરી તે ખત તથા તેમાં લખેલું ખેતર સોંપી દીધું છે હવેથી ખેતર

ઉપર અમારો હક નથી" સહી સાક્ષી છે આ લેખ પાવતી નથી પણ 'ગીરો પાછું આપ્યાનું ખત" થાય છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧-૩-૯૩ વો. ૩ પૃ. ૧૨૧

"તમારી પાસે બેચર-વનમાળીનું લેણું હતું તે અમારા નામ ઉપર ચઢાવી લીધું છે તેનો નિકાલ નીચે મુજબ કર્યો:—રૂા. ૯૭૦ રોકડા લીધા રૂ ૭૦૦) રૂ. ૪૧ ના ૧૪ કાંધા + + +, રૂ ૪૦૦) માં ખેતરો ૨ અડાણે લીધા છે, રૂ ૧૫૦) નું ગાડું એક, રૂ. ૧૫૦) બે ઢોર એ લીધી છે, રૂા: ૧૫૫ છુટના એ પ્રમાણે ચુકતે હીસાબે ભરી પામ્યા છીએ હવે લેણા સંબંધ લેવું દેવું નથી." આ લેખ પાવતીના સ્વરૂપનો છે દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૫૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૨૩

પક્ષકાર વચ્ચે ઘણા વેહેવાર થયેલા તેથી તેમાં લખી આપનારનું જે માગતું કરી લેનાર તરફ હતું તે સર્વે પોહોચ્યાથી બાકી નથી એમ લખી આપ્યું છે.તેથી તે પાવતી છતાં એક આનાની લાગતને પાત્ર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૬૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૪-૯-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૮૧ તા. ૨૦-૧૨-૯૪.

હુકમનામાનો ધરમેળે નિકાલ કરી "રૂા. ૨૬૪ાા રોકડા લીધા છે ને બાકીના છુટ મુક્યા છે હવે લેણું રહ્યું નથી" (મીતી ને સહી) એવી મતલબની પાવતી લખી છે તે પાવતી લાગતની પાત્રતામાં આવતી નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૫ સને ૧૮૯૪-૯૫ ફે. ૩૧-૩-૯૬ આ. ૫. ભા. ૨ પૃ. ૪૪૮ તા. ૧૬-૪-૯૬



| દસ્તાવેજનો | પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| ૨૩ ફારગતી-એટલે જે કોઇપણ દસ્તાવેજ ઉપરથી કોઈ માણસ બીજા ઉપર કિંવા કોઈ પણ નિર્દિષ્ટ કરેલી માલ મિલકત ઉપરનો પોતાનો દાવો છોડી દે છે તે દસ્તાવેજ. | (ક) દાવાની રકમ કિંવા કિંમત એક હજાર રૂપૈયાથી અધિક ન હોય તો. | ફારગતીમાં જે રકમ કિંવા કિંમત લખી હોય, તે રકમના કિંવા કિંમતના ખતને [નંબર ૮] જેટલી લાગત પડેછે તેટલી. |
| | (ખ) કોઇપણ બીજા પ્રસંગે. | પાંચ રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ ૫૪ ને મળતી છે.

દસ્તાવેજમાં "તમે મારા પીત્રાઈ થાઓ છો તેથી વારસ તમે છો મારાથી મીલકતની વ્યવસ્થા રહી શકી નહીં તેથી મારી તમામ

સ્થાવર જંગમ મિલકતનો મારો જીવતા સુધીનો હક છે તે છોડી દઈ તમને સોંપ્યો છે ને મારો હક ઉઠાવી લીધો છે" આ મજકુરથી લખી આપનારે પોતાનો જીવતા સુધીનો હક નિર્દિષ્ટ મીલકતમાં હતા તે છોડી દીધાથી તે ફારકતી થાય છે (જુઓ સ્ટાં. ખુ. નંબર ૮ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૭-૩-૯૦ ખુ. પુ. ભા. ૧ પૃષ્ટ ૨૩ ઉપર

ફારકતીમાં મીલકતની કીમત પુરેપુરી લખી ન હોય તો વધારેમાં વધારે રૂા. ૫ લાગત પડવી જોઇએ દસ્તાવેજમાં કિંમત અથવા મોબદલાની રકમ બરોબર લખી ન હોય તો તે સુબાએ નક્કી કરવી કે કેમ? એ પ્રશ્ન વિશે નિબંધ તથા નિયમમાં ખુલાસો નથી (દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૨૮-૨૯/૮૯-૯૦ ખુ. ન. ૪૫/૯૦-૯૧ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૪-૧૧-૯૦ સ્ટાં. ખુ. ભા. ૧ પૃષ્ટ ૮૨ પૃ. ૨૪૦ ઉપર જુઓ.) ખુ. નં ૪૫/૯૦-૯૧ પૃ. ૨૪૦ ફે. ૨૫-૫-૯૧ સ્ટાં. ખુ. નં. ૫૪/૯૦-૯૧ ફે. ૧૮-૮-૯૧ વો. ૨ પૃ. ૨૨.

લેખમાં દરેક ભાગદારને ભાગે આવેલી મીલકત લખી બાકીના ભાગદારોએ, તે ભાગની મીલકત ઉપર પોતાનો હક નથી એવું લખી આપી તે બાકીના ભાગદારોએ તે લેખ ઉપર સહી કરી છે પક્ષકારે નામ લાંભવું આપ્યું છે. લાંભવાને માટે પરીસીષ્ટ ૧ માં સ્ટાંપ ઠરાવેલો નથી પરંતુ દસ્તાવેજ ફારગતીના સ્વરૂપનો ઠરે છે વેહેચણ પત્ર ઠરતો નથી કારણ વેહેચણપત્રમાં એકંદર વેહેંચવાની મિલકત લખી તે પૈકી પ્રત્યેક ભાગદારને ભાગે આવેલી મિલકત જણાવવામાં આવેછે અને એવા લેખ ઉપર તમામ ભાગદારોની સહીઓ થાયછે (જુઓ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૫૮ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૮-૪-૯૧ ખુ. પુ વો. ૧ પૃ. ૨૦૧ ઉપર.)

મૃત્યુપત્રથી મળવાની રકમ પોહોંચ્યા વિષે તથા જે મિલકત સંબંધે મૃત્યુપત્ર કરેલું તે ઉપર હક, દાવો, તથા હીસ્સો રહ્યો નથી એ રીતે કરી આપેલો લેખ ફારગતી છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૫ સને ૧૮૯૦-૯૧ ફે. ૬-૫-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૧૪

કોરટ તરફથી રીતસર લીલામમાં મિલકત ખરીદ કરેલી તે બાબત દાખલો ન લેતાં જેની મિલકત લીલામ થઈ તેણે " મીલકત ઉપરથી અમારા તથા વાલીવારસનો હક, દાવો, માલકીઆ લેખથી ઉઠાવી મીલકત તમને કબજે સોંપી છે" એવો લેખ કરી આપેલો છે આ લેખ ફારગતી છે કીંમત લખી નથી તેથી રૂપીયા ૫ નો સ્ટાંપ જોઈએ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૭ સને ૧૮૯૦-૯૧ શા. ખુ. વો. ૧ પૃ. ૨૫૭ ઉપર.

ગુરૂભાઇએ બીજા ગુરૂભાઇને મંદીર તથા જમીન સરકારી તથા બારખલી શીમતળની તથા લીખી આપનાર પોતાના જનકપિતાના તથા પોતાના ભાઈના નામથી જે જમીન ગીરો તથા વેચાણ તથા વળતદાણે રાખેલી એ વિગેરે સર્વે સ્થાવર તથા લેણું તથા ઢોરઢાંકર વિગેરે તમામ જંગમ ઉભાર કરી લેનારનો હક તથા ભોગવટો છેએવું કબુલ કરી પોતાનો હક, દાવો, કે કબજો ભોગવટો નથી એવું લખી આપ્યું છે આ દસ્તાવેજની મતલબ જોતાં તે ફારગતી છે કીંમત લખી નથી માટે રૂ. ૫ ની લાગતને પાત્ર છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ.૨ નંબર ૫૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૮-૮-૯૧ વો. ૨ પૃ. ૨૨

દસ્તાવેજનો મતલબ "હું મારા બાપ ભેગી રહેતી તેથી તેમના કબજાની જે જે જંગમ મિલકત દરદાગીના, રાચરચીલું, વિગેરે હોય તે અમો ભેગા રેહેવાથી મારા કબજામાં છે તેમાં તમારો હક નથી. હું મારા બાપ ભેગી જે ઘરમાં રેહેતી તે ઘર આપણા વડીલો પાર્જીત છે તેના હેઠલા ભાગે તમે રેહેતા ને ઉપલા ભાગે અમે રહીએ છીએ તે ઉપલા ભાગનો કબજો તમારા પાસેથી રૂ. ૨૨૫ લઈ કબજો સોંપવો છે. મારી દીકરીના લગ્ન વખતે રા. ૨૦૧ આપવા ઠર્યા છે, તે મારે લેવા તે રૂપીયા ચુડા પાનેતર તરીકેના ઉચક લગ્ન વખતે અમારા લેવા. અમોને ભોજન ખરચ રૂ. ૪૮ દરસાલના ઠર્યા છે તે ૧૦ વરસ સુધી લીજીએ. અમારા બાપના ખેતરો અમે ઉપજ નીપજ લઈ ભોગવીએ તેમાં તમારો હક નથી. એ પ્રમાણે અમારે ચાલવું બને દુકાનના લેણા દેવાની હું જવાબદાર નથી. વિગેરે." રૂ. ૨૨૫ લઈ હક છોડી દીધાનો મજકુર ફારગતી છે બાકીના કરારો અંગભુત છે કારણકે તે કરારોને લખી લેનારની સમંત્તી થયાના બદલામાં લેખમાંની નિર્દિષ્ટ મિલકત ઉપરથી લખી આપનારે પોતાનો દાવો છોડ્યાનું જણાઈ આવેછે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૫૦ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૯-૮-૯૧ વો. ૨ પૃ. ૨૭.

તમે મિલકત કબજે લેવા દાવો કરેલો છે તેનો બે ભલા માણસને નિમીનાકાલ કર્યો કે સદરહુ ઘરાં તથા તેના સ્વાંગનાં વાડાની જમીન પેસ્તરથી જેમ તમારા કબજા ભોગવટામાં ચાલતા આવેલા છે તે મુજબ તમારા કબજામાં રાખવાં ને એ ઘરોની માલકી અમારી છે એવી અમારે તકરાર ઉઠાવવી નહીં ને તે ઘરાં ઉપરના હક કે દાવો છોડી દઇએ છીએ એ પ્રમાણે અમો કરી તેના બદલામાં તમોએ અમોને ઓરીઆણા ગામે નીચે લખેલી મીલકત ખરીદ કરી તે અમને સ્વાધીન કરી છે તેની વિગત +++" આ દસ્તાવેજ અદલાબદલીનો નથી કારણ બ્રોટીશ ટ્રાન્સફર ઓફ પ્રોપરટીમાં કલમ ૧૧૮ માં તેની વ્યાખ્યા છે તે લાગુ થતી નથી મીલકતનો હક છોડ્યો છે તેથી તે ફારગતી છે માટે કીમત સુબાએ પુછી લઈ તે ઉપર સ્ટાંપ લેવો ન આપે તો રૂ. ૫ લેવો (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૦-૮-૯૧ વો. ૨ પૃ. ૩૨

કરી આપનારના બાપની સ્થાવર તથા જંગમ મિલકત તથા દેવા લેહેણાનો વહિવટ અને ચોપડા કરી લેનાર તરફ સોંપેલા હતા તે કરી લેનાર પાસેથી પાછા લીધા છે તથા તે સંબંધે કંઈ હક દાવો રેહ્યો નથી, એવા મજકુરનો લેખ હોયતો, તે કરજ સંબંધે પાવતી ન હોવાથી પાવતી નથી પણ તે ફારગતી છે દસ્તાવેજની રકમ નક્કી કરી લઇ લાગત લેવી (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૦-૯-૯૧ વો. ૨ પૃ ૭૨ કરી આપનારનો મિલકત ઉપર કંઇ દાવો હતો ને તે તેણે છોડી દીધેલો હોય તોજ ફારગતી થાય દી. ખુ. નં. ૭૮ ૯૦-૯૧ ફે. ૧૨-૯-૯૧ વો. ૨ પૃ ૭૮.

"કડીપ્રાંતની જજકોર્ટમાં અમે તમારા ઉપર દાવો કરેલો તેનો ઘરમેળે નિકાલ કર્યાની તપસીલ +++ ઘર તમોએ અમોને અ-

મારી હયાતી સુધી રહેવા સારૂ આપ્યું છે. તેનો કબજો અમોએ લીધો છે માલકી તમારી છે + + + રૂ. ૪૫૧ રોકડા આપવા કરેલા તે લીધા છે તે ઉપર હક અમારો છે અરધામણ વાસણ વધારે લીધા છે. રૂદ્રાક્ષની કંઠી અમારા ખાવીંદવાળી તમારી પાસે હતી તે પોહોંચી છે. અમારા પલા વિગેરેના જે દાગીના અમારી પાસે છે તે ઉપર તમારો હક નથી. વરસાશનનો ચોથો હીસ્સો દરસાલ અમોને આપી જવી તે બદલ ફેલીહીટો લેખ કરાવી લીધો છે. હવે કોઈ પ્રકારનો હક કે દાવો વાંધો રહ્યો નથી માટે અમારા દાવા બદલ અમારૂં ખર્ચ અમારા શિરે ને તમારૂં તમારા શિર રાખી અમે રાજીનામું દેશું વિગેરે” વ્યવસ્થા કેવી રાખી છે એ બાબતની કલમો દસ્તાવેજમાંજ છે તે દાવો છોડવા સબંધે મજકુરનો અરસપરસ મોબદલો થાય માટે અંગભૂત તરીકે ગણી આ દસ્તાવેજ ફારકતી ઠરાવીએ છીએ. સ્ટાંપ, રૂ.૫ નો છે તે બરાબર છે ખર્ચનો મજકુર અંગભુત નથી માટે પ. ૧ રકમ ૬ મુજબ લાગત લેવી. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. નંબર ૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૬ સપટેમ્બર સને ૧૮૯૧ વો. ૨ પૃ. ૮૫

દસ્તાવેજમાં બતાવેલી બાપુકી સ્થાવર તથા જંગમ મિલકત રૂા. ૨૦૦૦ ની હતી તેમાંથી નિમે હીસ્સો હતો તે ઉપરથી હાથ ઉઠાવ્યો છે માટે ફારકતી છે. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૩ સને ૧૮૯૨ ફે. તા. ૧૬-૮-૯૧ વો. ૨ પૃ. ૮૯

દસ્તાવેજ કરી લેનારની માલકીનું ખેતર કરી આપનારના કબજામાં કંઈ કારણથી આપ્યું હતું, તેથી કરી આપનારે તે ઉપર જે ખર્ચ કર્યો હતો, તથા મેહેનત લીધી હતી તે બદલ તેણે ઉચક રૂા. ૧૫૧ લઈ હક છોડી દઈ કરી લેનારને સોંપ્યું છે તે ફારકતી છે દસ્તાવેજમાં કીમત નથી તેથી તેનો દાવો રૂા. ૧૫૧ પુરતોજ હોય એમ પ્રથમ દર્શનિય માનવું યોગ્ય છે. ( દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૨ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૭-૯-૯૧ વો. ૨ પૃ. ૯૧

જે મિલકત ઉપરથી હક્ક ઉઠાવ્યો હોય તેની કિંમત ન લખતાં જે રકમ લઇ હક્ક ઉઠાવ્યો હોય તે રકમ માત્ર લખી હોય તો, લીધેલી રકમ પુરતી મિલકતની કિંમત છે એમ સમજી લાગત લેવી (દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૯ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૨૨-૨-૯૨ વો. ૨ પૃ. ૧૪૩

મેહેર બદલ દાવો રૂ. ૩૨૫ નો કર્યો હતો તેનો નિકાલ રૂ. ૯૧ લઇ દાવાનો હક્ક ઉઠાવ્યો છે ને લેખ કર્યો છે આ લેખ પાવતી ન છતાં ફારકતી છે ને રૂ. ૯૧ લીધા છે તે હક્કની કીંમત ઠરાવી છે એમ સમજવું જોઇએ માટે લાગત રૂ. ૯૧ ઉપર લેવી ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૨-૨-૯૨ વો. ૨ પૃ. ૧૪૫

બાપે પોતાની પેહેલી સ્ત્રીના દીકરાને આ લેખ કરી આપ્યો છે તેમાં એ દીકરા પાસે લેખની તારીખે જે મિલકત હશે તે ઉપર પોતાનો હક્ક નથી ને મારે ને તમારે લેવા દેવા નથી એવો મજકુર ફારકતી છે. કીંમત લખી નથી માટે રૂ. ૫ લાગત જોઇએ. (જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૩ સને ૧૮૯૧-૯૨ ફે. તા ૮-૩-૯૨ વો. ૨ પૃ. ૧૫૧

"તમામ મિલકત તમોએ, મારા ધણીના દેવા અર્થે, ઉપર મુજબ પંચોને પ્રથમ રૂપિયા રોકડા આપી લીધી છે તેથી મારાં તથા મારા વીરસોનો કંઈ પણ પ્રકારનો હક્ક યા દાવો નથી" આ દસ્તાવેજ ફારકતી છે. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૫ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૮-૧૦-૯૨ વો. ૩ પૃષ્ટ. ૪

વેચાણખતના દસ્તાવેજમાં છેવટના ભાગે "હું ગીરોદાર ++ સુરતના, જત ઉપર લખેલા રૂા. ૨૦૦૦ મને મળ્યા છે. જેથી સદર ઘર ઉપરથી મારો ગીરોનો હક ઉઠાવ્યો છે માટે સદરહુ ઘર ઉપર કોઈ મારા તરફથી હકદાર પેદા થઈ દાવો કરે તે રદ છે" આ મજકુર પાવતી થતો નથી કારણ ગીરોદારે નિર્દિષ્ટ કરેલી મિલકત ઉપરથી પોતાનો સર્વે હક્ક છોડ્યો છે એમ છે તેથી કર્જ વાળવામાં પૈસા પોચ્યાની જ વાત લખેલી નથી પણ તેની સાથે મીલકત ઉપરથી હક્ક છોડ્યો છે તેથી તે ફારકતી થાય છે. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૮-૧૦-૯૨ વો. ૩ પૃ. ૬

ચારભાઈની પંત્યાળી મિલકત હતી છે પૈકી લખી આપનાર એક ભાઈએ પોતાના ચોથા ભાગ બદલ લખી લેનાર પૈકી એક ઇસમ પાસેથી રૂા. ૭૭૭ લઈ પોતાનો હક ઉઠાવી લીધો ને લેખ કરી આપ્યો આ લેખ ફારકતી છે સ્ટાંપ રૂા. ૫) નો છે તે બરાબર છે (દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૪ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૫-૧૦-૯૨ વો. ૩ પૃ. ૧૮

બાપ અને છોકરા વચે વેહેચણ થયેલી તે ઉપરથી બાપે છોકરાને મિલકત આપ્યાનું લખી આપી આપેલી મિલકત ઉપર હક્ક દાવો ને સબંધ રાખ્યો નથી એવા મજકુરનો બાપે કરી આપેલો દસ્તાવેજ વેહેચણપત્ર નથી પણ ફારકતી છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૨ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૨૪-૧-૯૩ વો. ૩ પૃ. ૫૨

બે ભાગદારના નામનું ખત હોવાથી તે ખતમાં કરી આપનારનો નિમે ભાગ હતો તે તેણે ઉચક રકમ લઇને છોડ્યા વિશે લેખ કરી આપ્યો તે લેખ ફારકતી થાય છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૮૩ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૭-૩-૯૩ વો. ૩ પૃ. ૯૬

તમે લખી આપેલો દસ્તાવેજ તેમાં ઘરાણે ઘર લખેલા, તે દસ્તાવેજનો નિકાલ કરી રદ કરવામાં આવ્યો છે, ઘરાણે રાખેલા ઘરોનું ભાડું લેણું નિકળતું હતું તેનો પણ નિકાલ કરી ભાડું લેવાનો હક્ક રદ કર્યો છે. હવે બે દસ્તાવેજ રૂ. ૨૫૦ ના છે તે શિવાય કાંઇપણ લેહેણું નથી તેની આ ફારકતી લખી આપી છે આવો મજકુર હોવાથી તે ફારકતી છે રૂ ૨૫૦ ની વાત કથનકારક હોવાથી અંગભુત છે કાચી ખતની નકલો લેવામાં રૂપીઆ ૨૫ મજરે આપવા લખ્યું છે તે પણ અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. ૨. નં. ૧૦૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧-૩-૯૩ વો. ૩ પૃ. ૧૨૮.

બાપ તથા તેના બે છોકરાએ રૂા. ૧૯૯ ની મિલકત ત્રીજા છોકરાને સોંપ્યા વિશે તથા મજીયારી મિલકત ઉપરથી હક્ક ઉઠાવ્યા

વીશે ત્રીજા છોકરાને લેખ કરી આપ્યો છે તે ફારકતી છે દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૦૮ ૯૨-૯૩ ફે. ૩૧-૩-૯૩ વો ૩ પૃ. ૧૩૧.

ત્રણભાઇનો મીલકત ઉપર સરખે હીસે ભાગ હતો એક ભાઇએ પોતાનો ત્રીજો ભાગ રૂા. ૨૩૩-૫-૪ નો હતો તે હીસો રૂ. ૧૦૦ લેઇ પોતાનો દાવો છોડી દીધાનુ લખી આપ્યું છે માટે રૂ. ૨૩૩-૫-૪ ની ઉપર ફારગતી ગણી લાગત લેવી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૭-૪-૯૩ વો. ૩ પૃ. ૧૪૬.

પાગાની ખોલીઓ પૈકી બે ખોલીઓ લઇ પોતાનો હક છોડી દીધો છે તે ફારકતી છે આ દસ્તાવેજમાં "હવેલી વિગેરે મિલકત જેની કીમત રૂ. ૨૯૦૦ છે તેના આઠ ભાગે રૂ. ૩૬૨-૮ પ્રમાણે બે ભાઇના રૂ. ૭૨૫ લઈ પોતાનો હક છોડી દીધો છે ને તેનો દસ્તાવેજ સ્ટાંપ ઉપર કલાહીદા છે એમ લખ્યું છે તેથી તે મજકુર કથનકારક છે. સ્ટાંપની જરૂર નથી. "હવેલીની જગ્યાનો માસ બે અંદર કબજો સોંપશું" એમ લખ્યું છે તે કરાર ગણી લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૫-૭-૯૩ વો. ૩ પૃ. ૧૫૨.

એકંદર મિલકત ઉપરથી રૂ ૫૦૦ લઈ હક છોડી દીધો છે દસ્તાવેજમાં લખેલી મીલકત કેટલીક આ હદની ને કેટલીક પરહદની છે આ લેખને આ હદની મિલકતની જે કિંમત હોય તે ઉપર લાગત પડવી જોઇએ પણ લેખમાં આ હદની મીલકતની કીમત લખી નથી પણ રકમ લેવામાં આવી તે બતાવી છે માટે તે રકમ ઉપર રૂ ૩ લાગત પડવી જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૧ સને ૧૮૯૩-૯૪ ફે. ૩-૭-૯૪ વો. ૩ પૃ. ૩૮૮.

"મારો ધણી છ, સાત વરસથી ગુજરી જવાથી હું ગરીબ સ્થિતિમાં હતી, તેથી મારા ધણીની ઉત્તરક્રિયા વિગેરે ન્યાતી ભોજન નો ખર્ચ તમોએ પોતાના પદરથી કરેલો, તથા આજ સુધી તમોએ મારી સેવા ચાકરી કરી અન્નવસ્ત્ર વિગેરે પોષણના માટે જોઇએ તેટલી નિર્વાહની વસ્તુઓ આપી મારૂં ગુજરાન ચલાવો છો, અને હજી ચલાવશો, તથા મારી પછવાડે મારી સદગતી થવા ઉતરક્રીયા ન્યાતીભોજન કરશો એમ જાણી એ કરેલા ઉપકારના બદલામાં તથા મારા ધણીના કરેલા ખર્ચના પેટે રૂ. ૮૦૦) ની કીમતની મીલકત અમોએ ચાર વરસ થયાં તમને સ્વાધીન કરી છે, ત્યારથી વહીવટ તમે કરોછો + + + મિલકત ઉપરથી મારી તમામ પ્રકારની માલકી હક ઉઠાવી તમોને સોંપેલો છે" આ મતલબનો લેખ ફારગતી છે; કેમકે આ લેખ થતાં અવલથી મીલકત સોંપી છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૪ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૩૬.

"કંઇપણ માલ મિલકતની તકરાર રહી નથી, ને તકરાર કરીએ તો રદછે; મારા મુઆબાદની ક્રીયા તથા મારા જીવતાં સુધીના પાલણપોષણ સંબંધી તમારા ઉપર કશી જવાબદારી હવે રાખી નથી" આ મજકુર ફારગતીના સ્વરૂપમાં આવે છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૮૯ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૫૦

ફારગતીના લેખમાં હક્ક ઉઠાવેલી મીલકતનો મોબદલો લખી લેનારના નામે કરાવી આપવા કરાર હોય તો તે અંગભુત બાબત છે. કેમકે કબજો પુર્ણપણે સોંપવાનો તે રસ્તો છે. દી. શા. સ્ટાં. ખુ. ન. ૯૩ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૮-૮-૯૪ આ.૫.ભા.૨ પૃ. ૧૩૧.

ગીરો ખતમાં સાક્ષી કરનારે સાખ કર્યા પછી લખ્યું છે કે "ઉપરના ખેતરમાં અમારા હક્ક નથી." આ મજકુર ફારગતી થાય કે નહીં તે પ્રશ્ન છે? ઠરાવ્યું કે. સાક્ષી કરનાર લખી આપનારનો ભાઈ જણાય છે આ લેખ થતી વખતે તેણે હક છોડયો હોય એમ જણાતું નથી કારણ લેખમાં લખ્યું છે કે અમારા ભાઇઓ ભાગના વેચણમાં અમારે હીસ્સે આવેલું અમારા કબજા ભોગવટાનું તે ઉપરથી આ લેખ થતાં અવલ સાક્ષીદાર તરફથી હક ઉઠાવ્યો છે એમ લાગે છે ને થઈ ગયેલી વાતનું કથન કર્યું છે એટલે થઇ ગયેલી વાત આ લેખ થતી વખતે કબુલ રાખી છે આવો દસ્તાવેજ ઇલાહીદો હોત તોપણ લાગતની પાત્રતામાં ભાગ્યેજ આવત કારણ પરીશીષ્ટ ૧ માં આ મજકુરનો સમાસ થતો નથી માટે લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. ન. ૧/૯૩-૯૪ ફે. ૨૬-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૨૩.

સાક્ષી કરનારે "ઉપર લખેલા ધરની અડાણવટ ઉપર અમારે, કંઇ પણ હક્ક નથી" એવો મજકુર લખ્યો છે ને ફારકતી નથી કારણ કે. સાક્ષીદારનો લેખના પક્ષકાર સાથે કાંઈ સંબંધ નથી વળી સાક્ષીદારનો હક્ક છતાં તે આ મજકુરથી છોડી દે છે એમં પણ જણાતું નથી આ મજકુર થયેલી વાતનું કથન છે. દી.શા. સ્ટાં. ખુ. નંબર ૬ સને ૧૮૯૪-૯૫ ફે. તા. ૬-૨-૯૫ આ. ૫. ભા. ૨ પૃ ૪૩૯ તા. ૨૮-૩-૯૫

એક લેખ ભાણેજે પોતાના મામાને લખી આપેલો છે, ને બીજો લેખ ભાણેજ વહુએ તેના મામા સસરા ને લખી આપેલો છે, તેમાં લખેલી જમીન જીવાઇ તરીકે આપી છે ને તે સમંધે એવું લખાણ છે કે "આ મીલકત ઉપર અમારો કોઇપણ જાતનો માલકી હક નથી" એવું લખવાથી હક્ક છોડ્યાની બાબત ગણાઈ ફારગતીનું સ્વરૂપ લાગુ થતું નથી. કારણ કોઇપણ પ્રકારની કંઈ માલકી કોઈ શખસની નહોય તે સખસ "માલકી નથી" એમ લખેથી હક્ક હતો ને છોડી દે છે એમ ગણવું વ્યાજબી નથી. માટે તે કસર છે. દી. શા. સ્ટાં ખુ. ૯૨/૯૫-૯૬ ફે. ૧૬-૭-૯૬ ખુમાણ વીરા માણ સુર વી. જેઠ સુદ નગા રે. સાખપુરનો.

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ફેસલો-પંચનો-જુઓ પંચનો ઠરાવ, નંબર ૨૧. | |
| ૨૪ બક્ષીસપત્ર અથવા દાનપત્ર (વ્યવસ્થાપત્ર... ... ... ... ... ... ...<br>કિંવા મૃત્યુપત્ર આ શિવાય બીજી રીતે કરેલાં) | તે દસ્તાવેજમાં બક્ષીસ કરેલી માલમિલકતની કિંમત હોય, તે કિંમત જેટલા અવેજના વેચાણ ખતને (નંબર ૨૯) જેટલી લાગત પડે છે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટની કલમ ૩૬ ને મળતી છે.

આ નિબંધમાં તેમ બ્રીટીશના કાયદામાં પણ બક્ષીસપત્ર કે દાનપત્રની વ્યાખ્યા આપેલી નથી પણ સદર કલમ ઉપર નામદાર વ-રીષ્ટ ન્યાયાશીએ કરેલા ફેસલા વાંચવાથી તેની વ્યાખ્યા કે સ્વરૂપ સ્પષ્ટ સમજાશે.

દસ્તાવેજમાં "સ્થાવર માલ મિલકત તમને સ્વાધીન કરૂં છું અને સદરહુ સ્થાવર માલ મિલકતનો ઉપયોગ ચાહેતો વારસાના હક્ક-થી કરો, ચાહેતો બક્ષીસ તરીકે માની ઉપયોગ કરો" એવા બોલ છે, તેથી નીબંધની કલમ ૭ પ્રમાણે પરી. ૧ રકમ ૨૪ લાગુ પડે છે; માટે સુબાસાહેબે મીલકતની કીમત નક્કી કરી નિ. ક. ૩૩ પ્રમાણે તજવીજ કરવી. (દી. સ્ટાં. ખુ. ૨. નંબર ૭ સને ૧૮૮૯-૯૦ કે. તા. ૧૭-૩-૯૦ દી. સા. ખુ. બુક ભા ૧ પૃષ્ટ ૨૦ ઉપર જુઓ.)

દસ્તાવેજમાં ઘણા ભાગે વસીયતનામા જેવો મજકુર છે પણ છેલ્લા ભાગમાં "હાલથી જે તે સઘળો અધિકાર આપી મારો હક્ક મે આજથીજ ઉઠાવી લીધો છે" આ મજકુરથી દસ્તાવેજ વસીયતનામું ન છતાં બક્ષીસ પત્ર છે. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨. નંબર ૯ સને ૧૮૮૯-૯૦ કે. તા. ૨૮-૩-૯૦ દી. શા. સ્ટાં. ખુ. ભાગ ૧ પૃષ્ટ. ૨૫ ઉપર)

ખુલાસો—બક્ષીસપત્ર આ શબ્દમાં દત્તક પત્રનો સમાવેશ સ્ટાંપ નિબંધ પુરતો થાયછે એમ સમજવું.

સદરહુ ખુલાસો આ. પ. ભા. ૨ પૃષ્ટ ૬૯૪ તા. ૧૪-૪-૯૨ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ ઉપર પ્રસિદ્ધ થયો છે તેનો અમલ તેજ તારીખથી શરૂ થાયછે, એમ વ. કો. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬ સને ૧૮૯૨-૯૩ કે. તા. ૨૯-૮-૯૨ ના રોજ થયેલો આ. પ. ભા. ૨ તા. ૮-૯-૯૩ પૃ. ૩૬ ઉપર પ્રસીદ્ધ થયો છે.

દસ્તાવેજનો મજકુર "મારે પેટ કાંઇ ફરજન નથી, ને તમો મારા પિતરાઇ વારસછો, તેથી મારી નીચે લખેલી મિલકત તમોને વા-રસના હક્કથી આપીછે; માટે તે તમો તમારા કબજામાં લઇ ઉપભોગ કરો ને મારૂં પાલણપોષણ કરો" એવો હોવાથી તે વારસ પત્ર નથી, પણ બક્ષીસ પત્રછે કારણકે મીલકત તુરત કબજે લેવાનો અધિકાર દસ્તાવેજ કરી લેનારને પ્રાપ્ત થાયછે. (જુઓ દી. સ્ટાં ખુ. ૨ નંબર ૧૮ સને ૧૮૮૯-૯૦ કે. તા. ૨૮-૧૦-૯૦ સ્ટાં. ખુ. ૨ બુ. વો. ૧ પૃષ્ટ ૬૭ ઉપર)

"મારે ચાર દીકરાછે સૌથી નાનો ગોવિંદ કે જે મારી ચાકરી ને પાલણપોષણ આજ સુધી કરે જાયછે. બીજા ચાકરી કરતા નથી, મારા ધણીનું કારજ પોતે કર્યુંછે તેમ ઘર તેના બાપે મુકેલું તે જાત કમાઇથી છોડાવ્યું છે. તેથી હું મારી તમામ મીલકત ઘર દાગીના મારા નાના દીકરા ગોવિંદને આપુંછું તેમાં કોઇએ (મારા બીજા ત્રણ દીકરાએ કે ઓરમાઇ દીકરાએ હરકત કરવી નહીં કેમકે તેણે મારૂં પાલણ કર્યું નથી તેમ બાપનું દેવું આપ્યું નથી" ત્રણ દીકરાનો હક વારસ તરીકે છતાં બાતલ કરી સર્વે મીલકત એકને કબજે કરી આપી તેથી તે

બક્ષીસપત્ર છે. વ્યવસ્થાપત્રની વ્યાખ્યામાં આવતો નથી (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૮/૮૯-૯૦ ફે ૨૮-૧૧-૯૦ બુક ભા. ૧ પૃ ૯૫ ઉપર)

"મારે ફરજન નથી, સ્ત્રી નથી. તેથી સ્થાવર જંગમ મિલકત જજમાનવતી વીગેરે રૂ. ૬૦૦ની છે તે મારા ભાણેજને આપુંછું ને તેના તાબામાં આપી છે." હયાતીમાં આપી દીધાથી બક્ષીસપત્ર છે. કીમત ઉચક ઠરાવીછે ખરી પણ પક્ષકારે કીમત લખીછે તે બરાબર નથી એવું માનવા જ્યાંસુધી કારણ નહોય ત્યાંહાસુધી બરાબર છે એમ માનવી જોઇએ (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૪-૧૨-૯૦ ખુ. બુ. ભા. ૧ પૃ. ૧૦૯ ઉપર).

પોતાના બાપની (મયતની) મીલકત તથા દૂકાનનો વહીવટ લખી લેનારને આપ્યો છે, તે એવી શરતોથી કે દસ્તાવેજ લખી લેનારે લખેલી મીલકત લેવી, ને મરનારનું દેવું વિગેરે આપવું મીલકતનો કબજો સ્વાધીન કર્યો છે તેથી તે શરતો બક્ષીસ પત્ર છે ને પરી. ૧ રકમ ૨૪ પ્રમાણે સ્ટાંપ જોઇએ. કીમત લખી નથી તેથી નોંધણી કામદારે સુબા તરફ મોકલવો તે કીમત નક્કી કરી સ્ટાંપ લેશે. (જુઓ સ્ટાં. ખુ. ૨ નંબર ૬૬/૮૯-૯૦ ફે. ૩૧-૧૨-૯૦ વો. ૧ પૃ. ૧૧૬).

બક્ષીસપત્રના ઉલટ લેખને પ. ૧. રકમ ૩ પ્રમાણે છેવટમાં છેવટ રૂ. ૧ નો સ્ટાંપ જોઇએ. દી. શા સ્ટાં. ખુ. નંબર ૬૬/૮૯-૯૦ ફે. ૩૧-૧૨-૯૦ વો. ૧ પૃ. ૧૨૦.

દસ્તાવેજમાં "મારી તમામ સ્થાવર જંગમ મિલકતના વારસ તમે છો માટે મારી તમામ સ્થાવર જંગમ મિલકત તમો માલીક હકે ઉપભોગ કરી ભોગવો તેમાં હરકત કરીએ નહીં કરીએ તો રદ છે" આ મજકુર હોવાથી તે વારસ પત્ર ન છતાં બક્ષીસ પત્ર છે. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૯ સને ૧૮૯૦-૯૧ ફે. ૩૧-૧૨-૯૦ વો. ૧ પૃ. ૧૩૪ ઉપર).

કરી આપનારે પોતાના તથા પોતાની ઓરત વિગેરેના ગુજરાનનો તથા પોતાની ક્રીયા ખર્ચ કરવા વિગેરે સબંધે બોજો મીલકત ઉપર રાખી એકંદર મીલકત પોતાના ભાણેજને ને લેખની તારીખથી આપી દીધાનો દસ્તાવેજ બક્ષીસ પત્ર છે. (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૭ સને૧૮૯૦-૯૧ ફે. તા. ૧૮-૫-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૨૬.

"મારા ધણીની ક્રીયા વિગેરે વેહેવાર તમે પુત્ર પ્રમાણે કર્યો છે તેથી તમને વારસ ઠરાવ્યાનો દસ્તાવેજ ન્યાત સમક્ષ લખી આપ્યો છે પણ તે વખતે મારી માંદગી હોવાથી બરાબર પુરેપુરી હકીકત લખાઇ નથી ને તે દસ્તાવેજથી મારી દેખરેખ નીચે તમે આજ સુધી કારભાર ચલાવ્યો ને હવે સ્વતંત્ર રીતે બીન હરકતે ચલાવશો ધારી. મારી સ્થાવર જંગમ મીલકત મારો કબજો છોડી દેઇ તમને માલીક કર્યા છે મારે સંતતી નથી ને વારસ પણ તમનેજ મુકરર કર્યા છે" લખી આપનારે પોતાના સગા ભાઇના છોકરાને હાલના લેખથી કબજો સોંપી મીલકત આપી દીધી છે. માત્ર ગુજરાનની જવાબદારી રાખી છે. તેથી આ લેખ સરતી બક્ષીસ પત્ર છે. (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૮ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૮-૫-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૨૯ ઉપર).

"મારા સગા કાકાના દીકરા તમે છો મારે પેટે સંતતી નથી હું વીધવા છું તેં મારી ચાકરી કરી છે તેથી મારી જમીન કુંભા ૬-૬૬ છે તે પૈકી જમીન કુંભા ૪-૪૯ કીમત રૂ. ૨૦૦ની બક્ષીસ આપી છે તે ઉપર મારો હક નથી. ઉત્પન્ન તમે લેજો ને વહીવટ કરજો બાકી જમીન ૨-૧૭ રહી તેમાંથી જીવતાં સુધી હું મારૂં ગુજરાન ચલાવીશ ને હું મુઆ પછી ન્યાતના પંચ માલેક છે તે વ્યવસ્થા કરશે કુલ જમીન ૬-૬૬ની સરકારની દાણ આજથી તમે ભરજો નહીં ભરો તો તમારો હક નથી મારા પોષણ સારૂ રાખેલી જમીન હું મુવા પછી મારો દીવસપાણી કરે ને જેને પંચ સોપે તે માલીક છે." આ દસ્તાવેજ બક્ષીસ પત્ર છે જમીનના દાણ ભરવાનો મજકુર અંગભુત છે. નિર્વાહ માટે રાખેલી જમીન વિષેનો મજકુર બ્યાન તરીકે છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૫ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૧૮–૫–૯૧ દી. શા. સ્ટાં. ખુ. ૧ પૃ૯ ૨૩૨.

મંદીરમાં દેવની સેવા પુજા કરવાનો હક્ક તથા તે સંબંધે જમીન વિગેરેનું જે કાંઇ ઉત્પન્ન આવે તેમાં, કરી આપનારનો અરધો હીસ્સો, જેની દર વર્સની રકમ રૂ. ૧૦૦ છે તે લેવાનો હક તેણે પોતાની હયાતીમાંજ પોતાની ભત્રીજીના દીકરાને તથા તેના વંશજો ને આપી દીધાનો લેખ વ્યવસ્થા પત્ર નથી. પણ બક્ષીસ પત્ર છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૫૮ સને ૧૮૯૦–૯૧ ફે. ૩૧–૭–૯૧ વો. ૧ પૃ. ૪૧૩.

કરી આપનારે પોતાની હયાતીમાં પોતાના સગાવાલાને દાગીના આપી, બીજી મીલકત પોતાની હયાતી પછી (મરણ પછી) તેઓએ કબજામાં લેવી એવો ઠરાવ લખી આપ્યો હોય તો દાગીના પુરતું બક્ષીસ પત્ર ગણવું ને હયાતી પછી મળવાની મિલકત પુરતું મૃત્યુપત્ર છે. મૃત્યુપત્રને સ્ટાંપની માફી છે. પણ બક્ષીસ પત્રની લેવી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૨ સને ૧૮૯૨–૯૩ ફે. ૨૪–૨–૯૩ વો. ૩ પૃ. ૮૯.

"તમે મારા સગાભાઇ છો મારૂં આજ દીવસ સુધી પાલણ પોષણ કર્યુ છે. માટે સ્થાવર જંગમ મિલકત આજ તારીખે તમામ કબજામાં સોંપી છે જેથી આજ સુધી વહીવટ માલકી હક હું ચલાવતી તેવી રીતે મારા ભાઇએ ચલાવવો. વાવલાની જમીન તથા રોકડ હક્કની નીમણોક મારી હયાતીમાં તમારા નામે કરાવી આપીશ તે થતાંમાં મારૂં મોત થાય તો આ દસ્તાવેજને આધારે તમારે કરાવી લેવું. હું જીવું ત્યાં સુધી મને પાળવી ને ચાકરી કરવી. હયાતી બાદ ધર્મ ક્રીયા બ્રહ્મ ભોજન વીગેરે રીવાજ પ્રમાણે કરવો." આ મતલબનો લેખ બક્ષીસ પત્ર છે. ચાકરી કરવા વીગેરે મજકુરથી તે બાતલ થતો નથી. જમીન રોકડ હક જીવતાંજ નામ ઉપર કરી આપવા લખ્યું છે તેથી હેતુજ બક્ષીસ કરવાનો છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૦/૯૨–૯૩ ફે. ૯–૮–૯૪ આ. ૫ ભા. ૨ પૃ. ૧૧૩ તથા દી. શા. સ્ટાં. ખુ નં. ૧૪૧ સને ૧૮૯૨–૯૩ ફે. ૩૦–૮–૯૪ આ. ૫ ભા. ૨ પૃ. ૨૩૦.

સંવત ૧૯૩૭ સાલમાં જે મિલકત કૃષ્ણાર્પણ આપવામાં આવેલી તેનો લેખ તે વખતે કરેલો નહીં તેથી તે હાલ કરી આપ્યો છે

તેમાં કરી આપનારને ઘરમાં હયાતી સુધી રેહેવા વિષે જણાવેલું છે તે પ્રથમ જે વખતે દાન આપ્યું તે વખતે તે શરતે એકંદર મીલકત દાન આપ્યાનું દીસે છે આવા પ્રકારની શરતોથી દાન કિંવા બક્ષીસ આપેલુ હોય ને તેવા લેખમાં જણાવી હોય તોપણ તે શરતો જુદો કરાર થતો નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૩૬ સને ૧૮૭૩-૭૪ ફે. ૪-૯-૭૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૬૧ તા. ૨૯-૧૧-૭૪.

બક્ષીસ પત્રના દસ્તાવેજમાં મીલકતનો મોબદલો કરાવી આપવાનો કરાર કર્યો છે તે અંગભુત છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪ સને ૧૮૭૪-૭૫ ફે. ૬-૨-૭૫ આ. ૫. ભા. ૨ પૃ ૪૩૭ તા. ૨૮-૩-૭૫

" પોતાની હયાતીમાં મારા ધણીએ ઘર અરપણ કર્યું છે તે એવી શરતે કે પોતાની હયાતીમાં એક હજાર રૂપીઆ આપને આપે તો ઘર પોતાને રહે ન આપે તો તે પરલોક પામ્યા પછી પોતાના વારસદાર એક હજાર રૂપીઆ આપને ન આપે તો તે ઘરના માલીક આપ તેથી આપને કબજે પણ સોંપેલો ઘટે છે તેથી એ ઘરના આપ વંશપરંપરાના માલીક છો " આ મજકુરનો દસ્તાવેજ દાનપત્ર છે. બીજી રીતે જોતાં તે ફારગતી પણ ગણી શકાય તેવો છે તેથી ક. ૭ ના ૨ બીજા ભાગ પ્રમાણે દાનપત્ર અથવા બક્ષીસ પત્રની લાગત લેવી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૪૪ સને ૧૮૭૨-૭૩ ફે. તા. ૬-૭-૭૫ ગોસ્વામી શ્રી વીઠલેશરાય લખી આપનાર બાઇ કડવી.

" તમો મારા ભેળા રહી મારા દીકરા માફક કામકાજ તથા ચાકરી બરદાસ કરો છો જેથી મીલકત બધી સ્થાવર અને જંગમ તમારા સ્વાધીનમાં છેજ પણ મારી હયાતી બાદ તે મીલકતની માલકી સબંધે પાછળથી વાંધો ઉત્પન્ન થાય માટે આ મૃત્યુપત્ર મેં તમને લખી આપ્યું છે +++ મારી હયાતી પછીના તમોને વારસ ઠરાવી માલકી હક્ક આપ્યો છે +++ આવો મજકુર દસ્તાવેજમાં છે લખી લેનાર ભાણેજ થાય છે તેથી કબજો તેનો હમેશ પણ તેનો જે હક્ક ઉત્પન્ન થવાનો તે લખી આપનારના મરણ પછી થવાનો છે માટે મૃત્યુપત્ર છે દી. શા. સ્ટાં ખુ. નં. ૫૮/૯૫-૯૬ ફે. ૨૧-૪-૯૬ (૧૧૭)

| દસ્તાવેજનો | પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| બીજાના નામ ઉપર કરી આપવાનો લેખ-જુવો નંબર ૧૮ | | |
| બીજી પ્રત-જુવો નંબર ૩ | | |
| માલનું વારંટ-જુવો નંબર ૨૮ | | |
| ૨૫ મુખત્યાર પત્ર | (ક) કોઇપણ એકજ વ્યવહારમાં કામ કરવા માટે અધિકાર આપવાનો હોય ત્યારે. | આઠ આના. |
| | (ખ) એકથી અધિક વ્યવહારમાં કામ કરવા માટે અધિકાર આપવાનો હોય ત્યારે. | ચાર રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧લા આકટની કલમ ૫૦ ને મળતી છે. મુખત્યારનામાની વ્યાખ્યા આ નિબંધમાં આપેલી નથી પણ [illegible]ટીશ એકટની કલમ ૩ રકમ ૧૧ માં આપેલ છે તેમાં "જે કોઇ દસ્તાવેજ ઉપરથી નિર્દીષ્ટ કરેલા કોઇ માણસને કામ કરવાનો અધિકાર તે દસ્તાવેજ કરી આપનાર માણસને બદલે મળેછે તેવો કોઇપણ દસ્તાવેજ" આ પ્રમાણે લખ્યું છે. આ કલમ સંબંધે નામદાર વરિષ્ટન્યાયાધી[illegible] તરફથી થયેલા ખુલાસા વાંચવાથી વિશેષ સ્પષ્ટતા થશે.

સરકારી નોકરે પગાર મળવા બાબે મોકલેલો પત્ર અથવા અરજને સ્ટાંપની જરૂર નથી પણ નમુના મુજબ કાયદાસર મુખત્યાર પત્ર રૂપીયા લેનારે લખી લીધું હોય તો તેના ઉપર સ્ટાંપ જોઇએ પગારના રૂપીયા ફલાણાને આપવા એ બાબતનો પત્ર અથવા અરજ ઉપરી અમલદાર તરફ આવ્યો હોય તો તે મુખત્યારપત્ર સમજવાનું નથી માટે તેવા પત્ર અગર અરજ ઉપરથી અવેજ આપવાનો વહીવટ છે તે શરૂ રાખવા હજુરનો હુકમ છે (જુઓ સરક્યુલર નંબર ૭ તા. ૨-૧૧-૮૭ નો) મિતી. સં. ૧૯૪૫ આસો વદ ૪ તથા મહાલાતીહાય સરસુબા કચેરી સરક્યુલર નંબર ૩૧ તા. ૮-૧૦-૮૯ વડોદરા વત્સલ ગેઝેટ પૃષ્ટ ૫ તા. ૬-૧૦-૯૦

નોકર લોકોના પગાર સાદા કાગળ ઉપરના મુખત્યાર પત્રથી બીજાને આપવા વહીવટ છે તે પ્રમાણે પેનશન નિયમની ક. ૩૫ અન્વયે પેનશનદારો માટે વહીવટ રાખવો મા. નિ. સરસુબા જા. નં. ૫૯ તા. ૩૦-૧૨-૮૯ વો. ૧ પૃષ્ટ ૪૫ ઉપર.]

"તમે અમારા ઉપર હુકમનામું રૂા. ૫૨૦॥ તું મેળવ્યું છે તેના રૂ. ૫૦૦ દેવા બાકી છે તેના પેટે રૂ. ૪૨૫ નો અમારા પીતાને લખી આપેલો (શા. હીરાચંદ કલ્યાણદાસે) ગીરોનો દસ્તાવેજ લખી આપ્યો છે આ દસ્તાવેજનું વસુલ આજ સુધી આવ્યું નથી તેના તમે દાવો કરી વસુલ આવે તે જમે કરજો હુકમનામાના રૂપીયા કમી રહેતો અમારાથી વસુલ લેજો ને વધારે આવેતો અમને આપજો દાવો કરવા વસુલ લેવા સમાધાન કરવા વીગેરે અખત્યાર આપ્યો છે" આ દસ્તાવેજ મુખત્યારપત્ર છે ને તેને રૂ. ૦॥ નો સ્ટાંપ જોઇએ. (જુ. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૫-૬-૯૧ વો. ૧ પૃ. ૨૭૫.

નોંધણી કચેરીમાં સાધારણ મુખત્યાર પત્રની નકલો કોરટ ફી સ્ટાંપ ઉપર લેવી વિષે જે દસ્તાવેજી સ્ટાંપમાં લેવાની નથી એવો નોંધણી સરક્યુલર નંબર ૧૦ સને ૧૮૯૦-૯૧ તા. ૬-૩-૯૧ આજ્ઞાપત્રીકા ભાગ ૧ પૃ. ૫૯ તા, ૧૨-૩-૯૧

* લખી આપનારની પાટીનો વહીવટ ૨૫ વરસ સુધી કરવાનું લખી આપ્યું છે તે વહીવટની મેહેનત બદલ લખી લેનારને તેની ઉપજમાંથી અમુક અંશ આપવા કરાર કર્યો છે. આ દસ્તાવેજ મુખત્યાર પત્ર છે અને ૫ ૧ રકમ ૨૫ ખ મુજબ લાગતને પાત્ર છે (જુ દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૩ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧૦-૯૧ વો. ૨ પૃ. ૧૦૪.

---

* આ મજકુરનો દસ્તાવેજ વહીવટ પત્રની વ્યાખ્યામાં આવે કે નહીં ? તે પ્રશ્ન છે.

બે દસ્તાવેજ નોંધવાની તજવીજ કરવાનો અખતીયાર આઠ આનાના મુખત્યાર પત્રમાં આપ્યો છે તે કમી લાગત છે. એકથી અધિક વેહેવારનું મુખત્યાર પત્ર ગણી ૫. ૧૨. ૨૫. ખ મુજબ સ્ટાંપ લેવો. દી: શા. સ્ટાં. ખુ. ૭૧/૯૧–૯૨ ફે. ૨૪–૨–૯૨ વો. ૨ પૃ. ૧૪૫.

અમારા ઉપર કરસન અમરશી એ ગામાતના લેણાની ફરિયાદ કરી હુકમનામું મેળવ્યું છે તે હુકમનામાના રૂા. ૧૯૯–૪–૯ અમોએ આપ્યા તેમાંથી અમો ૭ જણના રૂા. ૫૪–૭–૦ જતાં રૂા. ૧૪૪–૧૩–૯ ગામ પાસે લેણા છે તે લેણું તમને વેચાણ આપ્યું છે. તા જેજે વસુલ થાય તેમાંથી તમારૂં ખર્ચ કાઢી બાકી રહે તેમાંથી ભા. ૨ અમોને આપજો ને ભાગ ૧ તમે લેજો દાવા પૈકી કંઇ રકમ રદ થાય ને તેનું ખર્ચ તમારે માથે પડે તો અમે વરતી આપશું" આવી મતલબનો દસ્તાવેજ વેચાણ ખત ન છતાં મુખત્યાર પત્ર છે ને તે પરી. ૧ રકમ ૨૫ (ક) પ્રમાણે લાગતને પાત્ર છે ( દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૮/૯૨–૯૩ ફે. ૨૭–૪–૯૩ વો. ૩ પૃ. ૧૪૦

મુખત્યાર પત્ર તથા વકીલ પત્ર પાછું લેવું હોય તો તેની નકલ ચાર આનાના સ્ટાંપ ઉપર રજુ કરવી નકલ લેવા પુરતુંજ ને રજુ કર્યું હોય તો નકલ મળવાના અરજ સાથે અસલ રાખવું વ. કો. દી. શે. નં. ૧૪૬૧ તા. ૧૨–૬–૯૩ વો. ૩ પૃ. ૧૬૪

બે દસ્તાવેજ રજીસ્ટર કરાવવાનો અખત્યાર આઠ આનાના સ્ટાંપ ઉપર મુખત્યાર પત્રથી કરી આપ્યો છે, નોંધણી કચેરીમાં દરેક દસ્તાવેજ નોંધવાની તજવીજ જૂદી જૂદી થાયછે માટે મુળ વેહેવાર એક હસે કે નહીં તે જોવાનું નથી. દસ્તાવેજ દીઠ મુખત્યાર પત્ર થવું જોઇએ, અગર કુલ મુખત્યાર પત્ર કરવું જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૦ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૪–૮–૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૨૫

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| યાદી કરારની જુવો નબર, ૬. | |
| લેખ બીજાના નામ ઉપર કરી આપવાનો જુવો નંબર ૧૮. | |
| લેખી ફેંસલો જુવો નંબર ૨૧. | |
| ૨૬ વહીવટનું ખત—માલમિલકતનો વહીવટ કરવા વિષેનું ખત (ઍડમિનિસ્ટ્રેશન બૉંડ). ... ... ... | હદ્દાના જામીન ખતને [ નંબર ૩૬ ] જેટલી લાગત પડે છે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ના ૧ લા આકટની કલમ ૨ને મળતી છે મુખત્યાર પત્ર અને વહીવટના ખતમાં શું તફાવત છે તે જાણવું અવસ્યનું છે. મુખત્યાર પત્ર એક અથવા અધિક વેહેવારમાં કામ કરવા સમધે અખત્યાર આપ્યાનો દસ્તાવેજ છે. ને તે ઘણે ભાગે દીવાની, મુલકી વીગેરે કોર્ટમાં કામ કરવા સમંધે હોય છે કદી મુખત્યાર પત્રમાં સ્થાવર જંગમ મિલકતનો વહીવટ કરવા અખત્યાર આપ્યો હોય તો તે આ કલમ પ્રમાણે લાગતને પાત્ર થવું જોઇએ.

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ૨૭ વહેંચણ પત્ર ... ... ... ... ... | વહેંચણ કરેલી એકંદર માલ મિલકતની કિંમત તે દસ્તાવેજમાં લખી હોય, તે મિલકતની રકમના ખતને [નંબર ૮] જેટલી લાગત પડે છે તેટલી. |

આ કલમ સને ૧૮૭૯ના ૧લા આકટની કલમ ૩૭ને મળતી છે. વેહેંચણ પત્રની વ્યાખ્યા આ નિબંધમાં આપી નથી પણ બ્રીટીશ એકટની કલમ ૩ રકમ ૧૧ માં ("ઇન્સ્ટ્રુમેન્ટ ઑફ પાર્ટીશન") તેની વ્યાખ્યા આપી છે તેમાં "જે કોઇ દસ્તાવેજ ઉપરથી મજીયારો માલીક કોઇ પણ મિલકતના જુદા જુદા ભાગ પાડે છે. અથવા ભાગ પાડવાનું કબુલ કરે છે એવો દસ્તાવેજ" આ પ્રમાણે લખ્યું છે તેથી તથા આ કલમ સમયે નામદાર વરીષ્ટ ન્યાયાધીશીથી થયેલા ખુલાસા ધ્યાનમાં લેવાથી તેનું સ્વરૂપ સ્પષ્ટ લક્ષમાં આવશે.

આ કલમના લાગતના કોઠામાં જે મજકુર છે તે તારીખ ૧૪-૪-૯૨ સંવત ૧૯૪૮ ચૈત્ર વદ ૨ થી રદ સમજી તે તારીખથી નીચે લખ્યો મજકુર દાખલ કરી તેનો અમલ સદરહુ તારીખથી થવો જોઇએ એવો ખુલાસો ના. વ. ન્યા. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ ઠે. તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. પા. ૩૬ તા. ૮-૯-૯૩ ભાગ ૨ ઉપર પ્રસીદ્ધ થયોછે.

"વાંટણી કરેલી એકંદર મીલકતની કીંમત વાટણી પત્રમાં રૂપીયા ૫૦૦ અથવા ૫૦૦ પાંચશેની અંદર લખેલી હશે તો તે રકમના ખતને (નંબર ૮) જેટલી લાગત પડે છે તેટલી"

"મીલકતની કિંમત લખેલી નહોય અથવા જાસ્તી હશે તો રૂપીયા ૧૦ (દસ)"

પંચોએ કરેલા ઠરાવ નીચે પક્ષકારોએ કબુલ રાખ્યા વિશે તથા તકરારી મિલકત કબજે આપ્યા લીધાની હકીકત લખી સહીઓ કરીછે તેથી તે વેહેંચણ પત્રછે નો. શેરા નંબર ૧૮૫ તા. ૩૦-૧૧-૮૯ સ્ટાં. ખુ. ખુ. વો. ૧ પૃ. ૪૭

વેહેચણ પત્ર તૈયાર કરવાટે. સાધારણ રીવાજ એવો છે કે, તે લેખમાં એકંદર વેહેચવાની મિલકત દરશાવી તે પૈકી પ્રત્યેક ભાગદારને ભાગે આવેલી મિલકત જણાવવામાં આવેછે અને એવા લેખ ઉપર તમામ ભાગદારોની સહીઓ થાયછે. હાલનો લેખ એ પ્રમાણે લખેલો ન છતાં દરેક ભાગદારને ભાગે આવેલી મિલકત લખી બાકીના ભાગદારોએ, તે ભાગની મીલકત ઉપર પોતે હરકત કરનાર નથી એમ લખી આપી તે બાકીનાએ સહીઓ કરીછે તેથી તે વેહેચણ પત્ર થતો નથી (જુઓ વ. ન્યા. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૮ સને ૧૮૮૯-૯૦ ઠે. ૨૮-૪-૯૧ સ્ટા. ખુ. ભા. ૧ પૃષ્ટ ૨૦૧ ઉપર) ખુ. નં. ૫૯/૯૩-૯૪ ઠે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૫૫

પક્ષકારોએ કેટલીક મિલકત વેહેંચી લીધીછે ને કેટલીક સમાઇક રાખીછે જે કરજ થયેલુંછે તે સરખે હીસ્સે ભોગવવાનું અને આગળ ઉપર થનાર ખર્ચ સરખે હીસ્સે ભોગવવું એવા કરાર લખેલા છે આ લેખ વેહેંચણ પત્ર છે ને વેહેંચી લીધેલી મીલકત પુરતી કીંમત ઉપર સ્ટાંપ લાગત લેવી કીમત લખેલી નથી માટે લખાવી લેવી (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૩–૬–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૫૫ ઉપર.

ત્રણ હિસ્સેદારે વેહેંચણના લેખો એવી રીતે કરેલા છે કે એક હીસેદારના ભાગમાં જે મિલકત આવેલી હોય તે એક લેખમાં લખી તે ઉપર બાકીના ભાગદારોએ, એ મીલકત તમારે ભાગે આવી એવો મજકુર લખી સહી કરી આપી હોય તથા દરેક લેખમાં એકંદર મિલકતની કીંમત જણાવેલી હતી અને દરેક ભાગની કીંમત ઉપર પરી. ૧ રકમ. ૨૭ ના ધોરણે લાગત લગાડી હતી ઠરાવ્યું કે એવી રીતે ભાગે આવેલી મીલકતની કીંમતના ધોરણે સ્ટાંપ લાગત લગાડવાની નથી માટે દરેક લેખને એકંદર વેંહેચેલી મીલકત ઉપર પરી ૧ રકમ ૨૭ મુજબ સ્ટાંપ લેવો (એકંદર વેહેચેલી મીલકતની કીમત રૂ. ૨૫૦૦ છે.) જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૮ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૧૮–૩–૯૨ વો. ૨ પૃ. ૧૫૩

સમાઇક મિલકતમાં કિયા કિયા ભાઇનો કેવો હક્ક છે એ લખી તે નીચે સર્વ ભાઇની સહી છે. તેથી તે વેહેંચણ પત્ર છે દી. શા. સ્ટાં. ખુ. ૧૪૮ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૦–૯–૯૩ વો ૩ પૃ. ૨૦૭ (૯૭)

જે મિલકતની વેંચણ થવાની તે મિલકત લેખના પક્ષકારની સમાઇક હોવી જોઇએ ને સમાઇક હીસ્સેદાર હોવા જોઇએ તે નથી માટે વેંચણ પત્ર નથી કેમકે આ લેખથી મયતની ઉત્તર ક્રીયા સમંધે તકરાર પડવાથી ન્યાતને અરજી કરેલી જે ન્યાતે ઠરાવ કર્યા તે ઉપર ન્યાતની સહી ન લેતાં પક્ષકારની સહી છે દી. શા. સ્ટાં. ખુ નં. ૩૬ સને ૧૮૯૩–૯૪ ફે. ૩–૭–૯૪ વો. ૩ પૃ. ૩૭૩

લેખમાંની મિલકત બંનેની સામાન્ય છે ને બન્ને પક્ષકારની તેજે સહી છે તેથી વેહેચણ પત્ર છે ફારકતી નથી તા. ૧૪–૪–૯૨ ના સુધારા પ્રમાણે લેખમાં કીંમત નથી માટે રૂ. ૧૦ નો સ્ટાંપ જોઇએ. દી. શા. સ્ટાં. ખુ નંબર ૫૦/૯૩–૯૪ ફે. ૧૬–૭–૯૪ વો. ૩ પૃ. ૪૬૩

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- |
| ૨૮ વારંટ—માલ બાબતનું-માલ બાબતનું વારંટ, એટલે કોઇપણ માલ ગોદીમાં કિંવા ડકકા ઉપર હોય, તે માલ ઉપરના ... ... ... ... ... | ચાર આના. |

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- | --- |
| સ્વામિત્વબાબત નીચે લખેલા માણસનો હક્કછે, એવું દેખાડનાર કોઇપણ દસ્તાવેજ, એટલે તે દસ્તાવેજમાં જે માણસનું નામ લખેલું હોય તેનો, કિંવા તેણે બીજાને સોંપી આપ્યું હોય તેનો કિંવા તે દસ્તાવેજ ધારણ કરનારાનો હક્કછે એવું દેખાડનાર કોઇપણ દસ્તાવેજ, જ્યારે તે માલ જે માણસના તાબામાં હોય તે માણસે કિંવા તે માણસ તરફથી તે દસ્તાવેજ ઉપર સહી કરી હોય, કિંવા દાખલો લખેલો હોય ત્યારે. | | |

આ કલમ સને ૧૮૭૯ ના ૧લા આક્ટની કલમ ૬૧ ને મળતી છે.

વાયદા ચીઠી-જુવો નંબર ૩૫

| | | |
| --- | --- | --- |
| ૨૯. વેચાણ ખત. | એવા વેચાણ ખતનાં અવેજની રકમ તેમાં લખી હોય તે પચીસ રૂપૈયા ઉપર નહોયતો. | આઠ આના. |
| | ૨૫ રૂપૈયાથી અધિક હોય, પરંતુ ૫૦ રૂપૈયાથી અધિક ન હોય તો. | એક રૂપૈયો. |
| | ૫૦ રૂપૈયાથી અધિક હોય, પરંતુ ૧૦૦ રૂપૈયાથી અધિક ન હોય તો. | બે રૂપૈયા. |

| દસ્તાવેજનો પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|
| ૧,૦૦૦ રૂપૈયા સુધી ૧૦૦ રૂપૈયા ઉપર પ્રત્યેક ૧૦૦ રૂપૈયા બાબત કિંવા ૧૦૦ રૂપૈયાના કોઇ પણ ભાગ બાબત. | બે રૂપૈયા. |
| ૧,૦૦૦ રૂપૈયા ઉપર પ્રત્યેક ૫૦૦ રૂપૈયા બાબત કિંવા ૫૦૦ રૂપૈયાના કોઇ ભાગ બાબત. | દસ રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ આકટની કલમ ૨૧ ને મળતી છે. વેચાણ ખતની વ્યાખ્યા. આ નિબંધમાં આપી નથી પણ બ્રીટીશ એકટની કલમ ૩ રકમ ૯ માં (કન્વેયન્સ) નામથી આપી છે તેમાં "સ્થાવર અથવા જંગમ માલમિલકત વેચી હોય તો જે દસ્તાવેજ ઉપરથી બીજાને કરી આપવામાં આવે તે દસ્તાવેજ" આ પ્રમાણે લખ્યું છે ને આ કલમ સમંધે નામદાર વરીષ્ટ કોર્ટે ખુલાસા કર્યા છે. તેનું પણ એજ ધોરણ છે.

કોરટનું હુકમનામુ વેચવાનો લેખ પરિશિષ્ટ ૧ રકમ ૧૮ માં લખેલા, પ્રકારોમાં આવતો નથી માટે તેને સાધારણ વેચાણ ખત પરિશીષ્ટ ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ હુકમનામું જેટલી રકમને માટે વેચાણ કર્યું હોય તે રકમ ઉપર સ્ટાંપ લેવો. (જુઓ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૩ સને ૧૮૮૯-૯૦ ફે. ૩-૯-૯૦ વડોદરા વત્સલ તા. ૧-૩-૯૧ પૃ. ૧૦ ઉપર તથા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૩૯ સને ૧૮૮૯-૯૦ ફે. ૪-૯-૯૦ ખુ. પુ. ભા. ૧ પૃ. ૫૬ ઉપર તથા ખુ. ૨ નં. ૫૬ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૪-૯-૯૦ ખુ. પુ. વો. ૧ પૃ. ૫૭ ઉપર છે. દી. શા. સ્ટાં. ખુ. $\frac{૨૧}{૯૦-૯૧}$ ફે. ૨૮-૧૧-૯૦ ખુ. વો. ૧ પૃ. ૯૩ ઉપર.

સ્થાવર અથવા જંગમ માલમિલકત જે દસ્તાવેજ ઉપરથી વેચી હોય તેને પ. ૧ રકમ ૨૯ લાગુ થાય છે હાલના કામે દુકાનનો જંગમ માલ વેચાણ આપી રોકડ રકમ લઇ માલ કબજે આપ્યો છે તેથી તે દસ્તાવેજ પોતેજ વેચાણનો વ્યવહાર દર્શિત કરનાર લેખ છે અને તેનો સમાસ પરીશીષ્ટ ૨ રકમ ૧ માં થતો નથી કારણ તે રકમ કરારને લાગુ છે પ. ૨ રકમ ૧ જંગમ માલ વેચાણ ખતને લાગુ પાડવાનો હેતુ હોત તો પરીશીષ્ટ ૧ રકમ ૨૯ નીચે "જુઓ માફી પરીશીષ્ટ ૨ રકમ ૧" એવું લખવામાં આવત પણ પરી. ૧ રકમ ૬ નીચે તેવો ઉલેખ કર્યો છે તેથી કરારો પૈકી જેને માફી છે તે કરાર પરીશીષ્ટ ૨ રકમમાં બતાવ્યા છે (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં ૪૯

સ્ટાં. ખુ. ૨ ખુ. વો. ૧ પૃ. ૬૪-૬૫ ઉપર) તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૫૯ સને
તથા ૫૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૮-૧૦-૮૯
૧૮૯૧-૯૨ ફે. ૧૬-૨-૯૨ વો. ૨ પૃ. ૧૩૯.

ઉભો પાક (જુવાર બાજરીનો) રૂપીયા રોકડા લઇ, આ દસ્તાવેજથી પોતાનું તમામ સ્વામિત્વ તજી વેચાણ રાખનારને આપ્યોછે. માટે પ. ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ (જુઓ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૯ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૩૧-૧૦-૯૦ તથા દી. સ્ટાં. ખુ. ૨ નં. ૫૭ સને ૧૮૮૯-૯૦ ફે. ૩૧-૧૦-૯૦ ખુલાસા ખુ. વો. ૧ પૃ. ૭૬-૭૭ ઉપર) (દી. સ્ટાં. ખુ. ૨ $\frac{૧૦}{૯૦-૯૧}$ ફે. ૩-૧૧-૯૦ પૃ. ૭૮ ઉપર) દી. સ્ટાં. ખુ. ૨ નં $\frac{૫૦}{૯૦-૯૧}$ ફે. ૪-૧૨-૯૦ ખુ. વો. ૧ પૃ. ૧૦૬)

હુકમનામાની નકલલગત વેચાણકર્યાનો શેરો લખેલો હોયતો એ શેરાને પરી. ૧, રકમ ૨૯ પ્રમાણે વેચાણની રકમ ઉપર સ્ટાંપ લગાડવો જોઇએ (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૯૯-૧૦૧ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૩-૩-૯૧ સ્ટાં. ખુ. વો. ૫ પૃ. ૧૬૯-૧૭૨.

વેચાણખત નિર્દીષ્ટ રકમ સારૂ વેચવામાં આવે ને તેનો નફો નુકશાન ખરીદદાર ઉપર રાખવામાં આવે તોજ ગણાય છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર. ૭૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૫-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૭૫ ઉપર દી. શા. સ્ટાં. ખુ. નં. $\frac{૮}{૯૨-૯૩}$ ફે. ૨૭-૪-૯૩ વો. ૩ પૃ. ૧૪૦

ઉભો પાક સ્થાવર કે જંગમ ગણવો તેનો નિર્ણય કરવો તે સ્ટાંપનિબંધના જરૂર સારૂ કારણ નથી કારણ બન્ને મિલકતના વેચાણની લાગત વીશે એકજ ઠરાવ છે. ને ઉભો પાક વેચ્યો હોય તો પણ પરી. ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ. મોલ લઇ લીધા પછી જમીન પાછી સોંપવાનો મજકુર વેચાણનો અંગભુત છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૭૨ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૪-૮-૯૧ વો. ૨ પૃ. ૨૪

"રૂ. ૩૦૦ પાછલા હીસાબથી બાકી નીકળ્યા છે તેના પેટે બાવળના ઝાડ ઉભા અમારી માલકીના નંગ ૪૦ વરસ ૧૫ ની અવધે વેચાણ આપ્યાંછે માટે તે ઝાડોનો તમારી નજરમાં આવે તેવી રીતે ઉપભોગ કરો તેમાં અમારો હક નથી. માલકી સબંધે હરકત થાય તો તેની જવાબદારી અમારા શિર છે. આ બાવળીયા સરકારથી તથા ચોર ચોરીને લઇ જાય તેની જવાબદારી અમારા ઉપર છે." ઠરાવ્યું કે લેખમાં અવધ લખી છે તેથી તેના સ્વરૂપમાં ફેર પડતો નથી કેમકે એ અવધ સુધી લેખવાળાં ઝાડોનો જે કંઇ ફાયદો મળી શકવા જેવો હશે તે પુર્ણ માલકીથી લેવાનો હક લખી લેનારને મળ્યો છે પરી. ૧ રકમ ૨૯ સ્થાવર તથા જંગમના વેચાણને લાગુ થાય છે. માટે વીક્રીખત ગણી લાગત લેવી. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૬૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૪-૯-૯૧ વો. ૨ પૃ. ૫૮

ગીરોખતમાં ગીરોનો મુખ્ય ઠરાર કરી ગાહાણ બાહાણનો અથવા ડુલ થવાનો કરાર (શરતો) કરી હોય તે શરતો વાળો દસ્તાવેજ વેચાણ ખત થતો નથી અને કલમ ૭ પેરા ૨ લાગુ થાય નહીં (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર. ૪૮ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૭-૯-૯૧ વો. ૨ પૃ. ૬૫.

' સિટી મુનસફ કોર્ટના મુ. નં. ૩૩૧-૮૦૯ સને ૧૮૮૯ નું કામ ચાલે છે તે બદલનો હક રૂ. ૨૦૦ બાબાશાઈ લઈ તમને વેચાણ આપ્યો છે માટે દાવામાં માગેલું મળે તે ઉપર મારો કે મારા વાલીવારસોનો હક નથી ( દાદ મંદીર કબજે મળવા બાબત" આ દસ્તાવેજ તા. ૧૦-૮-૯૦ એ થયો છે તે પછી તાજા કલમ તા. ૯-૯-૯૦ એ કરી છે તેમાં ૮૦૯ નો દાવો વેચાણ આપ્યાનું લખ્યું છે તે ચુક કરી છે ફક્ત ૩૩૧ નો દાવો રૂ. ૨૦૦ માટે વેચ્યો છે એવું લખી આપી સહી સાક્ષી કરી છે આ તાજા કલમ જુદો દસ્તાવેજ છે ક. ૧૨ વિરૂદ્ધ લખ્યો છે માટે નવું વિક્રી ખત ગણી લાગત લેવી તે કરાર નથી દી.શા. સ્ટાં. ખુ. ૯૦-૯૨ ફે. ૨૩-૯-૯૧ વો. ૨ પૃ. ૯૮

મિલકતનો કબજો અપાયેલો ન હોવાથી તથા તેની કિમત નક્કી થયેલી ન હોવાથી નિદાન સ્ટાંપ નિબંધના કારણ માટે આ લેખ વેચાણ ખત ઠરતો નથી. પણ કરાર છે કારણ દાવો લઢી મીલકત મળે તો તેમાંથી અમુક ભાગ આપીશું એવો કરાર કરેલો છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૯-૨-૯૨ વો. ૨ પૃ. ૧૪૮ કરી લેનારના મેહેનતાણા બદલ સાક્ષાત કંઇ મિલકત આપ્યાનું જણાતું નથી માટે.

મારે તમારૂં પેહેલાનું દેવું ચાલ્યું આવે છે તથા તમારી પાસેથી રૂ. ૧૦૦૦ લઈ જમે કરેલા છે તે શિવાય મારે કેટલાક આશામીનું દેવું છે તે એકંદરના તોડજોડમાં નીચે લખેલી મીલકત કુલ અભરામન દાવે વેચાણ આપી છે ઘર નંગ ૩ અત્રે અડાણે રાખેલાં છે તે ઘર મૂળ માલીક અડાણવટના રૂપિયા આપે તે લઇ જેના તેને સોંપવા મારા લેહેણાના ચોપડા તમામ તમારા તાબામાં સોંપ્યા છે તેમાં મારૂં જે લેણું નીકળે તે ઉપર મારો હક નથી તમારે રીતસર વસુલ લેવું તથા આશામીઓના આંકડા તમારા નામ ઉપર કરાવી લેવાના તે હું પાસે બેશી કરાવી આપીશ તે શીવાય ઢોરઢાંકર વિગેરે તમામ મીલકત દેવા પેટે વેચાણ આપી છે માટે તમારે મારૂં તમામ દેવું માંડી વાળવું આ મજકુરનો દસ્તાવેજ તોડજોડના ખતની વ્યાખ્યામાં આવતો નથી પણ વેચાણ ખત થાય છે. પરીસીષ્ટ ૧ રકમ ૨૯ મુજબ લાગત લેવી ( દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૪ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૪-૧-૯૩ વો. ૩ પૃ. ૪૬

( ૧૩૨ )

"મારે ત્યાં કુલપુરી કાશીપુરીનું ઘર અડાણે છે તે ઘર અડાણે લઇ અમે ખર્ચ કરેલો તે ખર્ચ સુધાંત એકંદર રૂં. ૧૨૧૦ હુમારા તેની પાસે લેહેણા થયા. આ ઘર અમે મુળચંદ રાજારામને રૂં. ૧૦૦૦ માટે અડાણે આપ્યું તેણે રૂ. ૯૨-૮-૦ ખર્ચ કરેલો મળી રૂ. ૧૩૦૨-૮-૦ એકંદર અડાણવટ હક્કના અમારા લેણા થયા. એટલે આ ઘર મુળચંદ રાજારામની ભોજાઈ ગલબીના તાબામાં તેના ભાગમાં આવ્યું છે એટલે તે અડાણવટ રૂ. ૧૦૯૨-૮-૦ જતાં બાકી રૂ. ૨૧૦ નો હક અમારો રહે છે તેટલી રકમનો હક રૂ. ૧૦૦ માં તમોને વેચાણ આપ્યો છે માટે ઘરનો માલીક ઘર છોડાવવા આવે તે વખત તમને મજરે ન આપે તો અમે આપશું તેમાં કસુર કરૂં તો સાનમાં સ્થાવર મિલકત આપું છું + + + રૂ. ૧૦૦ અંકે સો રોકડા લીધા છે આ દસ્તાવેજ પૃ. ૧ રકમ ૧૮ પ્રમાણે લાગતને પાત્ર

નથી કારણ ખત બીજાના નામે થયું નથી માટે વેચાણ ખત પ્રમાણે લાગત લેવી. સાત મીલકત લખી છે તે આ પ્રસંગે વેચાણનો અંગભુત કરાર છે. દી. શા. સ્ટાં. ખુ ન ૯૬ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૭-૪-૯૩ વો. ૩ પૃ. ૧૩૭

ઘરના વેચાણ ખતમાં "આ ઘર મારા ધણીએ ગીરો તમોને આપેલું તેનો હીસાબ કરતાં રૂ. ૪૭૫ થયા તેમાંથી રૂ. ૧૭૫ છુટ મુકાવ્યા છે ને બાકી રૂ. ૩૦૦માં ઘર વેચાણ આપ્યું છે." એવો મજકુર છે તે જુદી લાગતને પાત્ર નથી કેમકે તે ફારકતી કે પાવતીની વ્યાખ્યામાં આવી શકતો નથી પણ કથનકારક છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૫-૯-૯૩ વો. ૩ પૃ. ૨૧૨.

સ્થાવર મિલકતનું વેચાણ ખત રૂ. ૧૨૦૦૦નું છે તેમાં કરાર લખ્યો છે કે, એ મિલકત સબંધે કોઇપણ પ્રકારની હરકત થાય તો તે કરી આપનાર દુર કરશે નહીં કરે તો તે સબંધે તેમ ખર્ચ સબંધે જે નુકશાન થાય તે હમારી જાતથી તથા હમારા વારસોથી તથા હમારી સર્વ તરેહની માલ મિલકતથી તથા સુરત જીલ્લામાં હમારી મિલકત વિઘા ૪૫૨ છે તેમાંથી વસુલ કરી લેવા તમે મુખત્યાર છો" આવો કરાર ન લખ્યો હોય તોપણ વેચાણના વેહેવારમાં સાધારણ કાયદા પ્રમાણે ગર્ભીત રીતે જવાબદાર થાય છે માટે તે સ્વતંત્ર કરાર નથી. જમીન ઉપર બોજો નાખ્યો છે તોપણ જુદી લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૦૧.

વેચાણ ખતમાં "એ જમીન મેં કોઇ શરતથી લખી આપી નથી છતાં તને દાવો કરો (આ જમીન ગણવત રાખનારને કબજેથી તમારે કબજે લેવા દાવો કરો તેમાં) ને તેમાં મે કોઇને કોઇ શરતે, કે લખી આપેલી ઠરે તો ને તેથી કરી તમારો દાવો રદ ઠરે તો, મારે તમોને તમારી નુકશાની બદલ રૂ. ૩૦૦) પોળીયા આપવા સહી આ પ્રમાણે રકમ ન આપું તો તમોને જોખમમાં મારી જાત, મારી મિલકતોથી વસુલ લેવો સહી" આ રકમ વેચાણના વ્યવહારનો મોબદલો ગણાય નહીં કેમકે તે સાંકેતીક બને ન બને એવી વાત છે માટે તે સ્ટાંપની લાગતને પાત્ર થાય એવો કરાર થતો નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૯/૯૩-૯૪ ફે. ૪-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૦૮.

વેચાણ ખતમાં "પશ્ચિમ તરફનો કરો અમારા ઢોર વાસમાં પડે છે, તે ઢોર વાસમાં આ ઘરનું બાર પડે છે. બાર તમારે પૂરી લેવું ને તે બારની જગાએ બારી ૧ એક લોઢાના સળીયાવાળી + + તમો સુખેથી મુકજો ને તેજ કરામાં અમારા ઘરના બાર સામું હાલ બાર નથી તે નવીન બાર તમો અમારા ઘરના બાર સામું તમારા હાલચાલનું સુખેથી મુકજો" વિગેરે મજકુર છે તે વેચાણ ખતનો અંગભુત છે. જુદી લાગતને પાત્ર નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૨૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૧૧-૯૩ વો. ૩ પૃ. ૩૩૦.

વેચાણ ખતમાં "નવીન ભીંત + + નાંખવી તે તમારે ચણવી ને તેનો ખર્ચ તમારે શિર છે તે ભીંત હવેથી મજમુ થઇ છે + + તથા ભીંત જ્યાં સુધી ઉંચી ચણશો ત્યાં સુધીનો ખર્ચ તમારા શિર છે વીગેરે મજકુર છે. તે વેચાણની અંગભૂત બાબત છે માટે

સ્ટાંપની જરૂર નથી. દી. શા. સ્ટાં. નંબર ૧૦૬ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૮-૭-૯૪ વો. ૩ પૃ. ૪૭૧.

હુકમનામાની નકલ લગત તે વેચાણ આપ્યાનો શેરો ક્યાં હોય તો તે શેરાને વેચાણ ખત પ્રમાણે સ્ટાંપ જોઇએ. ખુ. નં. ૪૨ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૫૦૧.

સ્થાવર મિલકત વેચી તેનું સ્વામિત્વ લખી લેનારને લેખની તારીખે આપ્યાનું લેખમાં લખ્યું છે તે વિક્રી ખત થાય છે વેચાણની રકમ પૈકી થોડી રકમ પોહોંચ્યા વિશે લખી બાકીની રકમનો મોબદલો કરી આપવા વીશે તેમાં લખ્યું છે. પણ આ બાબતનો આગળ ઉપર દસ્તાવેજ કરી આપવા વિષે તેમાં ઉલ્લેખ નથી તેથી તે બાના ખત થતું નથી. આ કામે સુબા સાહેબે દસ્ત દોશની દુરસ્તી બાબત પુરવણી ઠરાવ કર્યો છે તેમ કરવા તેને અધિકાર છે કે નહીં તે અત્રેથી જોવાનું નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૦ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪. વો. ૩ પૃ. ૫૦૫.

સ્થાવરના વેચાણ ખતમાં વેચાણ આપેલી જમીન વેચાણ રાખનારના નામે કરી આપવાનો કરાર છે, તે સ્ટાંપની લાગતને પાત્ર નથી કેમકે કબજો બીજાને પુર્ણપણે કરી આપવાના જે રસ્તા છે તેમાંનો આ એક માર્ગ છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૨૯ સને ૧૮૯૩-૯૪ તા. ૨૧-૮-૯૪ આ ૫ ભા. ૨ પૃ. ૧૪૫ તથા સ્ટાં. ખુ નંબર ૨ સને ૧૮૯૪-૯૫ ફે. ૬-૨-૯૫ આ. ૫ ભા. ૨ પૃ. ૪૩૭ તા. ૨૮-૩-૯૫ ની

"અમારા ઉપર હુકમનામું કરી આપેલું (કોર્ટે) તેનો તોડ કરી ઘર તમને અબરામ નદાવ આપ્યું છે. હુકમનામું રદ છે. ઘરનો કબજો સોંપ્યો છે." આવો મજકુર વેચાણ ખત થાય છે રકમ નથી છતાં નોંધણી કામદારે ખુલાસો પુછ્યો નથી તે બાબત ખાતાની રૂએ વિચાર થવો. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૭/૯૨-૯૩ ફે. ૨૬-૮-૯૪ આ. ૫ ભા. ૨ પૃ. ૨૩૬ સને ૧૮૯૪-૯૫.

જે લેણું વેચાણ આપ્યાનો લેખ પરીસીટ ૧ રકમ ૧૮ માં સમાતો નથી તેને પરીસીટ ૧ રકમ ૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ કમુલતના સ્વરૂપનું ખાતું વેચાણ આપ્યું છે ને તે રૂ. ૧૬૭માં રાખ્યું છે માટે તે રકમ ઉપર વેચાણ ખત મુજબ સ્ટાંપ જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૩૯ સને ૧૮૯૨-૯૩ ફે. ૪-૯-૯૪ આ. ૫ ભા. ૨ પૃ ૨૭૧ તા. ૬-૧૨-૯૪.

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- | --- |
| વેચાણનો દાખલો- જુવો દાખલો નંબર ૧૬. | | |
| ૩૦. વીમા પત્ર. | કોઇ પણ વીમાને પ્રસંગે વીમો ઉતરાવેલી રકમ ૧,૦૦૦ રૂપૈયાથી અધિક નહોય ત્યારે. | ચાર આના. |
| | અને ૧,૦૦૦ રૂપૈયા ઉપર પ્રત્યેક ૧,૦૦૦ રૂપૈયાને કિંવા ૧,૦૦૦ રૂપૈયાના કોઇપણ ભાગને. | ચાર આના. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ૪૯ ને મળતી છે. વીમા પત્રની વ્યાખ્યા આ નિબંધમાં આપેલી નથી પણ સદરહુ બ્રીટીશ એક્ટની કલમ ૩ રકમ ૧૫ માં લખ્યું છે કે "વીમાની પાલીસી" એ શબ્દનો અર્થ સલામતીના અવેજમાં કોઈ પણ માણસ વગર ધારેલી અથવા અદૃષ્ટાધીન વાતથી તોટો આવે અથવા નુકશાન લાગે અથવા કાંઈ પેચ આવે તેનું જોખમ બીજાને માથે ઉતારવાનું જે કોઈ દસ્તાવેજ ઉપરથી કબુલ કરેછે. તે દસ્તાવેજ " એવો અર્થ એ શબ્દમાં લાઇફ પાલીસીનો.( જીવની પાલીસી ) સમાવેશ થાય છે " એ પ્રમાણે સ્વરૂપ બતાવ્યું છે.

| દસ્તાવેજનો પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
| --- | --- |
| ૩૧ વ્યવસ્થાપત્ર-જે મૃત્યુ લેખ નથી એવા ... ... ... ... ... સ્વરૂપનું હોય તે. | વ્યવસ્થા પત્રમાં વ્યવસ્થા કરેલી હોય તે મિલકતની રકમ જેટલી કિંવા કિંમત જેટલી રકમના ખતને ( નંબર ૮ ) જેટલી લાગત છે તેટલી. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ ૫૭ ને મળતી છે. | |
| ૩૨. સતમી ( બીલ ઓફ લેડિંગ ) | ચાર આના. |
| આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ ૧૨ ને મળતી છે. | |
| ૩૩. (સરકત) પંતિયાળું તોડવાનો દસ્તાવેજ ... ... ... ... ... | પાંચ રૂપૈયા. |
| ૩૪. (સરકતનો) પંતિયાળાનો દસ્તાવેજ... ... ... ... ... ... | દસ રૂપૈયા. |
| આ કલમો સને ૧૮૭૯ ના ૧ આક્ટની કલમ ૩૨-૩૩ ને મળતી છે. | |

ફક્ત નફાનીજ વેહેચણીથી પંત્યાળુ થતું નથી, પણ એકંદર ભાગદારીના કામમાં એકની જવાબદારી ન છતાં તમામ ભાગદારોની જવાબદારી હોવી જોઇએ વળી જે મીલકતનો વહીવટ કરી આપનારે કરવાનો તે મિલકત બન્ને પક્ષવાળાની સમાઇકિ રાખેલી નથી. પંત્યા-

ખાના લેખમાં તમામ ભાગદારોની સહીઓ હોય છે. તે પણ આ કામે નથી માટે પંત્યાળાનો દસ્તાવેજ ઠરતો નથી દી. શ્રા. સ્ટાં. ખુ. નં. ૬૭ સને ૧૮૭૩-૭૪ ફે. ૩૦-૩-૭૪ વો. ૩ પૃ. ૩૫૨.

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| સરટિંફીકેટ—જુવો દાખલો નંબર ૧૫. | | |
| હીસાબ આપવા બાબત જામીનીનો દસ્તાવેજ—જુવો જુદાનું જામીન ખત કિંવા ગીરવીખત, નબર ૩૬. | | |
| ૩૫. હુંડી કિંવા વાયદાચીઠી—જે ચેક કિંવા ખત કિંવા બેંકનોટ કિંવા કરન્સી નોટ આ સ્વરૂપની ન હોય તે. | (ક) માગે એટલે અવેજ આપવાનો હોય, અને રકમ ૨૦ રૂપૈયાથી અધિક હોય ત્યારે. | એક આનો. |
| | (ખ) માગ્યા શિવાય બીજી રીતે અવેજ આપવાનો હોય, પરંતુ તારીખ પછી કિંવા દેખાડયા પછી એક વર્ષથી. અધિક નહીં એવી મુદતે અવેજ આપવાનો હોય ત્યારે—' હુંડી કિંવા વાયદા ચીઠીની રકમ | |
| | ૨૦૦ રૂપૈયાથી અધિક ન હોય તો. | બે આના. |
| | ૨૦૦ રૂપૈયાથી અધિક હોય અને ૪૦૦ રૂપૈયાથી અધિક ન હોય તો. | ચાર આના. |

| દસ્તાવેજનો | પ્રકાર. | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| | ૪૦૦ „ ૬૦૦ | છ આના. |
| | ૬૦૦ „ ૧,૦૦૦ | દસ આના |
| | ૧,૦૦૦ „ ૧,૨૦૦ | બાર આના. |
| | ૧,૨૦૦ „ ૧,૬૦૦ | એક રૂપૈયો. |
| | ૧,૬૦૦ „ ૨,૫૦૦ | દોઢ રૂપૈયો. |
| | દસ હજાર રૂપૈયા સુધી ૨,૫૦૦ રૂપૈયા ઉપર દરેક ૨,૫૦૦ રૂપૈયાને કિંવા ૨,૫૦૦ રૂપૈયાના કોઇપણ ભાગને | દોઢ રૂપૈયા. |
| | ત્રીસ હજાર રૂપૈયા સુધી ૧૦૦૦ રૂપૈયા ઉપર દરેક ૫,૦૦૦ રૂપૈયાને કિંવા ૫,૦૦૦ રૂપૈયાના કોઇપણ ભાગને. | ત્રણ રૂપૈયા |
| | અને ૩૦,૦૦૦ રૂપૈયા ઉપર દરેક ૧૦,૦૦૦ રૂપૈયાને કિંવા ૧૦,૦૦૦ રૂપૈયાના કોઇપણ ભાગને. | છ રૂપૈયા. |
| | ( ગ ) હુંડીની તારીખ પછી કિંવા દેખાડ્યા પછી એક વર્ષથી અધિક મુદતે અવેજ આપવાનો હોય ત્યારે. | તે હુંડી કિંવા વાયદાચીઠીની રકમ બાબતના ખતને (નંબર ૮) જેટલી લાગત પડેછે તેટલી. |
| | | ખુલાસો–પરંતુ ઉપરની રકમ (ખ)માં કહેલી હુંડીની કિંવા વાયદાચીઠીની લાગત ભરી હોય, તે હુંડીની કિંવા વાયદાચીઠીની પેઠને કિંવા પર પેઠને ફરીથી લાગત પડનાર નથી, એમ સમજવું. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ ૧૧ ને મળતી છે.

હુંડી આ શબ્દ વતે શબ્દના અનુસંગીને આવનારા બીજા શબ્દ કિંવા મજકુર રદ સમજવો (જુઓ ચૈત્ર વદ ૨ સંવત ૧૯૪૮ તા. ૧૪-૪-૯૨ ની આજ્ઞાપત્રીકા ભાગ ૨ પૃષ્ટ ૬૯૪ ઉપરનો સુધારો) આ સુધારાનો અમલ સદરહુ (પ્રસીદ્ધ થયાની) તારીખથી કરવો. દી. સ્ટાં. ખુ. ૨ નં. ૬ સને ૧૮૯૨-૯૩ તા. ૨૯-૮-૯૨ નો ઠરાવ આ. પ. ભા. ૨ પૃ. ૩૬ તા. ૮-૯-૯૩ ઉપર પ્રસીદ્ધ થયો છે.

"૧૪૮॥ બાકી લેણા તેનું વ્યાજ માસ ૧ ટકા ૧ લેખે વાષે થાલમાં હરેક જાત મિલકત છે. તેનો વદાડ સં: ૧૯૪૬ના ભાદરવા સુદ ૨ નો કર્યો છે. તે ઉપરાંત રહેતો વ્યાજ તથા વટાવ રૂ. ૧ રામ એક પ્રમાણે દેવો. દા. કલાણજી જીવાભાઇના કેવાથી લખી આપ્યું છે. દા. કલ્યાણ જીવા. લી. પ. મેઘજી ડોસાની સહી દા પોતાના" દેણદારની સહી છેવટ ભાગે કરી છે. સહી થયા પેહેલાં લખનારે લખીતંગ કર્યું છે. તે સાક્ષી તરીકે મનાય નહીં. બાકીમાં વ્યાજનો કરાર માત્ર હોય એવા લેખ પ. ૧ રકમ ૪ માં જણાવેલી કબુલત છે. (૧) આ ખાતામાં બાકી નક્કી કરી વાયદાસર આપવાનું વચન આપેલું છે. તેથી વાયદા ચીઠી છે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૬ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૪-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૬૪ તથા સ્ટાં. ખુ. ૨ નંબર $\frac{૧૧૮}{૯૦-૯૧}$ ફે. તા. ૬-૬-૯૧ વો. ૧ પૃ. ૨૭૭ દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૨ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૮-૯-૯૩ વો. ૩ પૃ. ૨૫૪.

"રૂપીયા ૩૫ અંકે પાંત્રીસ. આ રૂપીયાનો વાયદો દીન બેનો કર્યો છે વાયદાસર ન આપીએ તો વ્યાજ માસ એકે સેકડા એકે રામ ૦-૮-૦ લેખે આપીએ" લેખમાં સાક્ષી નથી સહી છે માટે વાયદા ચીઠી છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર $\frac{૭૯}{૯૦-૯૧}$ ફે. ૧૨-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૦૦ ઉપર) તથા સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૩-૬-૯૧ વો. ૧ પૃ. ૩૧૯ તથા સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪૨ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૨૮-૬-૯૧ વો. ૧ પૃ. ૩૩૯.

કરજે લીધેલા રૂપીઆ ૧૦) એક માસમાં આપવાનો વાયદો કર્યો છે. તળે લખી આપનારની સહી છે. પણ સાક્ષી નથી. એટલે વાયદા ચીઠી છે, લેખમાં રૂપીયા ૫ માટે જમાની લખી આપી છે તે જમાનીદારે પણ સહી કરી છે તે મજકુર વાયદા ચીઠીનો અંગભુત મજકુર છે. એક માસે ન અપાય તો વ્યાજ આપવા લખ્યું છે. (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૬ સને સને ૧૮૯૦-૯૧ ફે. ૨૮-૬-૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૩૭.

---

(૧) ખાતામાં હીસાબની બાકી નકી કરી તેમાં વ્યાજનો કરાર માત્ર હોય અને સાક્ષી થઈ નહીં હોય તો તે ખાતું કબુલત ગણાય છે. એવું પ્રસ્તુતના ઠરાવમાં જણાવેલું છે. સ્ટાંપ ખુ. ૨ નંબર ૧૫ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૩૦-૧૨-૯૦ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૧૧ ના ઠરાવમાં ખાતા બાકીમાં વ્યાજ આપવાનો કરાર હોવાથી તે કબુલત ન છતાં કરાર માન્યો છે. (આ ઠરાવ પરી. ૧ ૨. ૬ નીચે બતાવ્યો છે.)

"૪ા રૂ. ૪ા કંપની આડી લેણા છે તેનો વદાડ સં. ૧૯૪૭ના ફાગણ સુદી ૨ નો કર્યો છે, તે ઉપરાંત રાખે તો કપાસ મણ ૧૯ પાકા તોલે લેવો છે. તે ઉપરાંત રાખે તો દેશા રીતે વધારાસોતા લેવા છે. દા. મોકા હાથિયા, ગોરખા રજુ. ચર્તિર વહી ૫" દસ્કત ને પછી લખી આપનારાની સહીઓ છે. આ લેખ વાયદા ચીઠી છે. વાયદા ઉપરાંત રહે તો કપાસ આપવો ને તે ઉપરાંત રહે તો દેશારીતે વધારાસોતા લેવાનો કરાર છે તે મુળ વાયદાનો ભગ થાય તો ઉપયોગમાં આણવા સારૂ કરેલો હોવાથી તે વાયદાનો અંગભુત કરાર છે તેથી વાયદા ચીઠીનું સ્વરૂપ બદલાતું નથી. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૨૮ સને ૧૮૯૦-૯૧ ફે. ૭-૭-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૩૬૮.

રૂપીયા ૧૦ ત્રણ માસે આપવા ચીઠી લખી આપી છે સાંક્ષી નથી તેથી ખત ન ખતાં વાયદાચીઠી થાયછે (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નં. ૪૪ સને ૧૮૯૦-૯૧ ફે. ૮-૮-૯૧ વો. ૨ પૃ. ૧૮.

"રોકડા દાણા લેવા સાર લીધા છે તેનો વાયદો દીન ૧૫ કર્યો છે તેનું વ્યાજ ટકા એક લેખે કર્યું છે રૂ. ૧ ટકા ૧ લેખે કર્યું છે તે ખરૂંછે. એકામતે એકાજતે આપીશું" (સહી કરીછે) આ દસ્તાવેજ વાયદાચીઠી છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦૮ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૧-૭-૯૧ વો. ૨ પૃ. ૬૧

"૧૦ા પ્રથમ ભાદરવા સુદિ ૮ રોકડા નગદ હા. પોતે દાણા લેવા સારૂ લીધા છે, તેનો વાયદો દિન ૧૫ કર્યો છે તેનું વ્યાજ રૂ. ૧ ટકા લેખે કર્યું છે. તે ભરીને આપીશું" (બીજી રકમ) ૭ાા પ્રથમ ભાદરવા સુદિ ૧૦, ૭ાા કોદરા મણ ૮ દર ૧પાા લેખે તેનો વાયદો ફસલનો કર્યો છે. ફસલ એટલે દાણા મળ્યા એટલે તુરત આપીશું વાયદો વીતે વ્યાજ ટકા ૧ લેખે ભરીશું (સહી લખી આપનારની એકજ વખતનો બધો વ્યવહાર ગણીએ તો પેટા રકમની ફેડ વાસ્તે જૂદી જૂદી બોલી હોવાથી કલમ ૭ અન્વયે જુદી જુદી બાબતો ગણવાની નથી. આ લેખની રકમોનો સરવાળો રૂ. ૨૦૦ અંદર હોવાથી બે આનાની લાગતને પાત્ર છે (વાયદાચીઠી ગણીને) કદાપી એમ ગણીએ કે છેવટની રકમ પુરતીજ સહી લીધેલી છે ને બેઉ જુદે જુદે વખતે લખાયેલી છે તો પેહેલા રકમ નોંધ તરીકે ગણાય ને બીજીની લાગત બે આના પડેછે (દી. શા. સ્ટાં. ખુ ૨ નંબર ૧૫૩ સને ૧૮૯૦-૯૧ ફે ૫-૯-૯૧ વો. ૨ પૃ. ૬૨.

"રૂ. ૩ ની કઢાઇ લોઢાની ૧ તમને વેચાથી આપી તેના રૂ. ૩ લેવાની વિગત નીચે પ્રમાણે તે ઉપર લખ્યા રૂ. ૩ ની કઢાઇ તમોને વેચાતી આપી છે રૂ. ૧ માહા સુદી ૨, ૧ રૂ. ૧ ફાગણ સુદી ૨, ૧ રૂ. ૧ ચૈત્ર સુદી ૨ ઉપર પ્રમાણે રૂ ૩ ભરવા તે જો મુદત પ્રમાણે ભરે નહીં તો ઉપર લખેલા રૂપિયાનો જે હપ્તો ભરાય તે ન ગણતાં પાછી અમારી કઢાઇ ઉપાડી લઇએ તેમાં તમારો કાંઇ દરદાવો નહીં ઉપર લખેલા રૂપીયામાં તમને કઢાઇ વેચી આપી છે તે ઉપર પ્રમાણે ચિત ધરાણે છે માલધણીના ઘેર છે ઉપર લખ્યા પ્રમાણે સહી હા. પોતે. સહી સાખુ જમાલ ઘોબી દા. નારણજી પ્રધાન ધણી(ના) કહેવાથી." આ લેખ વાયદાચીઠી છે કારણ જંગમ માલ હોવાથી કબજે હેહેણદા-

રને મળ્યો નથી તેથી ગીરો ખત થતું નથી સાક્ષી ન હોવાથી ખત થતું નથી, લખી આપનારની સહી ત્રીજા માણસે કરી છે તે ઉપરથી તે સાક્ષી તરીકે મનાઈ નહીં (જુ. દી. સ્ટાં. ખુ. નંબર ૨૨–૧૦૩ સને ૧૮૯૦–૯૧ ફે. ૨૯–૧૧–૯૦ અને ૧૫–૬–૯૧ વો. ૧. પૃ. ૧૦૧ તથા ૩૦૨). વાયદાચીઠીની વ્યાખ્યા સ્ટાંપ આકટમાં નથી પણ સને ૧૮૮૧ ના ૨૬ ની કલમ ૪ માં છે તેમાં મુખ્યવાત એ છે કે નાણા આપવાની કબુલત જે કરવાની તેમાં કંઇ શરતો કબુલત સાથે હોવી જોઇએ નહીં. તે પ્રમાણે કંઈ સરતો પૈસા આપવા બાબત કરેલી નથી કદાઈ ઉપાડી જવી તે વિગેરે વાતો શરત રૂપે ન થતાં રૂપીયા ન ભરાય તો શાહુકારે કેવો ઈલાજ લેવો એ બાબત એ લખાણ છે અને તેથી વાયદાચીઠીના સ્વરૂપમાં ફેર પડતો નથી (દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૬ સને ૧૮૯૦–૯૧ ફે. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ. ૭.

વાયદાચીઠીને વાસ્તે રોકડ રકમ પાછી આપવાનો કરાર જોઇએ દી. શા. સ્ટાં. ખુ. નં. ૩/૯૨–૯૩ ફે. ૨૭–૪–૯૩ વો. ૩ પૃ. ૧૪૮ તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૮૦ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૮–૯–૯૩ વો. ૩ પૃ. ૧૯૬

"૧૬ બત્તીઓ નં. ૨ સપેતના ૪–૧૨–૦ તમારા ભાઇના ખાતાના પાઘડી નં. ૨ તમારા લગનમાં લીધી હતી તે ૨૦॥ા જેઠ સુદ ૪ સુધી તેનો વાયદો આજરોજથી માસ ૧નો કર્યો છે તે પ્રમાણે આપીશું" (સહી) આ લેખ વાયદાચીઠી છે. દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૯ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૫–૯–૯૩ વો. ૩ પૃ ૨૧૦

"+ + ને રૂા ૪ રહ્યા તેનો વાયદો + + + કર્યોછે તે પ્રમાણે આપીશું દા. પા. જેસંગભાઇ નથુભાઈ ગામ ભાયલી" આ લેખ વાયદાચીઠી છે ચીઠીમાં લખી લેનારનું નામ નથી તેટલેથી તે વાયદા ચીઠીમાંથી બાતલ થતો નથી કારણ ચીઠી ધારણ કરનારને તે લખી આપીછે એમ માનવું જોઇએ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨૨ સને ૧૮૯૨–૯૩ ફે. ૨૮–૯–૯૩ વો. ૩ પૃષ્ ૨૨૫ તથા સ્ટાં. ખુ. નં. ૮૧ સને ૧૮૯૩–૯૪ ફે. ૩૧–૭–૯૪ વો. ૩ પૃ. ૫૧૩

પેહેલા લેખમાં બાકી લેહેણાના બે કાંધા કર્યાછે તેથી તે વાયદાચીઠી છે બીજા લેખમાં "ચોવીસ રૂપિયા દેવા તેનું વ્યાજ માસ ૧ સત એકે રામ પાંચ લેખે કર્યુંછે વાયદો બે માસનો કર્યોછે" આવો મજકુર છતાં સહી સાક્ષી છે તેથી તે ખતની વ્યાખ્યામાં આવેછે અથવા વાયદાચીઠીપણ થાય છે વાયદાચીઠીમાં સાક્ષી હોય, તો વાયદાચીઠીનુ સ્વરૂપ તેથી ફરતું નથી માટે કલમ ૭ ના ભાગ ૨ મુજબ ખતની લાગત લેવી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૫ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૮–૯–૯૩ વો. ૩ પૃ. ૨૪૭ તથા ખુ. નં. ૭૮/૯૩–૯૪ ફે. ૨૮–૮–૯૪ આ ભા. ૨ પૃ. ૨૨૬

"રૂા. ૫૮॥ા + + + ની વતીના કબુલા તે દેવા. આ રૂપીયાનો વાયદો શ્રાવણ સુદ ૨ નો કર્યોછે વાયદાસર નઆપીએ તો વ્યાજ રામ ૧૨ લેખે આપીશું" લેખ વાયદાચીઠી છે દી. શા સ્ટાં. ખુ. નં. ૩૮ સને ૧૮૯૩–૯૪ ફે. ૨૭–૮–૯૪ આ. પ. ભા. ૨ પૃ. ૨૩૮ તા ૨૨–૧૧–૯૪

"૭ાાાાવા બાકી લેણા નામુ સમજી ખાતુ પાનું ૫૭ (આમ લખી તેના પેટામાં) ૨૪) સંવત ૧૯૪૯ ના ફાગણ વદ ૨, ૧૩) સં.

૧૯૫૦ ફાગણ વદ ૨, જીવણા આંકીના ઉપાડના છગાણા" (સહી કરીછે) આ લેખ વાયદા ચીઠી નથી કેમકે મીતી લખવાથી તે વાયદાની મીતીછે એમ કહી શકાતું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. $\frac{100}{૯૬-૯૭}$ ફે. ૧૯-૬-૯૫ આ. ૫. ભા. ૨ પૃ ૫૨ તા. ૧૨-૩-૯૫

રૂા. ૧૬૮૩)ના લેણા તેમાંથી ૧)ના છુટના લખી બાકી રકમના કાંધા કરી વાયદો કર્યોછે તેથી તે વાયદાચીઠી છે તે તોડજોડનું ખત થતું નથી દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૯ સને ૧૮૯૪-૯૫ ફે. ૨૨-૬-૯૫ આ. ભા. ૨ પૃ. ૮૨ તા. ૨૬-૯-૯૫

| દસ્તાવેજનો | પ્રકાર | સ્ટાંપની યોગ્ય લાગત. |
|---|---|---|
| ૩૬ હુદ્દાની જામીનીનું ખત, કિંવા ગીરવીખત કોઈપણ હુદ્દાનું કામ યોગ્ય રીતે કરવા વિષે, કિંવા હુદ્દાના સબબથી પૈશા પોહોંચે તેનો હીસાબ આપવા વિષે જામીની બાબત કરી આપ્યું હોય તે ખત કિંવા ગીરવી ખત. | (ક) નક્કી કરેલી રકમ ૧,૦૦૦ રૂપૈયાથી અધિક ન હોય ત્યારે. | ખતને (નંબર ૮) જેટલી લાગત પડે છે તેટલી. |
| | (ખ) કોઈ પણ બીજા પ્રસંગે. | પાંચ રૂપૈયા. |

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આક્ટની કલમ ૧૪ ને મળતી છે.

હુદ્દાનું જામીન ખત રૂ. ૧૦૦૦ કરતાં વધારે રકમનું હોય તો રકમ (ખ) પ્રમાણે રૂપીયા પાંચનો સ્ટાંપ જોઇએ. સુબા સાહેબે હોદ્દાનું ગીરવી ખત કેવું કયે પ્રસંગે લખાય તેનો ખુલાસો પુછેલો છે પણ તે પ્રશ્ન હાલના દસ્તાવેજને લાગતો નથી માટે ખુલાસો કરવા જરૂર નથી (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૧૧ સને ૧૮૮૯-૯૦ ફે. ૪-૪-૯૦ સ્ટાંપ ખુ. ખુ. ભા ૧ પૃ. ૩૦ ઉપર).

ટીપ—લખી આપનાર જામીન ન આપતાં જેટલા રૂપીયાનો જામીન આપવા નિયમમાં ઠરેલું હોય તેટલા રૂપીયાની રોકડ રકમ અથવા તેટલી કીમતની કાંઈ મિલકત જામીન બદલ સરકારમાં અનામત અથવા ગીરવી તરીકે લખી આપે તે પ્રસંગે ગીરવી ખત આ શબ્દમાં તેનો સમાસ થશે એમ લાગે છે.

હુદ્દાનું જામીન ખત એટલે કોઈ શખસ ને બીજા શખસ તરફથી કંઇ કામ સોપવામાં આવે અને કામ સોંપનાર શખસને, કામ માથે રાખનાર સખસ યોગ્ય રીતે તે કામ બજાવી આપશે એવી જામીની દર્શક લેખ કરી આપે છે તે. (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૨૩ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૬-૧૦-૯૧ વા. ૨ પૃ. ૧૦૪.

હુદ્દાનું જામીન ખત તે "ખતના" પેટા પ્રકાર છે માટે ખતની વ્યાખ્યા તેને લાગુ છે. દી. શા. સ્ટાં. ખુ. નં. $\frac{૧૦}{૯૦-૯૧}$ ફે. ૩-૯-૯૧ વો. ૧ પૃ. ૫૩.

# પરિશિષ્ટ ૨.

## કલમ ૫ માં લખ્યા પ્રમાણે જે દસ્તાવેજને સ્ટાંપ લાગતની માફી છે તે દસ્તાવેજ.

૧. જંગમ માલ કિંવા વેપારની જણસના વેચાણ બાબત કિંવા વેચાણ માટે કિંવા સંબંધે માત્ર હોય, એવો કરાર કિંવા કરારની યાદી.

**આ કલમ સને ૧૮૭૯ ના ૧ આકટના પરીસીષ્ટ ૨ ની કલમ ૧ રકમ અ ને મળતી છે.**

પરીસીષ્ટ ૧ રકમ ૬ નીચે "જુઓ "માફી પરિશિષ્ટ ૨ રકમ." એવું લખ્યું છે તેથી કરારો પૈકી જે કરાર માફીમાં આવે છે તે કરાર પરીશિષ્ટ ૨ રકમ ૧ માં બતાવ્યા છે. જંગમ માલ વેચાણ આપી માલ કબજે આપી રોકડ રકમ લીધી છે ને અમુક અમુક માલ વેચાણ આપ્યો છે એવો દસ્તાવેજ કરી આપ્યો છે તે કરાર નથી પણ સાક્ષાત વેચાણ ખત છે ને તેને પરી. ૧ રકમ-૨૯ પ્રમાણે સ્ટાંપ જોઇએ (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૯ તથા ૫૪ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૮-૧૦-૮૯ ખુ. વો. ૧ પૃ. ૬૪-૬૫ ઉપર)

"તમને રૂ મણ ૯ દર મણે રૂ. ૯।।= લેખે આપ્યું છે તે રૂ તમને દીન ૮ માં દેવું છે વદાડ ઉપર જાયતો રૂ મણ ૧૦ દેવું છે રૂના રૂપીયા ૮૬।।= રોકડા અગાઉ આપ્યા છે" "સહી ને સાક્ષી કરી છે" આ દસ્તાવેજ જંગમ માલ વેચાણ સંબંધેનો કરાર હોવાથી માફીમાં આવે છે (જુઓ દી. સ્ટાં ખુ. ૨ નંબર ૫૦ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૮-૧૦-૯૦ સ્ટાં. ખુ. ખુ. વો. ૧ પૃ. ૬૯ ઉપર)

"કપાસ મણ ૧૬।।૨।। આજ રોજ શંકર લાધાને ઘેરથી જોખી લીધોછે દર રૂ. ૩।। લેખે તેના રૂ. ૫૭।।=।। તેનો વદાડ માસ ૧।।। નો કર્યો છે." દસ્તાવેજ કપાસ લઇ તેના રૂપીયા આપવાનો વાયદો કપાસ વેચાથી રાખનારે કર્યો છે તેથી પરી. ૨ રક. ૧ પ્રમાણે માફી માં આવેછે (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નબર ૩૨ સને ૧૮૮૯-૯૦ ફે. ૩૧-૧૦-૯૦ ખુ. ખુ. વો. ૧ પૃ. ૭૩.

"અંકે રૂપીયા વીશ રોકડા પુરા દેવા તેને પેટે કપાસ ધડી ૪ દેવો તે કપાસ સં. ૧૯૪૬ ના માહા સુદ ૨ આપવો વાયદો વિતે તો ચાલતા ભાવે ખંડીને રૂપીયા આપીએ." આ ખાતા નીચે સહી કર્યા પછી લખનારે પોતાનું લખીતંગ કર્યુંછે. આ લેખને પરીસીષ્ટ ૨ રકમ ૧ પ્રમાણે માફી થાયછે એવું દી. સ્ટાં. ખુ. ૨ નં. $\frac{32}{૮૯-૯૦}$ ના આધારે ઠરાવ્યું છે. આ દસ્તાવેજ લાગતને પાત્ર થાય એવા દસ્તાવેજના પ્રકારમાં અથવા ખતની વ્યાખ્યામાં આવે છે કે નહીં તે જોવાનું રેહેતું નથી કારણ ક. ૫ મુજબ જે દસ્તાવેજને પરીસીષ્ટ ૨ માં માફી હોય તેને પરીસીષ્ટ ૧ પ્રમાણે લાગત લાગે નહીં (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. $\frac{34}{૯૦-૯૧}$ ફે. ૪-૧૧-૯૦ સ્ટાં. ખુ. ખુ. વો. ૧ પૃ. ૭૯) તથા ખુ. નં. ૧૫૨ સને ૧૮૯૨-૯૩ ફે. તા. ૧૯-૬-૯૫ આ. ૫. ભા. ૨ પૃષ્ટ ૫૪ તા ૧૨-૯-૯૫

"૪૮–૨–૦ કુંપની તે તમારે ખાતે જમે તેનો કપાસ મણ ૧૭ા દર રૂા ૨–૧૨–૦ લેખે પાકા તોલનો ઓણુ સાલનો નવો માલ પેહેલી વરણીનો દેવો છે. કપાસ ઘેરથી તોલી દેવોછે" સહીછે સાક્ષી નથી તેથી પરીસીષ્ટ ૨ રકમ ૧ પ્રમાણે માશીમાં આવેછે, કારણું અવેજ કરજે લીધોછે એમ કેહેવું કઠણ છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩ ૯૨–૯૩ ફે. ૨૭–૪–૯૩ વો. ૩ પૃ. ૧૪૮

"મેં તમારી પાસેથી પાકલ ઇંટા ૧ એક લાખ દર હજાર એકની કોરી ૧૦ પ્રમાણે રાખી છે ને ઇંટા માહા સુદ ૨ અંદર પકાવી કારખાને પોચાડી દેવીછે તે અંદર ન થાય તો દરેક આશામીએ રૂા. ૫ દંડ દેવોછે ચાંદ અગાઉ લીધાછે." આવી મતલબનો લેખ જંગમ મિલકત સંબધે કરાર હોવાથી માશીમાં આવેછે કરાર ન પળે તો નુકશાન શું લેવું તે નક્કી કર્યું છે તેથી તે વાતથી મુખ્ય વેચાણ સંબંધીનો કરાર સ્ટાંપની લાગતની પાત્રતામાં આવી શકે નહીં. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩ સને ૧૮૯૩–૯૪ ફે. ૪–૫–૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૬૦ તા. ૨૯–૧૧–૯૪.

રૂપીયા ૧૬ રોકડા લઇ કપાસ ધડી ૪ જરકૂ કરેલો છે ને તે જરૂરનો વાયદો કરી કપાસ તે વાયદાસર આંપવામાં નઆવે તો તે કપાસની બજારભાવે જે કીમત થાય તે કીંમત આપવાની શરત તથા આવી રીતે કરાર પળાવવા જામીન આપેલા છે ને દાવો કરવો પડે તો ખરચ કરી આપનારે માથે લીધુંછે આ કરાર જંગમ મિલકત સંબંધે છે માટે માશીમાં આવેછે દી. શા. સ્ટાં. ખુ. નં. ૪૦ ૯૪–૯૫ ફે. ૧૯–૬–૯૫ આ. ૫. ભા. ૨ પૃ ૫૦ તા. ૧૨–૯–૯૫

લખી લેનારનું ત્રીજા સખસ પાસે લેહેણું હશે તે કરી આપનારે કબુલી તેનું ખાતું પાડી આપ્યું ને તે પેટે કપાસ આપવાનો વાયદો લખી આપ્યો વાયદા પ્રમાણે ન અપાય તો ભાવ પ્રમાણે નફો આપવા પણ લખી આપ્યું ને લેખમાં સહી સાક્ષી કરીછે આ ખાતું કરાર છે ને તે જંગમ માલના વેચાણ સંબંધે હોવાથી માશીછે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૫૧ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૯–૬–૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૫૩ ૧૨–૯–૯૫

પાછલા ખાતા બાબત કપાસ મણ ૧૨ રહેલો, તેની કીમતનો હિસાબ કરી રૂ ૩૮ા દેવા રહેલા તે પેટે સ. + + + ના પાકના કપાસમાંથી ૧૭ મણ આપવાનો કરાર લખી આપ્યો છે આ લેખ જંગમ માલ વેચાણ સંબંધે કરાર છે ને માશીમાં આવેછે કેમકે હાલ લીધેલા અવેજના બદલામાં હોય કે પ્રથમથી દેવો ચાલ્યો આવતો અવેજ, તેને બદલામાં હોય તોપણ તેના સ્વરૂપમાં ફેર પડતો નથી દી. શા. સ્ટા. ખુ. નંબર ૧૫૩ સને ૧૮૯૨–૯૩ ફે. તા. ૧૯–૬–૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૬૭ તા. ૧૯–૯–૯૫

૨ ખેતી કરનારને આપેલો કોઇપણ પટો, અથવા ખેતી કરનારે આપેલી કોઇ પણ કબૂલાત; પરંતુ આવો પટો કિંવા કબૂલાત એક વર્ષથી અધિક નિયમિત મુદ્દતની ન હોય, અથવા વાર્ષિક ભાડું કિંવા સાંથ ૧૦૦ રૂપૈયાથી અધિક નહોય, અને તે પટામાં કિંવા કબૂલાતમાં ઉધડ રકમ કાંઇ ઠરાવેલી નહોય, ત્યારે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટના પરીસીષ્ટ ૨ કલમ ૧૩ રકમ ૨ ને મળતી છે ઉધંડ શબ્દનો અર્થ પરીસીષ્ટ ૧ રકમ ૨૦ માં બતાવ્યો છે તે જુઓ.

રકમ ૨ પ્રમાણેની કબુલાત એક વરસથી અધિક નિયમીત મુદતની નહોય તો, તે ગમે તેટલા રૂપિયાની હોય તોપણ તે માશીમાં આવેછે અને તેજ પ્રમાણે જેમાં વાર્ષીક ભાડું કિંવા

સાંથ ઠરાવી હોય તે ૧૦૦ રૂપીયા કરતાં વધારે નહોય તો, તે ગમે તેટલી મુદતની હોયતથાપી માફીમાં આવેછે માત્ર એવી બંન્ને પ્રકારની કબુલાતમાં ઉધડ એટલે ઉચ્ચક રકમ, કંઇ ઠરાવેલી ન જોઇએ, દર વિધે અમુક રૂપીયા સાંથ એમ લખેલું હોય તોજ સાંથ સમજવી એવું કાંઇ નથી સાંથ બદલ આખા ખેતરની એક રકમ ઠરાવી શકેછે ને તે પ્રમાણે ઠરાવવા રીવાજ છે દસ્તાવેજનો અર્થ તેમાં વાપરેલા શબ્દોથી કરવાનો છે. ( જુઓ દી. સ્ટાં ખુ. ર નં. ૬ સને ૧૮૮૯–૯૦ ફે. તા. ૧૭–૩–૯૦ ઠકર. અંદરજી મંગળજી વિ. ભગવાન રામજી ખુ. બુ. ભા. ૧ પૃષ્ટ ૧૭ ઉપર )

એક વરસની કબુલાતમાં સાંથની રકમ ઠરાવેલી નથી પણ વરસાદના પાણીની ઉપજ થાય તેના ત્રણ ભાગ આપવા ને કુવાના પાણીની ઉપજમાંથી એક ભાગ આપવો એમ ઠરાવ્યું છે ઉધડ રકમ ઠરાવેલી નથી તેથી તે માફીમાં આવેછે કારણ એક વરસથી વધારે મુદતની તે નથી. ( જુઓ. દી. શા. સ્ટાં. ખુ. ર નંબર ૪૫ સને ૧૮૮૯–૯૦ ફે. ૨૮-૧૧-૯૦ વો. ૧ પૃ. ૯૭

ખેતી કરનારે ૨૦ વરસ સુધી ખેડવા રાખ્યાની કબુલાત આપીછે ઉધડ દરવરસે રૂ.,૬૭ આપવાનો કરાર છે તે માફીમાં આવેછે ( રૂ૧૦૦ કરતાં વધારે નથી માટે ) ઉધડ શબ્દ સાંથની જગ્યાએ વાપર્યોછે દી. શા. સ્ટાં. ખુ. ર $\frac{૭૦}{૯૦-૯૧}$ ફે. તા. ૨૭–૫–૯૧ વો ૧ પૃ. ૨૪૪

ખેતી કરનારાએ દરવરસે રૂા. ૧૩ આપવાના કરારથી ત્રણ વરસની બંધણીએ ખેડવા રાખી (જમીન) ને સરકારી સલામી વિગેરે ખેડનાર ઉપર છે લેખમાં ઉધડ શબ્દ વાપર્યો છે, " ઉધડ ,' શબ્દ દાણના એકંદર આંકડાનો સુચક છે કાયદામાં ઉધડ વાપર્યો છે તે અર્થ અત્રે નથી ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ર નંબર ૧૧૩ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૩૧–૫–૯૧ સ્ટાં. ખુ. વો. પૃ. ૨૫૧ ઉપર )

દાણના રૂપીયા ૨૪૫ આપવાની શરતે એક વરસની અવધે જમીન સાંથે રાખી છે તેથી તે સ્ટાંપની માફીમાં આવે છે આ કબુલાતમાં લખી આપનારે રૂપીયા આપવાનો જામીન આપ્યો છે ને જમીનદારની સહી દસ્તાવેજમાં છે આ કરાર કબુલાતનો અંગભુત છે ને તેને પણ માફી છે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. ર નંબર ૭૫ સને ૧૮૯૦–૯૧ ફે. ૧૯–૬–૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ, ૩૧૩

ખેતી કરનારાએ એવી કબુલાત આપેલી કે, ખેડવા લીધેલી જમીનની સાંથ દરવરસે રૂ. ૩૦॥ પ્રમાણે વરસો વરસ કબુલાત કરીલેનારને આપતા જવી, તથા હવાલદારી હક રૂ ૧॥ દરવરસે તથા નવા હક જે થાય તે કરી આપનારના શીર છે. એવી રીતે લખી આપેલી ઠરાવ્યું કે રૂા. ૧૦૦ ની અંદરની હોવાથી માફીમાં આવે છે નવીન હક્ક ભરવાનો કરાર કરી આપનારે કર્યો છે તે સ્વતંત્ર કે અંગભુત છે એનો વીચાર કરવા જરૂર નથી વિશેષ ગણાતા પણ રૂા. ૧ ઉપર થયેલો છે એટલે પ્રશ્ન રહેતો નથી ( દી. સ્ટાં. ખુ. ર નંબર ૧૪૩ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૮–૭–૯૧ વો. ૧ પૃ, ૩૭૦ તથા સ્ટાં. ખુ. ન. $\frac{૬૪–૧૨૧}{૯૪-૯૫}$ ફે. તા. ૧૨–૬–૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૪૬ તા. ૧૨–૯–૯૫.

સાંથ આપવાની કબૂલાતમાં વાર્ષિક સાંથ રૂા. ૧૦૦ થી અધિક રકમની ન હોય તો તેનો સમાવેશ માફીમાં આવે છે, પછે ગમે તેટલી મુદત લખી હોય અગર ન હોય તોપણ સ્ટાંપની લાગતની પાત્રતામાંથી એવી કબુલાત ને બાતલ થવાને વ્યતય આવી શકતો નથી ( દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૯ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૬–૧૨–૯૧ વો. ૨ પૃ. ૧૧૫ )

એકથી વધારે માણસોએ જમીન બદલ ચારવા સારૂ એક વરસને માટે રાખી તેની ચરાઇ બદલ પ્રત્યેક દર જોડે રૂા. ૨૦ આપવા લખી આપ્યું છે આ લેખ કબુલાત છે, ઢોર ચરાઇ વાસ્તે ખેતી કરનાર જમીન રાખે તો તે કબુલાત સ્ટાંપની માફીમાં આવે છે. (ઇંગ્રેજી રાજ્યના મત પ્રમાણે) જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૪૬ સને ૧૮૯૧–૯૨ ફે. તા. ૨૪–૧૨–૯૧ વો. ૨ પૃ. ૧૨૭

ખેતી કરનારે ખેતરની ઉપજનો ભાગ સાંથ તરીકે આપવાનો કરાર કરી એક સાલ માટે જમીન ખેડવા રાખ્યા વિષે લેખ કરી આપેલો હોય તો તે માફીમાં આવે છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૮૧ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૩–૯–૯૨ વો. ૨ પૃ. ૧૬૩.

અગીયાર વરસની અવધે જમીન ખેડવા આપી છે ને દરવરસે રૂા. ૧૮ પ્રમાણે ૧૧ વરસના રૂપીયા ૧૯૮ અગાઉ લીધાથી તે "ઉધડ" તરીકે ગણાય નહીં વારશિક સાંથ રૂા. ૧૦૦ ની અંદર હોવાથી માફી છે (જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૬૨ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૩૧–૫–૯૨ વો. ૨ પૃ. ૧૮૨ )

એકથી વધારે વિઘાં કિંવા કુંભા જમીન બદલ સાંથની અથવા ઉધડની રકમ લખેલી હોય તેટલાથીજ તે "ઉધડ" સમજવાની નથી. દર વિઘે કિંવા કુભે અમુક રકમ સાંથ એમલખ્યું હોયતોજ સાંથ કેહેવાય એમ પણ નથી. સ્ટાંપ બદલ આખા ખેતરની એક રકમ ઠરાવવા રીવાજ છે અને એવા લેખોમાં ભાષા મુજબ સાંથની જગોએ "ઉધડ" વાપરવામાં આવે છે પણ તેથી નિબંધમાં વાપરેલા "ઉધ્ધડ" ના અર્થમાં સમજવાનો નથી ( વ. કો. દી. શી. નંબર ૮૫૯ તા. ૨૩–૨–૯૨ વો. ૨ પૃ. ૨૦૬

ખેતી કરનારને આપેલો પટો અથવા ખેતી કરનારે આપેલી કબુલાત કેવે પ્રસગે માફીમાં આવે તે બાબત છે હાલના લેખનો કરનાર ખેતી કરનાર નથી માટે માફી નથી દી. શા. સ્ટાં. ખુ. ૨ નબર ૧૧૨ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૫–૭–૯૩ વો. ૩ પૃ. ૧૫૫

પરીસીષ્ટ ૨ રકમ ૨ માં "ખેતી કરનાર" શબ્દ વાપરેલો છે તેનો અર્થ એવો છે કે, ખેતીના કામને સીધી રીતે અથવા પરીમાયે લગતાં કારણો સારૂ રાખનારને "ખેતી કરનાર સમજવો. વળી કબુલાતમાં જણાવેલી જમીન ઘણે ભાગે ખેતીના કામમાં વપરાયેલી ન હોય અથવા ખેડુતની ખેતીની જમીન ગણી શકાય એમ ન હોય તે બાબતની કબુલાત માફીમાં આવી શકે નહીં. એટલે માફીમાં આવનારી કબુલાત ખેતી સંબંધી હોવી જોઇએ ઉપર પ્રમાણે ઈંગ્રેજી રાજ્યમાં ઠરાવેલું છે અને તે રાજ્યમાં પરીસીષ્ટ ૨ નીં રકમ ૧૩ માં કબુલાત ખેતીની જમીન સંબંધી હોવી જોઇએ એમ સ્પષ્ટ નસ્તાં "ખેતી કરનારના સંબંધેલી થયેલી કબુલાત" એવા બોલો આપણા કાયદાની સદરહુ રકમમાં વાપર્યા છે તે પ્રમાણે વાપરેલો છે તેથી ખેતીના કામ માટે ઉપયોગ કરવાની જમીન બાબત શિવાયની કબુલાતો ખેતી કરનારે કરી આપેલી હોય તેને પરીશીષ્ટ ૨ રકમ ૨ લાગુ નથી હાલની કબુલાત લખી આપનાર પાટીદાર છે તોપણ જે મીલકત સમંધે દસ્તાવેજ છે તેનો ખેતી સાથે કંઈ ઇલાકો નથી તો ઘરની ભાડાચીઠીને માફી મળી શકતી નથી દી. શા. સ્ટાં. ખુ. નં. $\frac{૩૫–૫૬}{૯૨–૯૩}$ તા. ૧૯–૬–૯૫ આ. ૫. બા. ૨ પૃ. $\frac{૪૯–૫૧}{૧૨–૯–૯૫}$

૩; પાવતીઃ—

(ક) યોગ્ય રીતે સ્ટાંપ લગાડેલા કિંવા લાગતની માફી હોય તેવા કોઇપણ દસ્તાવેજ માં લખેલો અવેજ પોહોચ્યો એવા મજકૂરની, કિંવા તે દસ્તાવેજ ઉપરથી મળ- વાના મુદ્દલ પૈશા કિંવા વ્યાજ કિંવા વધાસન કિંવા મુદ્દને મળવાનો બીજો અ- વેજ પોહોચ્યો, એવા મજકૂરની, તે દસ્તાવેજ ઉપર કિંવા તે દસ્તાવેજમાં લખેલી.

(ખ) મોબદલો આપ્યા સિવાય પૈશા આપ્યા તે બાબત.

(ગ) સરકારી મે'સૂલનો આકાર બેસાડેલો કિંવા ઇનામી જમીન બાબત ખેતી કરનારે જેની પાસેથી જમીન ખેડવા લીધી હોય, તેની સાંથના પૈશા આપ્યાબાબત.

(ઘ) કોઇપણ સાહુકારની પાસે પૈશા કિંવા પૈશાનો દસ્તાવેજ રાખ્યો છતાં તેનો હિસા- બ આપવાનો હોય તે પૈશા બાબત કિંવા તે દસ્તાવેજ બાબત આપેલી.

પરંતુ એમ ઠરાવ્યું છે કે, જે માણસને તે પૈશાનો કિંવા પૈશાના દસ્તાવેજનો હિ- સાબ આપવાનો તે માણસ સિવાય બીજા માણસ પાસેથી તે પૈશા કિંવા દસ્તાવેજ પોહોંચ્યો, એમ તે પાવતીમાં લખેલું છતાં જેને હિસાબ આપવાનો તેના નામની પાવતી આપી ન હોય તો, તે પાવતીને આ માફી લાગુ નથી.

(ઙ) સામા દસકતના ખાતામાં ઉપાડની રકમો પાવતી દાખલ લખી હોય તે.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટના પરીસીષ્ટ ૨ નો કલમ ૧૫ ને મળતી છે.

"બાકી લેણા અમે તમારી પાસેથી બળદ વેચાતી લીધેલો તેના બાકી રહેલા રૂપીયા તે આજરોજ દેવા કાઢયાછે તે કબુલ છે" (સહી) આ ખાતું રૂપીયા ૨૩ નું હોવાથી તે પરી. ૧ રકમ ૪ પ્રમાણે લાગતને પાત્ર થાયછે. પરીસીષ્ટ ૨ રકમ ૩ (ઙ) આ ખાતાને લાગુ નથી કારણ ઉપાડની રકમ પાવતી દાખલ લખેલી ન સ્તાં પાછલું લેણું નકી કરી બાકી કાઢી આપી દેવું કબુલ કર્યુંછે તા. ૨૪–૭–૮૯ નું જાહેરનામુ* સરકારી હુદ્દાની રૂઇએ થએલું નસ્તાં ખાનગી અભિપ્રાય તરીકે થયેલું છે તેનો અમલ હજુરથી મંજુર થયેલા નિબંધ વિરૂદ્ધ ચાલી શકતો નથી. તેમ તે હાલના ખાતાને લાગુ પણ નથી. જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪૬ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૩૦–૬–૯૧ ખુ. વો. ૧ પૃ. ૩૪૧

"પરદેશી પોલિસ રિસાલા પૈકી સ્વાર + + + તથા + + + વિગેરેનું સામા દસતક નું ખાતું સંવત ૧૯૪૭ ના કારતક સુદ ૧, (ઉધાર બાજુ) ૪૪૬ાના બાકી દેવા + + + (સહી) ૫૦ાા માગશર વદ ૩૦ ને શની અમારી જમીન + + + ની કીસ્ત ભરવા સારૂ (સહી) ૨૫ા પોસ સુદ ૪ રોકડા નગદ હા. કાળીસીંગ, ૫૮ા ભાદવા સુદ ૧ + [સહી]" આ પ્રમાણે રોકડી રકમ ઉપાડી સહીઓ કરેલી છે. શરૂવાતમાં લખેલી બાકી સુધારા પેહેલાની હો વાથી લાગત દંડ સાથે લીધી છે તે બરાબર છે બાકીની આઠ રકમો લાગતને પાત્ર નથી કેમકે તેના મથાળા ઉપરથી તથા ઉપાડની રકમ તળે સહી થયેલી છે તેથી તે સામા દસ્કતનુ ખાતુ ખુલ્લી રીતે જણાય છે રકમો અમુક સખસે અમુક દીવસે ઉપાડી એટલું લખીને રકમ તળે લઇ જનારની સહી લેવામાં આવીછે તે સહી દેણદારની હોય તો પરીસીષ્ટ ૨ રકમ ૩ (ઙ)

* સ્ટાંપ નીબંધની સમજુતી થવા સારૂ ખા. બા. સર ન્યાયાધીશ ખરશેદજી શેઠે આ જાહેરનામું કર્યુંછે.

મુજબ માફીમાં આવેછે. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૨ સને ૧૮૯૩-૯૪ ફે તા૭-૧૧-૯૫ આ. પ. ભા. ૨ પૃ. ૨૩૦ તા. ૯-૧-૯૬

મુફ્ટે કરેલા હુકમનામાની નકલ નીચે તે હુકમનામાનો અવેજ પોચ્યા બાબતને છુટ મુક્યા બાબત પાવતી કરીછે તે લાગતને પાત્ર ના કેમકે પરીસીષ્ટ ૨ રકમ ૩ क પ્રમાણે હુકમનામાની નકલ કોર્ટ ફી સ્ટાંપ આકટ પ્રમાણે યોગ્ય લાગત ઉપર થયેલી છે ને તે સંબંધે આ પાવતી હોવાથી માફીમાં આવે છે દી. શા. સ્ટાં. ખુ. નં. ૯૪-૯૫ ફે ૩૧-૩-૯૬ આ. પ. ભા. ૨ પૃ. ૪૪૮ તા, ૧૬-૪-૯૬

૪ પીઠ ઉપર શેરો કરી અથવા માત્ર સહી કરી બીજાના નામ ઉપર કરવાનો લેખ, પછી તે બીજાનું નામ તેમાં લખેલુ હોય કિંવા ન હોયઃ--

(ક) હુંડીની કિંવા ચેકની કિંવા વાયદા ચીઠીની પીઠ ઉપર.

(ખ) સતગીની (બિલ ઓફ લેડિંગની) પીઠ ઉપર

(ગ) વીમા પત્રની પીઠ ઉપર

(ઘ) હિંદુસ્થાન સરકારની સિક્યુરિટીની પીઠ ઉપર

(ઙ) માલ બાબતના વારંગની (પેહેલા પરિશિષ્ટના નંબર ૨૮) પીઠ ઉપર

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટના પરીસીષ્ટ ૨ ની કલમ ૧૭ ને મળતીછે.

૪ अ તગાવીના નિયમ પ્રમાણે તગાવી લેનારે વ તેના જામીનદારે સરકારને કરી આપે તે કરાર.

આ કલમ આજ્ઞા પત્રીકા ભાગ ૨ તા ૧-૯-૯૨ પૃષ્ટ ૨૪ ઉપર પ્રસિદ્ધ થયેલા હજુર કચેરીના તા. ૧૬-૪-૯૨ ના હુકમથી વધારી છે.

## સામાન્ય માફી.

૫ પરિશિષ્ટ ૧ અંક ૧૬ માં જે દસ્તાવેજનો સમાવેશ થતો નથી તેવો સરકારે કિંવા સરકાર તરફથી કરી આપેલો કોઇપણ દસ્તાવજ.

આ કલમ સને ૧૮૭૯ ના ૧ લા આકટના પરીસીષ્ટ ૨ કલમ ૧૮ ને મળતી છે.

૧ દત્તક પત્રને સ્ટાંપ લાગતની માફી—"મારે પેટ પુત્ર સંતતી નથી અને થવાનો સંભવ નથી ને મારી વૃદ્ધાવસ્થા થઇછે તમો મારી બેનના દીકરાના દીકરા થાઓ છો તેથી તમોને ધામુધામણ દત્તક કરી મારી તમામ સ્થાવર જંગમ મિલકતના તથા મારા સરવે જાતના હકોના તમોને માલીક કર્યાછે" આ મજકુરનો દસ્તાવેજ દત્તક પત્રછે અને તેનો સમાવેશ પરિશિષ્ટ ૧ માં થતો નથી કારણ દત્તક પુત્રને સાધારણ રીતે મળે નહી એવું માલિક પણું આપેલું નથી અથવા દત્તક લેનારના મુવાપછી જે હક્ક અથવા કબજો મળવાનો તે હાલ આપેલો નથી તેથી બક્ષીસ પત્રમાં નઆવતાં પરીસીષ્ટ ૧ માં સમાસ થતો નથી માટે તેને સ્ટાંપની જરૂર નથી. (જુ. દી. સ્ટાં ખુ. ૨ નં. ૧ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૧-૧૦-૮૯ રગનાથ ભુલજી [લેનાર] દત્તક થનાર મોતીભાઇ ચોરીભાઇ વડોદરા વત્સલ તા. ૧૧-૪-૯૦ પૃષ્ટ ૧૨૦ ઉપર].

ટીપ—દત્તક પત્રને બક્ષીસ પત્ર પ્રમાણે સ્ટાંપ જોઇએ એવો ખુલાસો તા. ૧૪-૪-૯૨ ચૈત્ર વદ ૨ સં. ૧૯૪૮ નો થયો છે.

૨ દારૂ વેચનારને સરકાર તરફથી પટો કરી આપવામાં આવેછે ને વેચનાર પાસેથી કબુલાત કરી લેવામાં આવેછે આ પટો કરારછે અને તે કરાર સરકારે કરી આપેલો હોવાથી સ્ટાંપની માફીમાં આવેછે [જુઓ પરીસીષ્ટ ૨ કલમ ૫] તેથી તેના ઉલટ લેખ જે વેચનાર કરી આપેછે તેને પણ સ્ટાંપની જરૂર નથી [જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૫ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૩-૧-૯૦ સ્ટાં. ખુ. બુ. ભા. ૧ પૃષ્ઠ ૧૦ ઉપર]

૩ "તમો મારી સગી દીકરી થાઓછો મારે ઔરસ દીકરો નથી તેથી અમારી સ્થાવર જંગમ મિલકતના પડયા પાનનાં તમે માલીક છો ને તમારા વારસોનો હકછે." આ પ્રમાણે દસ્તાવેજનો મજકુરછે તેથી તે વારસ પત્ર થાય છે. વારસ પત્રને પરીસીષ્ટ ૧ માં સ્ટાંપ લાગત ઠરાવી નથી દત્તક કર્યા વિષેના દસ્તાવેજને સ્ટાંપની જરૂર નથી એવો નિર્ણય થયોછે તેજ પ્રમાણે વારસ પત્રને પણ સ્ટાંપની જરૂર નથી. [જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૦ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૨૮-૩-૯૦ સ્ટાં. ખુ બુ. વો. ૧ પૃ ૨૮ ઉપર]

"મારે પેટ ફરજન નથી ને તમે પીતરાઈ છો તેથી મારી મીલકતના વારસના હકકથી આપી છે તે તમે કબજે લઇ ઉપભોગ કરો ને મારૂં પાલનપોષણ કરો" આ દસ્તાવેજમાં લખેલી મીલકત તુરત કબજે લેવાનો અધિકાર કરી લેનારને પ્રાપ્ત થાય છે તેથી તે વારસપત્ર ન છતાં બક્ષીસ પત્ર છે. ( જુઓ. દી. સ્ટાં. ખુ. ૨ નં. નં. ૧૮ સને ૧૮૮૯-૯૦ ફે. ૨૮-૧૦-૯૦ ખુ. બુ. વો. ૧ પૃ ૬૭ ઉપર ).

"તમારી ભેંસ અમે ચારવા સારૂ રાખેલી તેની ચરાઇના રૂપીયા ૩ અમારા ખાતામાં જમા કરાવી ભેંસ પાછી સોંપી છે ને ઉપર લખ્યા રૂ. ૩ લીધા બાબત આ પાવતી લખી આપી છે." સહી સાક્ષી છે કલમ ૩ ની રકમ ૮ ની વ્યાખ્યામાં આ લેખનો સમાસ થતો નથી ભેંસ પાછી સોંપ્યાનો મજકુર કથનકારક છે માટે પરીશિષ્ટ ૧ માં આ લેખનો સમાસ થતો નથી તેથી માફી છે દી. શા. સ્ટાં ખુ. ૨ નંબર ૩૧ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૭-૧૧-૯૦ વો. ૧ પૃ. ૮૫ ઉપર ]

"મારે દીકરા કે દીકરી નથી તેથી દત્તક લીધો છે ને તે દત્તકની ઉમર ૮ વરસની છે તેમ મારી ઓરત હયાત છે માટે દત્તક ૨૧ વરસનો થાય ત્યાં સુધી મારી પાછળ દેખરેખ હું ભોગવતો એવી સ્થાવર જંગમ મિલકતનો વહીવટ, દેખરેખ, અને ઉપભોગ કરવાની મારી સ્ત્રી તથા મારા સાળાને તથા પટેલ શીવાભાઇને વ્યવસ્થા જોવા ટ્રસ્ટી નીમ્યા છે." બ્રીટીશ સ્ટાં. ૫ આકટના પરીશીષ્ટ ૧ રકમ ૨૫ માં આવે છે પણ એવા લેખને અહીના સ્ટાંપ નિબંધમાં સ્ટાંપ ઠરાવ્યો નથી પેહેલા પદીશીષ્ટમાં જેનો સમાવેશ થાય તેટલાનેજ સ્ટાંપ જોઇએ ( જુઓ કલમ ૫ ) માટે સ્ટાંપની જરૂર નથી. ( જુઓ. સ્ટાં. ખુ. ૨ નંબર ૯૦-૯૧ ફે. તા. ૨૮-૧૧-૯૦ ખુ. બુ. વો. ૧ પૃ. ૯૧ )

"મારી હયાતીમાં મારી મિલકતનો વહીવટ કરવા માટે મારી દીકરીના દીકરાને

ટ્રસ્ટી નિમી તેના હસ્તકમાં મિલકત સ્વાધીન કરી છે તેથી તેમણે વહીવટ ચલાવવો તે મીલકતમાંથી મારા ગુજર્યાબાદ મારી દીકરીને રૂા. ૧૦ તથા હું ગુજર્યાબાદ ઉતર ક્રીયા કરવામાં ૪૦૦ ખરચવા. ને વ્યવસ્થા કરતાં વધે તે મીલકતનો માલેક મારા ગુજર્યાબાદ મારી દીકરીના દીકરાને ઠરાવ્યો છે" આ દસ્તાવેજ વારસપત્ર છે કારણ કે ને વ્યવસ્થાપત્રમાં આવનો નથી મીલકત હયાતીમાં સોંપી છે પણ તે વહીવટ કરનાર તરીકે સોંપી છે તેથી લખી આપનારની હયાતીમાં માલીકી હક આપ્યો કેહેવાય નહીં વારસપત્રને સ્ટાંપની જરૂર નથી [ જુઓ. દી, શા. સ્ટાં. ખુ. ૨ નંબર $\frac{૨૬}{૯૮-૯૦}$ ફે. તા. ૩૧-૧૨-૯૦ ખુ. બા. ૧ પૃ. ૧૧૩ ]

લખી આપનાર જમાઇને લખી લેનાર સસરો છે લખી લેનાર વૃદ્ધ થવાથી ને તેને પ્રજા ન હોવાથી લખી આપનારે પોતાના પુત્ર પૈકી એક પુત્ર દત્તક આપ્યાનો આ લેખ કરી આપ્યો છે. આ લેખને કરાર આકટ પ્રમાણે કરારનું સ્વરૂપ પણ મળતું નથી, ને પેહેલા પરીશીષ્ટમાં તેનો સમાસ થતો નથી [ જુ. દી. શા. સ્ટાં. ખુ ૨ નં. ૫૯ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૩-૪-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૧૮૫ ઉપર ] તથા દી. શા. સ્ટાં. ખુ. ૨ ૧૦૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૧૩-૪-૯૧ વો. ૧ પૃ. ૧૮૭ ઉપર ]

" મારી દત્તપુત્ર લેવાની ઇચ્છા હોવાથી ને દત્તપુત્ર લેવા લાયક બીજો લાયક ન મળવાથી તમે મારી બેનના ભાણેજ છો ને લાયક હોવાથી લીધા છે માટે તમામ, મારી મિલકત મારા છોકરા તરીકે ભોગવે ને તેના બાપના નામની જગ્યાએ મારૂં નામ લખાય તમામ મિલકતના માલીક છે ને ક્રીયા વીગેરે ઔરસ પુત્ર પ્રમાણે કરે" આ મજકુર દત્તકપત્ર છે મીલકત આજથી ભોગવવાનું લખ્યું છે પણ તે " મારા છોકરા તરીકે ભોગવે " એવા શબ્દ છે ને મુવા પછી ક્રીયા વિગેરે કરવા લખ્યું છે તેથી દત્તકપુત્ર તરીકે જે એને મળવાનું તથા કરવાનું તેનું બ્યાન કર્યું છે માટે સ્ટાંપની મારી છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૧૪ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૩-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૬૨ ઉપર ].

" તું મારી સગી દીકરી છું તારા શિવાય બીજું ફરજન નથી તેમ નજીકનું સગું નથી માટે લખી આપું છે કે મને જીવતાં પાળવી ને મુવા પાછળ ક્રીયા ખર્ચ કરવો ત્યાર પછી મીલકત રહે તેની માલેક તમે છો મિલકત નિચે મુજબ + + + " મિલકતનો કબજો લેખની તારીખે આપેલો જાણી બક્ષીસ પત્ર હોય એમ કલ્પના ઉઠાવેલી છે પણ તેવો હેતુ લખી આપનારનો નથી. સમગ્ર મજકુરનો વિચાર કરતાં મુઆ બાદ લખી લેનારને માલકી મળે છે તેથી મૃત્યુ પત્ર છે ને સ્ટાંપની મારી છે [ જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૮૭ સને ૧૮૯૦-૯૧ ફે. ૪-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૬૮ ઉપર ]

" મારા ધણીનું નામ કાયમ રાખવા તમને દત્તક લીધા છે એટલે તમે મારા દીકરા માફક ઘરમાં રહી મારી સેવા ચાકરી તથા પાલણ પોષણ કરો ને મારી દીકરીની સંભાળ રાખો હું મુવા પછી ક્રીયા કરો તથા તમામ સ્થાવર જંગમ મિલકતનો ઉપયોગ દીકરા પ્રમાણે વંશ પરંપરા લો દેવું લેવું આપો, લ્યો. હું જીવું ત્યાં સુધી મારી સલાહથી વર્તવું. મારા ધણીની તમામ મિલકતના માલીક તમો છો. " માલીક કર્યાના મજકુરથી તે બક્ષીશ પત્ર થતું નથી. પણ તે મજકુર દત્તક પત્રનો અંગભુત છે. પોષણ વિગેરે કરવાનો મજકુર પણ અંગભુત છે. ને આ દસ્તાવેજ દત્તક પત્ર છે ને સ્ટાંપની મારી છે. [ જુઓ સ્ટાં. ખુ. ૨. નંબ-

२. ११६ सने १८९० ९१ फै. ४-६-९१ वो. १ पृ. २७०-२७३ तथा दी. शा. स्टां. खु. २ नं. ९७ सने. १८९० ९१ फै. ४-६-९१ वो. १ पृ. २७३.

**टीप**—ता. १४-४-९२ ना सुधाराथी दत्तक पत्रने स्टांप बक्षीस पत्र प्रमाणे जोइए तेवो ठराव थयो छे आ खुलालासावाळो दस्तावेज सुधारा पहेलानो छे.

ઉપરના ખુલાસામાં વારસ પત્રની વ્યાખ્યા સંવત ૧૯૨૩ ના પુરવણી સ્ટાંપ નિબંધમાં આપેલી બતાવી છે તે એવી છે કે " વારસ પત્ર એટલે કોઈમનુષ્ય સંતાન અભાવે પોતે હયાત છતાં પોતાની સ્થાવર જંગમ મિલકતનો હક્ક બીજા મનુષ્યને આપે છે, એટલે મીલકત ઉપર પોતાની સત્તા હતી, તે, માલ મીલકત બીજાને સત્તત પુર્ણ અધિકારથી ચલાવવી એટલે જે દસ્તાવેજ થાય તેને વારસાઈનો દસ્તાવેજ એવું સ્ટાંપ નિબંધમાં કહ્યું છે. " જુના કાયદામાં વારસ પત્રને બક્ષીસ પત્રને માટે એકજ સ્ટાંપ ઠરાવેલો હતો.

" મારી વૃદ્ધા અવસ્થા થઈ છે ને મારૂં શરીર અશકત રહે છે તેથી મારી પાછળ મારી મીલકત સંબંધી વાંધો ઉઠે નહીં તથા હરકત ફરીયાદ થાય નહીં તેથી તેની નીચે મુજબ વ્યવસ્થા કરૂં છું. ++૧૦૦ મારી પાછળ દીવસ પાણી કરવામાં ૫૦+++ મરણ ક્રીયામાં ૪૨૦+++ મારી દીકરીને. +++ મારી દીકરી મારી પાછળ વારસ છે કારણ મારે છોકરો નથી +++ તેથી અમારી તમામ મિલકત આજથી તેના તાબામાં આપવી ને તેણે વહીવટ કરવો. મારી હયાતી બાદ ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવી. " ઠરાવ્યુ કે આ લેખ મૃત્યુ પત્ર છે કારણ પુર્ણ સ્વામિત્વ સાથે હાલજ મીલકત આપી દીધાનું જણાતું નથી. મરણ પછી કેવી વ્યવસ્થા કરવી તે ઠરાવેલુ હોવાથી મૃત્યુ પત્રે છે ને માફીમાં આવે છે [ દી. શા. ખુ. ૨ નંબર ८૯ સને. ૧૮૯૦-૯૧ ફૈ. ૧૫-૭-૯૧ વો ૧ પૃ. ૩૮૫ ઉપર.

જેજે બાબત ઈજારા આપવામાં આવે તેનો વહીવટ શી રીતે કરવો તે બાબત ઈજારદારને પટો આપવો જોઇએ પટાના ઉલટ લેખ કબુલાત છે તેને સ્ટાંપની જરૂર નથી હુ. સ્ટા. આ. નં. ૪૦૭૭ તા. ૯-૪-૯૧

સ્થાવર મિલકત ૮ વરસની અવધથી વાવેતર કરવા સારૂ લીધેલી તે છોડી દીધાનો લેખ પરીસીસ્ટ ૧ માં આવતો નથી માટે લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર. ૭૮ સને ૧૮૯૦ ૯૧ ફૈ. ૧૨-૯-૯૧ વો. ૨૫ ७८ ૧૮૦ તથા દી. શા. સ્ટાં ખુ. નંબર. ૧૦૪ સને, ૧૮૯૧ ૯૨ ફૈ. ૨૬-૭-૯૨ વો. ૨ પૃ. ૧૯૬.

" મારી મિલકતના વારસ તમે છો માટે મારા શરીરનો નાશ થાય તો મારી ક્રીયા ખર્ચ કરવો ને વધે તે તમારે ભોગવવી કદી હું માંદો છું ને સાજો થાઉં તો મારી મિલકતનો હું માલીક છું " આવી મતલબનો લેખ વારસપત્ર છે બક્ષીસપત્ર નથી. [ જુ. દી. શા. ખુ. નંબર ३१ ફૈ. ૨૯-૧૦-૯૧ વો. ૨ પૃ. ૧૦૯ ( વારસપત્રને માફી છે ).

હયાતીમાં મીલકત આપી દેવાનો હેતુ જણાતો નથી માટે મૃત્યુપત્ર છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૫ સને ૧૮૯૧-૯૨ ફૈ. ૧૧-૧૧-૯૧ વો. ૨ પૃ ૧૧૩.

લખી આપનારના મેગત મરણીએ લખા લેનારને વહીવટ લખી આપનારની સલાહથી ચલાવવાનો અધિકાર આપેલો તે મુજબ લખી આપનારના મુવા પછી કોની સલાહથી એ વહીવટ લખી લેનારે ચલાવવો તે નકી કરવા બદલનો આ લેખ છે તેથી તે પરીસીષ્ટ ૧ માં આવી શકતો નથી માટે માફી છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૭ સને ૧૮૯૧-૯૨ ફે. ૯-૧૨-૯૧ વો. ૨ પૃ. ૧૨૦

મુળ લેખ લખાઇ તે ઉપર સહી સાક્ષી થયા બાદ તાજા કલમ કરી છે ને તે તાજા કલમ નીચે સહી સાક્ષી નથી એટલે તેને દસ્તાવેજનું સ્વરૂપ આવી શકતું નથી માટે તે માફીમાં આવે છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૬ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૧૧-૧૨-૯૧ વો. ૨ પૃ. ૧૨૩

" મારી હયાતીમાં મારી નીચે લખેલી મિલકતની વ્યવસ્થા કરૂં છું મિલકત + + + + + એ રીતે મિલકત મારી હયાતી પછી મારી સગી બેન, જતનના દીકરાને આપવા ઠરાવું છું તેમ કરવાનું કારણકે મારી બેનોનું મારે કરજ છે તે આપવા હું શક્તીમાન નથી તેમજ મારો ભાણેજ મને બીમારીના સબબે પોતાના ખર્ચથી કોકણથી પાટણ લાવી ચાકરી કરી છે. તેથી હયાતી પછીનો માલીક ઠરાવ્યો છે " એ મતલબનો દસ્તાવેજ મૃત્યુપત્ર છે કેમકે અમલ હયાતી બાદ થવાનો છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૨૯ સને ૧૮૯૧-૯૨ ફે. તા. ૫-૧-૯૨ વો. ૨ પૃ. ૧૩૦

પટાથી લીધેલી જમીન છોડી દીધાનો લેખ ફારકતી નથી પણ કલમ ૫ માં આવતો નથી માટે માફી છે દી. ખુ. નં. ૪૧-૯૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧-૫-૯૨ વો. ૨ પૃ. ૧૮૦-૧૯૩

ખેડવા રાખેલી જમીન પાછી સોંપ્યાના લેખમાં " કદાપી અમો કોઈ જાતની હરકત કરીએ તો તેનું ખર્ચ સરકારમાં થાય તે અમારે દેવા " આ મજકુર જુદો કરાર નથી માટે અગત્યનું છે [ આ લેખ ખેડવા રાખનારે કરી આપેલો હતો ] દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૧૦૪ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૬-૭-૯૨ વો. ૨ પૃ. ૧૯૬.

સરકાર તરફથી કોઈ માણસને કાંઈ લેખ કરી આપવાનો હોય તો તેને, તથા તે માણસ પાસેથી ઉલટ લેખ સરકારે લખી લેવાનો હોય તો, તેને સ્ટાંપ લાગત જોઈએ નહીં [ દી. શા. વ. કો. દી શે. નં. ૭૬૦ તા. ૩૦-૧-૯૨ વો. ૨ પૃ. ૨૦૫

ટ્રિબ્યુટરી ઠાકોર યા ગ્યારંટીવાલા ગીરાશિયાના મુખત્યાર ગીરાશિયાની ગીરાસ વિગેરેની રકમ મળવા વીશે મુખત્યાર પત્ર રજુ કરે તો તેવા મુખત્યાર પત્રને સ્ટાંપની જરૂર નથી સેટ. ગી. જા. નં. ૧૮૮ તા ૨૨-૯-૯૧ વો. ૨ પૃ. ૨૪૦

દીવાની દાવામાં પક્ષકારોએ કરારદાદ આપ્યો છે આ કરારદાદ તરીકેના અરજને નવો કરાર ગણી તેની સ્ટાંપની લાગત લેવી કે નહીં તે પ્રશ્ન છે ઠરાવ્યું કે—આવા કરારદાદ સ્ટાંપની લાગતને પાત્ર થાય તેવા કરાર ગણવા ન જોઇએ. તેતો કોરટને કરેલી અરજ છે કેમકે વાદી પ્રતીવાદી વચ્ચે જે અંદર અંદર સમજુત પ્રથમ થયેલી તે મોઢે કે જૂદા લેખથી થયેલી હોય છે તે બેઉ પક્ષકાર કોર્ટને અરજ કરી જણાવે છે માટે સ્ટાંપની જરૂર નથી તેમ જુના સ્ટાંપ નીબંધ ઉપરથી કોરટ ફી સમંધે પણ સ્ટાંપની જરૂર રાખેલી નથી તેમ અવશ્ય નોંધવાનો થતો નથી [ જુ. નોંધણી નિબંધ ક. ૮ ] દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૫૬ સને ૧૮૯૧-૯૨ ફે. ૨૧-૨-૯૩ વો. ૩ પૃ. ૭૭

મૃત્યુપત્રના દસ્તાવેજમાં પ્રથમ કરેલું મૃત્યુપત્ર રદ કર્યાનું લખ્યું છે તે કરાર થતો નથી કારણ મૃત્યુપત્ર કરનાર પોતાની હયાતીમાં પોતે કરેલું મૃત્યુપત્ર ગમે તે વખતે રદ કરી શકે છે સબબ તે લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૫૦ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૪-૨-૯૩ વો. ૩ પૃ. ૮૮

રૂપીયા તથા દાગીના વિગેરે દસ્તાવેજની તારીખે આપી માલીક કીધાનું લખ્યું છે પણ પાછળથી જણાવ્યું છે કે રૂપીયાના વ્યાજમાં ને જમીનના ગણોતમાંથી હમારૂં બંનેનું પાલણપોશણ કરવું ને અમે મુવા બાદ મીલકત પુરેપુરી ખરચી નાંખવી તેથી તે ટ્રસ્ટડીડ થાય છે ને સ્ટાંપની માફી છે. દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૭ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૦-૩-૯૩ વો. ૩ પૃ ૯૩

**अ** તથા **ब** પક્ષકાર વચે એક મયતની મિલકત સમંધે તથા તેની ઉત્તરક્રીયા સમંધે તકરાર પડવાથી **अ** એ ઠરાવ થવા ન્યાતને અરજી કરી ન્યાતે બને પક્ષની સમંતથી ઠરાવ કર્યો [ સદર દામોદરનું ઘર તથા તેજ ઘરમાં રહેલી રકમો તથા પેટી વાસણ જે હોય તે++++ વિગેરે બાઇઓ માલીક છે તેથી તેણે દશા લાડની નાત કરવી આ ઠરાવ બંન્તે પક્ષની સમંતીએ કર્યો છે ] ન્યાત વાળાની સહી નથી પણ પક્ષકારની સહી છે, આ દસ્તાવેજ વેચાણ પત્ર નથી તેમ કરાર નથી એકંદર ઇબારતથી પરીસીષ્ટ ૧ માં કોઇપણ રકમમાં તેનો સમાસ થતો નથી માટે લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ, નંબર ૩૬ સને ૧૮૯૩ ૯૪ ફે. તા. ૩-૭-૯૪ વો. ૩ પૃ. ૩૭૩

લેખને બક્ષીસ પત્ર નામ આપ્યું છે પણ તેમાં જણાવેલું છે કે " મારી હયાતીમાં મારી મિલકત મારી નજરમાં આવે તેવી રીતે ઉપભોગ કરવાને હું મુખત્યાર છું તેથી લેખ ની તારીખે મીલકતનું પુર્ણ સ્વામીત્વ આપેલું જણાતું નથી માટે મૃત્યુ પત્ર છે. દી. શા. સ્ટાં. ખુ. નંબર $\frac{૧૨૭}{૯૩-૯૪}$ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ ૪૧૮

વેચાણ ખત નીચે સાક્ષી કરનાર ઇસમે શાખ ધણી બે હજુર મારી સમંતીથી અપાયુ છેદા પોતે " એવો મજકુર લખ્યો છે તે પરીસીષ્ટ ૧ માં સમાસે નહીં તેથી લાગતને પાત્ર નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૨ સને ૧૮૯૪ ૯૫ ફે. ૬-૨-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૪૩૬ તા. ૨૮-૩-૯૫

" તમોએ ગામ મજકુર ના પટેલ ગિરધરની ડાંગર કળશી ૩ લેઇને અમારા ઘરમાં કોઠીઓ ૨ માં ભરીને તમોએ સીલ કરી છે માટે તમારી નજરમાં આવે તે વખતે લઇજશો " આવી મતલબનો લેખ પરીસીષ્ટ ૧ ની કોઇપણ રકમમાં આવતો નથી માટે માફીમાં આવે છે દી. શા. સ્ટાં. ખુ. નં. $\frac{૫}{૯૪-૯૫}$ ફે. ૬-૨-૯૫ આ. ૫. ભા. ૨ પૃ. ૪૩૮ તા. ૨૮-૩-૯૫.

## પરચુરણ.

દસ્તાવેજને સ્ટાંપ રૂ. ૧૯ નો છે પરીસીષ્ટની કલમ ૧૮-૧૪-૨૫-૨૬ એ પૈકી ગમે તે સ્વરૂપનો માનતાં પણ જે અર્થ તેને જે લાગત લગાડી છે તે ઓછી માલમ પડતી નથી એટલે લેખના સ્વરૂપનો નિશ્ચય કરવાની જરૂર રેહેતી નથી. [ જુ. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૬ સને ૧૮૯૦-૯૧ ફે. તા. ૭-૬-૯૧ સ્ટાં. ખુ. વો. ૧ પૃ. ૨૮૧ તથા સ્ટાં. ખુ. ૨ નં. ૯૩

'સને ૧૮૯૦-૯૧ ફે. ૧૭-૭-૯૧ વો. ૧ પૃ ૩૮૭ વ. કો. દી. શેરા નં. ૧૦૭૦ તા. ૩-૪-૯૧ તથા ખુ. ૨, ન. ૮ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૦-૯-૯૧ વો. ૨ પૃ. ૭૪

સ્ટાંપ નિબંધ પ્રમાણે દસ્તાવેજ દંડ લેવાને પાત્ર હોય ત્યારે વરિષ્ટ કોરટના ઠરાવમાં દંડ લેવા વિષે કંઇ લખ્યું ન હોય તોપણ દંડ લેવાને બાધ આવતો નથી [ વ. કો, દી. શેરા નંબર ૬૪૬ તા. ૩૧-૧૨-૯૦

મુખત્યાર નામા કઈ જાતના કાગળ ઉપર લેવાં એ બદલ ખુલાસો પુછે છે લખ્યું કે આવા મોઘમ સવાલ ખુલાસા માટે ઉઠાવવા બરાબર નથી તેઓ આગળ કામમાં કંઈ તેવો દસ્તાવેજ આવે અને તે સબંધે શંકા ઉઠે તો લેખની નકલ સહ ખુલાસા માટે મોકલવું વ. કો. દી. શે. નં. ૧૪૫૯ તા. ૧૦-૬-૯૧

જે બાબત વિષે કાયદામાં કંઇપણ રીત આપ લખો છો તે પ્રમાણે બતાવીજ હોય તો તે બદલ આ કોરટનો ખુલાસો પુછવાનું કંઇ પ્રયોજન નથી કેમકે આવી સ્પષ્ટ કાયદામાંની ખામીઓ પુરી પાડવાનું કામ આ કોરટનું નથી ( વરીષ્ટ કોરટનું ] વ. દી. શે. નં. ૧૫૩૮ તા. ૨૭-૬-૯૧.

દસ્તાવેજ પુરો થયા પછી તાજી કલમનો શેરો કર્યો છે તેને સ્ટાંપ જોઇએ કે નહીં તેનો પ્રશ્ન કોરટની આગળ ન હોવાથી ઠરાવ કરેલો નથી [ દી. શા. સ્ટાં. ખુ. નં. ૨ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૭-૯-૯૧ વો. ૨ પૃ. ૯૧

પક્ષકારે લેખને આપેલા નામ ઉપરથી તેનું સ્વરૂપ નક્કી કરવાનું નથી પણ લેખના એકંદર મજકુર ઉપરથી પક્ષકારોના એક બીજા વિરૂદ્ધ જે હક્ક ઉત્પન્ન થતાં હોય તે ઉપરથી નક્કી કરવાનું છે [ જુ. દી. શા. સ્ટાં. ખુ ૨ નંબર ૨૩ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧૦-૯૧ વો. ૨ પૃ. ૧૦૪.

સ્ટાંપ નિયમની કલમ ૭ સરસુબા કચેરીથી ગેર કાયદે થયેલી છે એવું લખ્યું છે [ જુ. દી. સ્ટાં ખુ. ૨ નં. ૨૩ સને ૧૮૮૯ ૯૦ આ. ૫. પા. ૩૧ તા. ૨૬-૨-૯૧ ] પણ તે હજુરે રદ કરી નથી માટે એ બાબત ફરી વીચાર કરવા સરસુબાએ પરીષ્ટ કોર્ટ તરફ લખતાં ઠરાવ્યું કેઃ—આવા સ્ટાંપ સંબંધી ખુલાસાનો આ કોરટે એકવાર વિચાર કરી ઠરાવ કર્યો હોય તે ઠરાવનો ફરી તપાસ આ કોરટ પોતે થઇ આવા લખાણથી કરવા નિબંધથી આધાર નથી માટે તે પ્રમાણે થવા અડચણ છે પરંતુ હજુર વિદીત થઈ ત્યથી યોગ્ય તે થવાની તજવીજ થવી જોઇએ [ દી. શે. ન. ૫૨૯ તા. ૬-૧૨-૯૧ વો. ૨ પૃ. ૨૦૫

કુલ મુખત્યાર પત્રની નકલ પૈસા આપતી વખતે લેવામાં આવી હોય તેને આધારે ફરી રૂપીયા આપવા હરકત નથી કેમકે જ્યાં સુધી મુખત્યાર પત્ર રદ્દ થયાની વાત તેમના જાણવામાં આવી નથી ત્યાં સુધી અમલ કરે અથવા અસલ મંગાવે તેમાં હરકત જણાતી નથી ( દી. શે. નં. ૧૨૯૧ તા. ૧૯-૫-૯૨ વો. ૨ પ. ૨૦૮

પર હદમાં કરેલું વારસાઈનું સરટીફીકેટ આ રાજમાં રજુ થાયતો તેને આંહીનો સ્ટાંપ જોઇએ કે નહીં ? કોર્ટેરી સબંધી પ્રશ્ન છે માટે ખુલાસો કરવા જેવું નથી વ. કો. શે. નંબર ૧૬૧૭ તા. ૧૬-૭-૯૨ વો. ૨ પૃ. ૨૦૯

દીવાની માશિકમાં દસ્તાવેજી સ્ટાંપનું ઉત્પન્ન બતાવવાનું નથી વારશિકે બતાવવું દી. વ. નં. ૭૦૩૬ તા. ૧-૭-૯૧ વો. ૨ પૃ ૨૧૦

કોરટમાં રજુ કરેલો કાગળ પાછો લેવો હોયતો કામમાં તેની નકલ સાધા કાગળ ઉપર રાખવી નવો કોરટીનો નિબંધ થતાં સુધી વહીવટ રાખવો વ. દી. વ. નંબર ૧૯ તા. ૮–૩–૯૨ વો. ૨ પૃ. ૨૧૫

અમુક નમુના પ્રમાણે સ્ટાંપની લાગત લગાડવા માટે દસ્તાવેજ કરવો જોઈએ એવું સ્ટાંપ કાયદાનું ધોરણ હોય એમ લાગતું નથી. માટે પ્રસ્તુતનો દસ્તાવેજનો અર્થ તેની ઇબારત ઉપરથી તથા મજકુર ઉપરથી કરવો એ ન્યાય ભરેલું છે [ દી. શા. સ્ટાં ખુ નં. ૧૧૫ સને ૧૮૯૦ ૯૧ ફે. ૮–૧૦–૯૨ વો. ૩ પૃ.

મૃત્યુ પત્ર કરનાર બેઇસમો છે એકને મયત થયા ૭ માસ થયા છે બીજાને બે માસ થાય છે બીજાના મરણથી છ માસમાં ક. ૨૫ પ્રમાણે નોંધવા લાવી શકાય છે ને છ માસ અંદર રજુ થયું છે એમ માનવું દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૭૪ સને ૧૮૯૧ ૯૨ ફે. ૨૦–૩–૯૩ વો. ૩ પૃ. ૧૦૪

વરીષ્ટ કોર્ટે તા. ૨૪–૭–૮૯ નું જાહેરનામું કાઢયું છે તે ખાતા બાકીના લેખને લાગુ થાય તોપણ એ જાહેરનાયું સ્ટાંપ નિબંધ અમલમાં આવતાં પેહેલાંનું છે ને તે સરકારી હુદાની રૂઇએ થયેલું નસ્તાં ખાનગી અભીપ્રાય તરીકે કાઢેલું છે તેનો અમલ હજુરથી થયેલા નિબંધ વિરૂદ્ધ ચાલી શકતો નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૮ સને ૧૮૯૨–૯૩ ફેસલ તાં. ૩૦–૯–૯૩ વો, ૩ પૃ. ૨૭૦

દસ્તાવેજને રૂા. ૫ નો સ્ટાંપ છે ખત માનીએ તોપણ કમતી નથી માટે સ્વરૂપનો નિર્ણય કરવો રેહેતો નથી સ્ટાં. ખુ. નં. ૧૧૬ સને ૧૮૯૨–૯૩ ફે. ૧૬–૭–૯૪ વો, ૩ પૃ. ૪૨૨ તથા ખુ. નં. ૫૯ સને ૧૮૯૩–૯૪ ફે. ૧૬–૭–૯૪ વો. ૩ પૃ. ૪૫૫ સ્ટાં. ખુ. નં. ૯૩–૯૪ ફે. ૧૯–૭–૯૪ વો. ૩ પૃ. ૪૭૭.

કોર્ટ ફી સ્ટાંપ ઉપર અરજદારના નામનો વીકીનો શેરો નથી એટલાજ કારણથી તે સ્ટાંપનો ઉપયોગ કર્યાથી ગેર થતું નથી. ( જુ. ફો. કા. ખુ. નં. ૭ સને ૧૮૯૩–૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૪૯૫ તથા કોર્ટ ફી સંબંધે સરકયુલર નંબર ૫ સને ૧૮૭૭ ) વ. ફો. ફી. રી. મુ. નંબર ૪૩ સને ૧૮૯૩–૯૪ ફે. ૨–૭–૯૪ વો. ૩ પૃ. ૫૧૭

નોંધણી કામદારે સ્ટાંપની લાગત બરાબર ન જોવાથી ચુક થાય તો તે વિશે નોંધણી સરકામદાર તરફ લખી શકાય છે, પણ ચુકને માટે લાગત તથા દંડનોબોજો નોંધણી કામદાર ઉપર રહી શકે નહીં. લોકોએ કાયદો જાણવો એ તેની ફરજ છે ને કાયદાના અજ્ઞાનપણાનું પરીણામ તેમણે ભોગવવું જોઇએ. દી. શે. નં. ૨૦૮ તા. ૧૩–૯–૯૩ વો. ૩ પૃ. ૫૧૮

કોરટ ફીની ઉપજ સરકારથી જબરાઈના ઇલાજથી વસુલ કરવા આધાર નથી હુકમનો લાભ પક્ષકારને ઉપજ ભર્યા પછીજ મળશે. દી. શે. જા. નં. ૫૪૧ તા. ૭–૧૨–૯૩ વો. ૩ પૃ. ૫૨૦

સ્ટાંપ લેવાના સંબંધે એટલે ઉપજ સબંધે પ્રશ્નનો નિકાલ વરીષ્ટ ન્યાયાધીશથી થઈ શકે નહીં નોં. ખા. શે. નં. ૧૩૫૪ તા. ૧૯–૧૨–૯૩ વો. ૩ પૃ. ૫૨૧

દરેક દસ્તાવજના સ્ટાંપ સમંધે જુદો જુદો ખુલાસો પુછવો દી. શે. નં. ૧૩૧૩ તા. ૧૭–૭–૯૪ વો. ૩ પૃ. ૫૨૪

અપુરતી કીમતના દસ્તાવેજ સ્ટાંપ લાગત લીધા વગર દાખલ થઈ તે પક્ષકારને પરત અપાઈ ગયા હોય પછવાડેથી લેવા હુકમ થાય ને અસલ રજુ ન થઈ શકે તો તે દસ્તાવેજો નોંધણી ખાતામાં નોંધાયા હોય તે દાખલા ઉપરથી અથવા તે શિવાય કામમાં નકલો રજુ થઈ હોય ત્યારે તેવી નકલો ઉપરથી સ્ટાંપની લાગત દંડ સાથે વસુલ લેવાનો ઠરાવ કરવા હરકત નથી માહાલા નિહામ સરસુબે હુ. સ્ટાં. જા. નંબર ૩૭૬ તા. ૧૫-૧૦-૯૩ વો. ૩ પૃ. ૫૩૧

દસ્તાવેજનો મજકુર અશુદ્ધ લીપીમાં હોવાથી બેસતો નથી તમામ મજકુર સમજ્યા વગર સ્વરૂપ સમજી શકાય નહીં દી. શા. સ્ટાં. ખુ. ૩૯/૯૩-૯૪ ફે. ૧૪-૮-૯૪ આ-૫. ભા. ૨ પૃ. ૧૨૫

હરરાજીનો દાખલો ખુટતી રકમના સ્ટાંપ ઉપર લખેલો તે કોર્ટને જણાયાથી દંડ

સહ લાગત પુરી કરી લઈ તેની નકલ નોંધણી કચેરીમાં ફાઇલિ કરાવી તપાસણી કામદારને શંકા આવ્યાથી તેમણે ખુલાસો પુછ્યો કે આવા દસ્તાવેજની ખુટતી લાગતને દંડ લેવા મુનસફને અધિકાર નથી તેમ પાછળથી દંડને લાગત લેવા કાયદાથી અધિકાર નથી અયોગ્ય રીતે લાગત લીધાથી તે યોગ્ય સ્ટાંપનો ઠરતો નથી આ પ્રશ્નનો ખુલાસામાં તેમ ઠરાવ્યું કે તપાસણી કામદારને આવો ખુલાસો પુછવા અધિકાર નથી ( જુઓ નવીન સ્ટાંપ નિબંધ સબંધે નોંધણી ખાતા માટે થએલા નિયમની કલમ ૧૧ ख ) માટે વિચાર કરવા જેવું નથી. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૬૫/૯૩-૯૪ ફે. ૨૨-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૧૫૫

પ્રકરણ મોકલનાર નોંધણી કામદારની સુચના પ્રમાણે ફારકતીનો ઉલટ લેખ જણાય છે કેમકે બંને લેખના પક્ષકાર એકજ છે ને એકજ તારીખે લખાયેલા છે માટે પરી. ૧ રકમ ૩ પ્રમાણે સ્ટાંપ જોઈએ પણ લાગત વધારેમાં વધારે લગાડી છે તેથી કાંઈ જોવાનું રેહેવું નથી ( દી. શા. સ્ટાં. ખુ. નં. ૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૩૧-૮-૯૧ સ્ટાં. ખુ. વો. ૨ પૃ. ૪૪

નોંધણી તપાસણી કામદારથી પોચી શકાતું નથી માટે હવે પછી રા. બા. સુબાસાહેબો તથા રા. બા. નાયબ સુબાસાહેબો તરફથી મહાલની તપાસણી વખતે મ્યુનીસીપાલીટી તથા સાંથના કામોમાં રજુ થએલા દસ્તાવેજોને સ્ટાંપ બરાબર છે કે નહીં એ તપાસવાની તજવીજ રાખવી જોઇએ હ. સ્ટાં. ક. જા. નં. ૨૪૮૬ તા. ૨૯-૭-૯૬ આ. ૫. ભા. ૧ પૃ. ૪૨ તા. ૬-૮-૯૬

## જુના સ્ટાંપ નિબંધ અન્વયે થયેલા ખુલાસા.

ગીરોના દસ્તાવેજમાં બ્યાજના રૂપીયા ૫૨ા આપવા લખ્યું છે ને છેવટના ભાગમાં ૫૪ આપીશું એમ લખ્યું છે. સાધારણ નિયમ એવો છે કે જે કરાર પાછળથી થાય તે કાયમ સમજવો ગીરોની રકમ ઉપર માત્ર સ્ટાંપ લાગત લેવી જોઇએ દસ્તાવેજ થતી વખતની સમજુત પ્રમાણે લખાણ થયુંછે માટે હાલના કાયદાના સખત નિયમો લાગુ પાડવા યોગ્ય નથી. રકમ ૫૦૧ માં ગીરો છે તે ઉપર સ્ટાંપ પુરો કરાવી લેવો મુનસફ કોર્ટથી રેફેરન્સ (જુઓ દી. સ્ટાં. ખુ. ૨ નં. ૩ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૧૬-૧૨-૮૯ વ. વ. તા. ૨૭-૪-૯૦ પૃષ્ટ ૧૧૩ વાદી જગનનાથ સદાશિવ ).

જુના સ્ટાંપ નિબંધની કલમ ૮ પ્રમાણે દસ્તાવેજથી આપવાની કુલ રકમ નક્કી કરી હોય તો તે ઉપર સ્ટાંપની લાગત લેવાની છે વસુલ આવતાં બાકી રહે તે ઉપર લેવાની નથી

(દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૮ સને ૧૮૯૦–૯૧ ફે. તા. ૭–૬–૯૧ વો. ૧ પૃ. ૨૭૫

જુના નિબંધ પ્રમાણે માત્ર વેચાણની રકમ ઉપર સ્ટાંપ લેવાતો હતો હાલના નિબંધની કલમ ૨૧ માંનો કાયદાની બારીકીના ધોરણે રચેલો નિયમ જુના સ્ટાંપ નિબંધમાં નથી જેથી તે નિબંધ અન્વયે થએલા દસ્તાવેજને ક. ૨૧ નો નિયમ લાગુ નથી. જુના નિબંધ પ્રમાણે વિક્રીની રકમ ઉપર લાગત લેવાતી તે ધોરણે વેચાણની રકમ ઉપર લાગત લેવી (જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૧૭ સને ૧૮૯૦–૯૧ ફે. ૧૦–૬–૯૧ ખુ. ખુ. વો. ૧ પૃ. ૨૯૬

ટીપ—ત્રાહીતનો ગીરો હક રૂ. ૩૦૦ છતાં તે સાથે રૂ. ૫૦ માં વેચાણ કર્યુંછે વેચાણની રકમ ૩૫૦ નહીં પણ રૂ. ૫૦ ઠરાવીછે (ક. ૨૧ નો નિયમ લાગુ ન થવાથી.)

"તમારા સરવે નંબર ૧૨૭ પૈકી વસા આઠનો કબજો અમારો છે અમે ઘાસ કાપેલું તે બાબત તમે ફરીયાદ કરેલી તે બાબત રૂ. ૫ લેવાના કર્યા છે ને કબજો અમારો છે એ બાબત તકરાર રહી નથી. અમારી પાસે બે વરસના ગણોતના રૂપીયા લેણાછે તે આપવા સહી. જમીનની તકરાર રહી નથી જમાબંદી થાય ત્યાં સુધી રૂ. ૨ પટેલ તલાટીને ભરવા સહી." આ મતલબનો દસ્તાવેજછે મોઘમ કરાર બાબત આઠ આના લેવાને બાકીની કીમત રજુ કરનારથી નક્કી કરી તે ઉપર ની. ૧ પ્રમાણે સ્ટાંપ લેવો. (જુ. દી. સ્ટાં. ખુ. ૨ નંબર ૧૪૫ સને ૧૮૯૦–૯૧ ફે. ૩૦–૬–૯૧ વો. ૧ પૃ. ૩૪૮

જુના સ્ટાંપ નિબંધની કલમ ૨૫ ની બાબતમાં આપેલો અભીપ્રાય; ક. ૨૫ માં શું શિક્ષા કરવી તે ઠરાવેલું નથી તેથી પ્રશ્ન ઉત્પન્ન થયોછે આ પ્રશ્ન પુછવામાં આવ્યો તે પેહેલાંથી ઇંગ્રેજી સ્ટાંપ આકટ ૧૮૭૯નો ૧ અમલમાં છે તેમાં પણ સરકારી વેન્ડર શિવાય બીજા કોઈ સ્ટાંપ વેચે તો તેને સજા ફરમાવેલીછે ત્યારે આ રાજ્યના તથા ઇંગ્રેજી રાજ્યના કાયદાથી એકજ સરખો ગુન્હો થતો હોય, પરંતુ સજા વિશે ખુલાસો નહોય તો ઇંગ્રેજી રાજ્યના કાયદાની સજા ઉંપર નજર રાખી સજા કરવી એમ વહીવટછે (નવીન નિયમ બાબ ૧ કલમ ૨) વળી નવીન સ્ટાંપ નિબંધમાં આવા કૃત્યને ગુન્હાનું ગણ્યું છે માટે હાલને પ્રસંગે ૧૮૭૯ના ૧ મુજબ સજા કરવા ખુલાસો આપી શકાય પરંતુ મુદત ઘણી થઈ છે ને આવા કૃત્યને સજા નકરવી એવો એકવાર અભીપ્રાય થયોછે માટે પ્રાશીકયુશન ચલાવવું દુરસ્ત થશે એમ લાગતું નથી. આવા કામમાં પ્રાસીકયુશન ચલાવવાનું કામ મુલકી ખાતાનું છે. વ. કો. દી. શે. નં. ૬૮૮ તા. ૩૦–૧૨–૯૦

દસ્તાવેજ સ્થાવરનો છે કેમકે વંશપરંપરાની નિમણુંક બાબત છે તેની રકમ રૂ૧૫૦૦) લખીછે માટે ક. ૧૭ માં પ્રમાણે ૧૫૦૦ ના દસપટ ઉપર લાગત લેવી વ. દી. શેરા નંબર ૩૫૧ તા. ૮–૬–૯૧

ટીકટ લગાડવા સારૂ દસ્તાવેજ આવે ત્યારે તેને પડનારી સ્ટાંપની એન કિંમત સ્ટાંપ લગાડનાર કામદારે નક્કી કરવાની છે એવી રીતે નક્કી નથતાં સ્ટાંપ લગાડી આપ્યા પછી સ્ટાં. ૫ કમી છે એમ પાછળથી જણાય તો ખુટતો સ્ટાંપ પુરો કરાવી લેવા બાબત જુના સ્ટાંપ નિબંધમાં ઉપાય રાખેલો નથી. દી. શે. નં. ૧૪૯૧ તા. ૧૯–૬–૯૧

ટીકટ લગાડી આપવા સારૂ દસ્તાવેજ વહીવટદાર તરફ આવે તો લગાડી આપવી સંશય આવે તો સુબા તરફ મોકલી દેવો વ. કો. દી. શે. નંબર ૧૬૯૬ તા. ૨૩–૭–૯૧

પંચના ઠરાવને સ્ટાંપ કેટલો જોઇએ તે ખુલાસો નથી માટે કોરટના વહીવટ પ્રમાણે લાગતને પાત્ર નથી વ. કો. દી. શે. નંબર ૩૧૯ તા. ૩૦-૧૦-૯૦

રૂા. ૧૪૧ ના ગીરો લેખમાં "સાનવાળી મીલકત પૈકી થોડી જમીન રૂા. ૫૦૫) માં ત્રીજા સખસને ત્યાં ગીરોછે તેનો નિકાલ કરી લેનારે કરવો ને તે રકમ મળીનેરૂા. ૬૪૬ માટે ગીરો સમજવી એમ લખ્યું છે તોપણુ તેને સ્ટાંપ રૂા. ૧૪૧ ઉપર લીધેલો બરાબરછે ( જુ. દી. શા. સ્ટાં. ખુ. નંબર ૩૩ ૧૮૯૧-૯૨ ફે. ૧૦-૨-૯૨ વો. ૨ પૃ. ૧૩૨

સાનખતમાં " આ શિવાય ખત ૧ રૂ. ૧૦ નું એ કરજનું સાદા કાગળ ઉપર છે તે ખરૂં છે. જુમલે ખત બે થઇ ને રૂપીયા ૧૧૦ નું છે તે ખરૂં છે" એવો મજકુર છે આ દસ્તાવેજ જુના સ્ટાંપ નિબંધના અમલમાં થયેલો છે તેથી જુદા દેવાને માટે જુદો સ્ટાંપ લેવા વહીવટ નથી માટે રૂ, ૧૦૦ ઉપર લાગત લીધેલી બરાબર છે ( દી. શા સ્ટાં. ખુ. નંબર ૭૫ સને ૧૮૯૧-૯૨ ફે. ૧૮-૩-૯૨ વો. ૨ પૃ. ૧૬૦

જુના સ્ટાંપ નિબંધનો દસ્તાવેજ અધુરી કીમતના કાગળ ઉપર થયેલો નોંધાઇને અપાઈ ગયો હોયતો તે ન્યાયની કોર્ટમાં રજુ થયે સ્ટાંપ વિશે વિચાર કરવા માર્ગ છે વ. ન્યા દી. શે. ન. ૩૮ તા. ૯-૮-૯૧

દસ્તાવેજ રજુ કર્યો તે દસ્તાવેજને રૂ. ૦ાા નો સ્ટાંપ છતાં નોંધેલો હતો સ્ટાંપ અંતુરો લાગ્યાથી કોરટે ઠરાવ કરી તે દસ્તાવેજ લાગત લગાડવા પરત આપ્યો વહીવટદાર પાસે પક્ષકારે રજુ કરતાં તેણે શંકા કાઢી ખુલાસો પુછ્યો ઠરાવ્યું કે આવા પ્રસંગે પક્ષકાર જેટલો સ્ટાંપ લગાડી આપવા કહે તેટલો સ્ટાંપ ચોડીઆપવો સ્ટાંપ યોગ્ય છે કે નહીં તે જોવાનું કામ કોરટનું છેજ વ, ન્યા, દી. શે. ન. ૧૮૦ તા. ૧૫-૯-૯૧ વો. ૨ પૃ. ૨૦૧

કલમ ૨૫ માં વેચનાર માણસને પોતે ખરીદેલો સ્ટાંપ બીજાને વેચવો નહીં એવી મનાઈ કરેલી છે પણુ વેચાતો લેનારને તેવી મનાઇ હોવાનું જણાતું નથી તેમ તેવા સ્ટાંપ ઉપર થયેલો લેખ દાવાના કામમાં નિરૂપયોગી ઠરાવવા આધાર નથી માટે એ લેખ નિરૂપયોગી નથી ( વ ફો. દી. શે. નં. ૯૬૫ તા. ૨૨-૩-૯૨ વો. ૨ પૃ. ૨૦૭

દસ્તાવેજ જોડ સ્ટાંપ ઉપર ( આઠ આનાના બે કાગળ ) લખાયેલો છે એક કાગળ ઉપર પુરો નહીં થયાથી બીજા ઉપર લખેલો હશે માટે ખુલાસો આપવા કારણુ નથી ( દી. શે નં. ૧૬૧૬ તા. ૧૬-૭-૯૨ વો. ૨ પૃ. ૨૦૯

દસ્તાવેજ વારસ પત્ર છે સ્ટાંપ રૂ. ૩ાા નો છે ક. ૧૭ પ્રમાણે મીલકત લખવી જોઇએ તે લખી નથી. મોઘમ હોયતો ક. ૧૧ પ્રમાણે દાવાની રકમ પુરતો સ્ટાંપ ત્રીપટ દંડ લઈ પુરાવામાં લઈ શકાય છે માટે દાવાના આકાર જેટલા સ્ટાંપમાંથી લગાડેલો સ્ટાંપ બાદ કરી બાકીનો સ્ટાંપ લગાડવો રીતશર ન્યાતનું સમાધાન કરવું. કરજમાંથી મુક્ત કરવા, હયાતી સુધી ખોરાકી પોશાકી આપવી એ શરતો વારસ પત્રની અંગભુત છે. (સ્ટાં. ખુ. નં. ૨૧ સને ૧૮૯૧-૯૨ ફે. ૬-૧-૯૩ વો. ૩ પૃ. ૩૯

દેવાંની બાકી તાણીઆપી વ્યાજ આપવાનો તથા તારણુમાં જમીન લખી આપી છે ને તેની સહીઓ થયેલી છે ત્યાર પછી વ્યાજની રકમો ચાર સાલની ઉધારેલી છે પણુ તે નીચે સહી નથી. પણુ છેવટની રકમ નીચે સહી છે પણુ કરાર લખેલો નથી ઠરાવ્યું કે સદર

ચાર રકમો લાગતને પાત્ર નથી મુળ ખાતાની ઉપર સ્ટાંપ લેવો દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૩ સને ૧૮૯૧–૯૨ ફે. ૩–૨–૯૩ વો. ૩ પૃ. ૬૪

સીટી મુનસફ કોરટમાં દસ્તાવેજ રજુ થયો તે વીશે ખુલાસો પુછ્યાથી તે વારસ પત્ર હોવા વીશે સીટીજજે ખુલાસો આપ્યો અને તે પ્રમાણે મુનસફે ઠરાવ કર્યો તે ઉપર અપીલ થઇ અપીલમાં વડોદરા પ્રાંત જજે મૃત્યુ પત્ર છે એમ ઠરાવ્યું તે ઉપર વરીષ્ટ કોર્ટમાં અપીલ અરજ થઈ તેમાં ઠરાવ્યું કે આ દસ્તાવેજ મૃત્યુ પત્ર છે ને ની. ૧ ના અંક ૧ પ્રમાણે તેને સ્ટાંપ છે જૂના નિબંધની ૧ રકમ ૨ માં આ દસ્તાવેજ આવતો નથી. તે રકમમાં દાન બક્ષિસ ઇનામ વીગેરે શબ્દો છે તે ઉપર નજર રાખતાં જે ઠેકાણે વારસ ઠરાવી મીલકત જીવતાં આપી હોય તેને લાગુ પડે છે. પ્રથમ જજ સાહેબે ખુલાસો આપ્યો હતો તેથી અપીલ કોર્ટ તરફથી ઠરાવ કરવા અધિકાર નોહોતો પણ પ્રથમનો શેરો કાયદાના આધારથી આપેલો ગણાય નહીં ને તેથી અપીલમાં જે ફેંસલો આપ્યો છે તે ગેર કાયદે ગણાય નહીં માટે અપીલ રદ દી. શા. સ્ટાં. ખુ. નં ૧૫ સને ૧૮૯૨–૯૩ ફે. તા. ૩–૨–૯૩ વો. ૩ પૃ. ૬૬.

મરનાર ખાવીંદની મિલકત પૈકી થોડી મીલકતને રોકડ રકમ ઉપરથી પોતાનો હક્ક છોડી દીધો છે ને તેવો દસ્તાવેજ પોતાની શોકને કરી આપ્યો છે. તેથી તે ફારકતી છે પોતાના ધણીની મિલકતની વ્યવસ્થા કરવામાં બને એ કેવી રીતે વર્તવું તેના કરાર લખ્યા છે તેની લાગત વેવાની જરૂર નથી કારણ તે પેટા કરાર છે દી. શા. સ્ટાં. ખુ. નંબર ૫૪ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૧–૨–૯૩ વો. ૩ પૃ. ૮૪

જુનો સ્ટાંપ નિબંધ અમલમાં છતાં થયેલા દસ્તાવેજની સ્ટાંપ લાગત તથા દંડ કોરટે લીધા પછી તેની નકલ સુબા તરફ મોકલેલી તે બરાબર નથી દસ્તાવેજની મિતી, પુરાવામાં લેતા અવલ જોવી જોઇએ ને જુના સ્ટાંપ કાયદાનો અમલનો હોયતો ટિકટ ચોડાવવાની તજવીજ થવી જોઇએ લાગત વધારે લેવાઈ હોયતો ખાતાની રૂઇએ તજવીજ તેણે કરવી ( દી. શા. સ્ટાં. ખુ. ૩૮ સને ૧૮૯૨—૯૩ ફે. ૨૪—૨—૯૩ વો. ૩ પૃ. ૯૧ )

લેખમાં " પરંતુ અમે ભાઈ બે હયાત છિયે ત્યાંહાં સુધી અમારૂ છે ને પછી તમારો દાવો છે " આવા શબ્દ હોવાથી કરીઆપનારની હયાતી પછી લખી લેનારને મુખત્યારી મળવાની છે માટે મૃત્યુ પત્ર છે ને તેને યાદીની. રકમ પ્રમાણે સ્ટાંપ જોઇએ દી. શા. સ્ટાં ખુ, ૨. નંબર ૭૪ સને ૧૮૯૧–૯૨ ફે. ૨૦–૩–૯૩ વો. ૩ પૃ. ૧૦૪

જુના સ્ટાંપ નિબંધ પ્રમાણે લાગતને પાત્ર થનારો દસ્તાવેજ અધુરા સ્ટાંપ ઉપર હોય અને તેથી કોરટમાં તેની લાગત દંડ લઈ પુરાવામાં લેવાય ત્યારે એવા દસ્તાવેજની નકલ પ્રાંતના સુબા તરફ મોકલવાની નથી વ. કો. દી. શે. નં. ૮૫૫ તા. ૨૨—૨—૯૩

જુના સ્ટાંપ નિબંધ પ્રમાણે સ્ટાંપની લાગત સબંધે ઠરાવ કર્યો હોય, અને તે ઠરાવ બરાબર નથી, એમ પક્ષકારને લાગેતો તે ઠરાવ ઉપર અપીલ નવિન સ્ટાંપ નિબંધ ક. ૪૪ મુજબ વરીષ્ટ કોરટમાં ચાલી શકતી નથી તથા એવી અરજી તે કોરટ સંઘરી શકે નહીં દી. શા. સ્ટાં. નં. ૧૭ સને ૧૮૯૩—૯૪ ફે. ૧૦–૭–૯૩ વો. ૩ પૃ. ૧૯૫ તથા ખુ. નં. ૪૭ ૯૩–૯૪ ફે. ૨૭–૭–૯૪ વો. ૩ પૃ. ૫૦૦

કુવો કસાવ્યો તેનો ખર્ચ ૧૬૩-૨-૩ થયો તેથી કરી લેનારે પોતાના ભાગના રૂ. ૩૭—૮—૦ આપી પાણી ભરવાનો હક લખાવી લીધાનો દસ્તાવેજ રૂ. ૦—૮—૦ ના સ્ટાંપ ઉપર છે આ વેચાણ ખત કેટલા રૂપીયાનું સમજવું ? ઠરાવ્યું કે વેચાણ ખત લાગતું નથી માટે લગાડેલો સ્ટાંપ કમી છે એમ કહી શકાતું નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૪૭ સને ૧૮૯૨—૯૩ ફે, ૨૦-૧૧-૯૩ વો. ૩ પે ૩૪૩

જુના સ્ટાંપ નીબંધ પ્રમાણે સ્ટાંપ સબંધે કાયદાના પ્રશ્નનો નિકાલ કરવા માટે ખુલાસો નવીન સ્ટાંપ નિબંધ ક. ૪૩ પ્રમાણે પુછવા કોર્ટને અધિકાર નથી દી. શે. જા. ન. ૬૮૪ તા, ૧૬—૧—૯૪ વો. ૩ પૈ. ૫૨૧

દસ્તાંવેજ પુરાવામાં લેતી વખતે તે યોગ્ય સ્ટાંપ ઉપર છે કે કેમ તે પુરાવામાં લેનાર અમલદારે જોવું જોઇએ નિકાલ થયા પછી ફરજ પાડવા નિબંધમાં આધાર નથી. દી. શે. જા. ન. ૮૯૬ તા. ૪—૪—૯૪ વો. ૩ પૃં. ૫૨૩.

જુના સ્ટાંપ નિબંધ પ્રમાણેના દસ્તાવેજની લાગતને દંડ રોકડ લઈ કોર્ટે પુરાવામાં દાખલ કરવો નહીં યોગ્ય સ્ટાંપ ચોટાડી લાવવા પાછો આપવો ચોડીઆપ્યા બાદ દાખલ કરવો દી. વટ હુ. ન. નં. ૨૩ તા. ૨—૬—૯૪ વો. ૩ પૃ. ૫૨૫

જુના સ્ટાંપ નિબંધના અમલમાં થયેલા દસ્તાવેજ ઉપર સ્ટાંપની લાગત લીધા બદલ સુબાએ શેરો કર્યો છે એટલે તે સબંધે ખુલાસો કરવાનો રેહેતો નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૪૬ સને ૧૮૯૨-૯૩ ફે. ૨૨-૮-૯૪ આ. ૫. બા. ૨ પૃ. ૧૫૨

દસ્તાવેજ સંવત ૧૯૪૪ ના ભાદરવા સુદ ૩ નો રૂ. ૯૪૨ નો વાહાણ વેચાણ આપ્યાનો છે દસ્તાવેજ સાક્ષીદાર તરીકે પ્રતીવાદીએ રજુ કર્યો છે ઠરાવ્યું કે સાક્ષી તરીકે દસ્તાવેજ રજુ કરે તો અપુરતો સ્ટાંપ ભરવાની ફરજ પક્ષકાર ઉપર નાંખવી એવું સ્ટાંપ કાયદામાં ઠરેલું નથી. અપુરતા સ્ટાંપ બાબતની તજવીજ સ્ટાંપ નિબંધ પ્રમાણે મુનસફે કરવાની છે તે રકમ બદલ જામીન લેવો બરાબર નથી ને તેવો અધિકાર નથી માટે તે રદ કરીએ છીએ ને સ્ટાંપ નિબંધ અન્વયે તજવીજ કરવા હુકમ કરીએ છીએ. વ. કોરી. મું. નં. ૬૮ સને ૧૮૯૫-૯૬ ફે. તા. ૧૮-૪-૯૬ શામજી ડોસાણી વી. ઠાકર શીમોજા ગુ.

શ્રી

## સ્ટાંપ સંબંધી નિયમ.

# બાબ ૧ લો.

## પ્રારંભના નિયમ.

સંવત ૧૯૪૨, સન ૧૮૮૬ ના સ્ટાંપ નિબંધની કલમ ૪૮ અન્વયે, સ્ટાપ સબંધી નીચે લખેલા નિયમ, શ્રીમંત સરકાર મહારાજ સાહેબ એમની આજ્ઞાથી પ્રસિદ્ધ કરવામાં આવેછે.

૨ જે તારીખથી સંવત ૧૯૪૨ સન ૧૮૮૬ નો સ્ટાંપ નિબંધ અમલમાં આવશે તે તારીખથી આ નિયમ અમલમાં આવશે.

૩ સ્ટાંપ નિબંધ અન્વયે આપેલી લાગત બતાવવા સારૂ નીચે લખેલા વર્ણનના બે વર્ગના સ્ટાંપ તૈયાર કરવામાં આવેલા છે:

વર્ગ ૧ લો.

## છાપેલા સ્ટાંપ.

૧. સ્ટાંપ કાગળ લોકોએ વેચાતા લઇ ઉપયોગમાં લાવવાના તે,

(क) વાદળી રંગના શિક્કાના કાપડી તથા વાટરમાર્કના,

૧ રાતા રંગના ટાઈપિના અક્ષરોના કલદાર લાગત સારૂ,

૨ લીલા રંગના ટાઈપિના અક્ષરોના બાબાશાઈ લાગત સારૂ,

૩ તપખીરીયા રંગના ટાઈપિના અક્ષરોના શિક્કાઇ લાગત સારૂ,

(ख) રાતા, લીલા તથા તપખીરીઆ રંગના વાટરમાર્કના કાગળ,

૧ રાતારંગના શિક્કાના કલદાર લાગત સારૂ,

૨ લીલા રંગના શિક્કાના બાબાશાઈ લાગત સારૂ,

૩ તપખીરીયા રંગના શિક્કાના શિક્કાઈ લાગત સારૂ,

૨ છાપેલા સ્ટાંપની ટિકિટો, રંગ ગુલાબી, ફક્ત સરકારી અમલદારોએ કાગળ ઉપર લગાડી આપવાની,

૧ રાતા રંગના ટાઈપિના અક્ષરોની કલદાર લાગત સારૂ,

૨ લીલા રંગના ટાઈપિના અક્ષરોની બાબાશાઈ લાગત સારૂ,

૩ તપખીરીયા રંગના ટાઇપિના અક્ષરોની શિક્કાઇ લાગત સારૂ,

વર્ગ ૨ જો.

## ચોઢવાના સ્ટાંપ,

એટલે ચોઢવાના સ્ટાંપની ટિકિટો લોકોએ વેચાતી લઈ લગાડવાની,

૧ રાતા રંગના શિક્કાની કલદાર લાગત સારૂ,

૨ લીલા રંગના શિક્કાની બાબાશાઈ લાગત સારૂ.

૩ તપખીરીયા રંગના શિક્કાની શિક્કાઈ લાગત સારૂ.

### ટીકા.

વાદળી રંગના શિક્કાનો સ્ટાંપ દસ્તાવેજી છે આ નિયમ મુજબ છપાયેલા સ્ટાંપો અગાઉ તે છપાયેલોછે તે ઉપર દસ્તાવેજછે ને તે સ્ટાંપના શિકા નીચે ટાઈપિના અક્ષરો નથી. સરસુબા જાહેરનામા નં. ૧૧૧૧ તા. ૨૫–૫–૮૯ થી આવા સ્ટાંપ રદ્દ થયેલા નથી તેથી આવા સ્ટાંપનો દસ્તાવેજ કાયદેસર છે એમ ઠર્યુંછે માટે કાયદેસર છે દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૩૩ સને ૧૮૯૦–૯૧ ફે. ૧૮–૫–૯૧ વો. ૧ પૃ. ૨૩૫)

# બાબ ૨ જો.

## સ્ટાંપ કાગળ બાબત.

૪ સ્ટાંપ નિબંધની કલમ ૯ માં તથા આ નિયમની કલમ ૧૦ માંખાસ જુદા ઠરાવ કર્યાછે તે સિવાય લાગતને પાત્ર હોય એવા દસ્તાવેજ સ્ટાંપ કાગળ ઉપર લખવા જોઇએ.

૫ સ્ટાંપ કાગળોનો જૂદાં જૂદાં કારણો માટે નીચે લખ્યા પ્રમાણે ઉપયોગ કરવો જોઇએ.

(क) વાદળી રંગના શિક્કાના, કાપડી તથા વાટર માર્કના કાગળો ઉપર હુંડી, ચેક તથા વાયદા ચિઠી સિવાય, બાકીના લાગતને પાત્ર હોય એવા હર કોઈ દસ્તાવેજ લખવાને હરકત નથી.

(ख) રાતા, લીલા તથા તપખીરીયા રંગના શિક્કાના વાટર માર્કના કાગળો ઉપર હુંડી, ચેક તથા વાયદા ચિઠી સિવાય બીજા દસ્તાવેજ લખાશે નહીં.

## ખુલાસો.

વાદળી રંગના શિક્કાનો સ્ટાંપછે ને આ નિયમ મુજબ છપાયેલા સ્ટાંપો અગાઉ તે છપાયેલોછે તેના ઉપર ટાઈપિના અક્ષરો નથી આવા સ્ટાંપ ઉપરનો દસ્તાવેજ કાયદેસરછે કારણ આવા સ્ટાંપ રદ થયેલા નથી (જુઓ મા. નિ. સરસુબા જાહેરનામું નંબર ૧૧૧૧ તા. ૨૫-૫-૮૯ નું) દી. શા. સ્ટાં. ખુ. નં. ૩૩ સને ૧૮૯૦-૯૧ ફે. ૧૮-૫-૯૧ વો. ૧ પૃ. ૨૩૫

વગર રંગનો સ્ટાંપ તા ૧૭-૫-૮૭ એ વેચાથી (સરકારમાંથી) લિધેલાં તે ઉપર દસ્તાવેજ કર્યો છે. દસ્તાવેજ તા. ૧૯-૯-૯૩ ના રોજ લખ્યોછે માહાલા નિષ્હાય સરસુબા જાહેરનામા નં. ૧૧૧૧ તા. ૨૫-૫-૮૯ થી વગર રંગના સ્ટાંપ રદ થયાછે ને તે સરકારમાં રજુ કરવા એમ તે જાહેરનામામાં ફરમાવ્યું છે એટલે તા. ૧-૮-૮૯ પછી આવા સ્ટાંપ ઉપર દસ્તાવેજ થાય તો તે સાદા કાગળ ઉપર થયેલો માનવો જોઇએ ને સ્ટાંપ ઉપર થએલો ગણવાનો નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૦૭ સને ૧૮૯૩-૯૪ ફે. ૩૧-૮-૯૪ આ. ૫. ભા. ૨ પૃ. ૨૬૮ તા. ૨૯-૧૧-૯૪

૬ કોઇપિણ દસ્તાવેજ સ્ટાંપ કાગળ ઉપર લખવો હોય તો આ નિયમની કલમ ૭ માં લખેલા પ્રસંગ સિવાય એકજ સ્ટાંપ કાગળ ઉપર લખવો જોઇએ.

૭. સ્ટાંપ કગળ મળવા સારૂ માગણી આ નિયમની કલમ ૧૯ માં લખેલી ડિપોનાં અમલદાર તરફ કરી હોયતો, ડિપોના અમલદાર, કિંવા આ નિયમની કલમ ૨૧, ૨૨ અને ૨૩ માં લખેલા સ્ટાંપવેન્ડર તરફ કરી હોયતો સ્ટાંપ વેન્ડર, જોઇતી રકમનો એકજ સ્ટાં. કાગળ તેની પાસે નહોવા બદલ દાખલો આપશે ત્યારે, તેટલી રકમ પુરી કરવા સારૂ એક કરતાં વધારે સ્ટાંપ કાગળનો ઉપયોગ કરવાને હરકત નથી; પણ તે રકમ પુરી કરવા સારૂ જોઇતા, ઓછામાં ઓછી જે સંખ્યાના સ્ટાંપ કાગળ બાબત, ડિપોના અમલદાર કિંવા સ્ટાંપવેન્ડર દાખલો આપશે, તે સંખ્યાથી વધારે હોવા ન જોઇએ; પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે જે ગામમાં સ્ટાંપ ડિપો હોય તે ગામના પગારી, પરવાનાવાલા અથવા ફીવેન્ડરે ઉપર પ્રમાણે આપેલો તથા ૪૯ રૂપીયાથી વધારે કિંમતનો એક કાગળ પુરો કરી આપવા સારૂ આપેલો દાખલો ચાલશે નહીં, અને કોઇપિણ પ્રસંગે તે વેન્ડરે એવો દાખલો આપવો નહીં.

૮. સ્ટાંપ વેન્ડરે કિંવા ડિપોના અમલદારે દાખલો આપવાનો તે, માગેલા કાગળને બદલે જે એક કરતા વધારે કાગળ આપવાના તે પૈકી મુખ્ય કાગળ ઉપર " અમુક કિંમતના કાગળ ન હોવાથી તેની ભરતીમાં અમુક કિંમતના, અમુક નંબરના કાગળ આપ્યા છે." એવી રીતો લખવો જોઇએ, તથા બિજા કાગળ ઉપર પણ પેહેલા કાગળનો નંબર લખી "તેની જોડ" એવો શેરો કરવો જોઇએ.

## ટીકા

દસ્તાવેજ તા. ૨—૨—૫૦ ના રોજ થયેલો છે અને તે રૂ ૨॥ ના સ્ટાંપ ઉપર છે પરંતુ રૂા. ૨॥ નો સ્ટાંપ એક ન છતાં, એક રૂપીયા ૨) નો તા. ૨૯—૧—૫૦ અને બીજો રૂા. ૦॥ નો તારીખ ૩૧-૧-૫૦ ના રોજ એ પ્રમાણે જુદી જુદી મીતીએ ખરીદ થયેલા છે ને તેથીજ કલમ ૮ પ્રમાણે શેરો કરવાને પણ માર્ગ નોહોતો કલમ ૬ પ્રો. જોઇતા દરના શિલક હોય તો એકજ સ્ટાંપ કાગળ ઉપર દસ્તાવેજ લખવો જોઇએ પણ એકજ ઉપર ન લખે તો શી તજવીજ કરવી તે ખુલાસો નિયમમાં નથી. ઠરાવ્યું કે, કલમ ૭ વાળો નિયમ માત્ર સ્ટાંપ ખાતાની સોઈ માટે કરેલો છે અને તેનો અમલ કરવાનો બોજો સ્ટાંપ વેચનાર ઉપરજ રાખેલો વ્યાજબી જણાય છે, તેના કંઇપણ વરજનથી, એક કરતાં અધિક કાગળો ઉપર દસ્તાવેજ થયો હોય તો તેવો દસ્તાવેજ યોગ્ય લાગતવાળો ન માનવાથી રૈયતને ત્રાસ થશે ને ન્યાયનું થશે નહીં નોંધણી નિબંધની ક. ૩૯ તથા નોંધણી નિયમ ક. ૬૪ તથા નવીન સ્ટાંપ નિબંધ સંબંધે નોંધણી ખાતા માટે થયેલા નિયમની ક. ૫ નો વિચાર કરતાં હાલમો દસ્તાવેજ યોગ્ય કીંમતના સ્ટાંપ કાગળ ઉપર થયો છે ને તે અટકાવવા આધાર નથી ( જુ. દી. સ્ટાં. ખુ. ૨. નં. ૨૩/૯૯—૯૪ રૈ. ૧૮—૨—૯૧ વો. ૧ પૃ. ૧૩૫ ઉપર. આજ્ઞા પત્રીકા તા. ૨૬—૨—૯૧ પૃ. ૩૧—૩૩ ઉપર

જોડ સ્ટાંપ ઉપર શેરા ન હોયતો તેના સ્ટાંપ કાગળો ઉપર થએલા દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપર થયેલા ગણવા ખુ. નં. ૨૩/૯૯—૯૪ નો થયો છે તો પછી તેવો શેરો વેન્ડરે બીન અધિકારે કર્યો હોય તેથી દસ્તાવેજને ખામી પહોંચી શકતી નથી પણ ક. ૭ ના છેવટના ભાગમાં વેન્ડરે તેવો શેરો ન કરવાનું ફરમાવ્યું છતાં શેરો માર્યો હોયતો તે બદલ ખાતાની રૂઇએ વેન્ડર સંબંધે વિચાર થવાનો છે (જુઓ દી. શા. સ્ટાં. ખુ ૨ ન. ૨૫/૯૯—૯૭ રૈ. તા. ૨૦—૨—૯૧ બુક વો. ૧ પૃ. ૧૪૫-૧૫૨ ઉપર દી. શા. સ્ટાં. ખુ. ૨ ન. ૬૫/૯૭—૯૨ રૈ. ૨૧—૨—૯૧

બીજા તારીખોએ ખરીદ કરેલા સ્ટાંપ કાગળ જે ઉપર વેન્ડરનો જોડ કાગળ હોવા વીશે શેરા નથી એવા કાગળો ઉપર થયેલા દસ્તાવેજ તે યોગ્ય કીંમતના સ્ટાંપ કાગળ ઉપર થયેલો હોયતો તે નોંધણી અમલદારે અટકાવવો નહીં નોંધણીના કામ સારૂ " યોગ્ય લાગત લગાડેલો દસ્તાવેજ " માનવો જોઈએ દી. શા. સ્ટાં. ખુ. ૨ નં. ૩૪—૩૫/૯૯—૯૭ રૈ. ૨૦—૨—૯૧ ખુ. બા. ૧ પૃ. ૧૪૬-૧૪૮

એકજ તારીખે ખરીદ કરેલ સ્ટાંપ કાગળ, જે ઉપર વેન્ડરનો જોડ વિષે શેરો નથી એવા કાગળ ઉપર થએલો દસ્તાવેજ નોંધણીના કામ સારૂ " યોગ્ય લાગત લગાડેલો દસ્તાવેજ " માનવો. [ જુઓ. દી. શા. સ્ટાં ખુ. ૨ નં. ૫૨/૯૯—૯૭ રૈ. તા. ૨૦—૨—૯૧ વો. ૧ પૃ. ૧૪૯ ] તથા સ્ટાં. ખુ. ૨ નં. ૫૮/૯૯—૯૭ રૈ. ૨૦—૨—૯૧ વો. ૧ પૃ. ૧૫૧

દસ્તાવેજ ત્રણ સ્ટાંપ કાગળો જોડી લખેલો છે. તે પૈકી બે સ્ટાંપ નવીન સ્ટાંપ નિબંધ અન્વયે ખરીદ કરેલા છતાં તે ઉપર વેન્ડરના શેરા છે, અને ત્રીજો સ્ટાંપ તા. ૨૪—૬—૮૭ રોજ ખરીદ કરેલો છે તેની છાપ રંગીન જુદા રંગની છે. રંગીન છાપના સ્ટાંપ તા. ૧-૧૦-૮૫ થી વાપરવા નં. ૧૦૫ તા. ૮-૫-૮૫ નું ફરમાન થયેલું છે જ્યારે નવીન સ્ટાં-

૫ નિબંધ અમલમાં આવ્યો ને તે અન્વયે ઉપયોગમાં લાવવાના તમામ જાતના સ્ટાંપ તૈયાર થયા ત્યારે ન. ૧૧૧૧ તા. ૨૫-૫-૮૯ નું જાહેરનામું થયું તેમાં ૧-૧૦-૮૫ પેહેલાના વગર રંગના સ્ટાંપ તા. ૧-૮-૮૯ થી રદ થયા છે એમ ફરમાવ્યું છે. હાલના દસ્તાવેજમાં રંગીન સ્ટાંપ જોડેલો છે તે સદર જાહેરનામાથી રદ થએલો નથી તેના ઉપર જોડનો શેરો નથી પણ તે વખત આ નિયમ ( તા ૩૦-૧૧-૮૯ નો ] અસ્તીત્વમાં નોહોતો ને જુના સ્ટાંપ ઉપર શેરા કરવા ઠરાવ નોહોતો વળી ક. ૭—૮ મુજબ વેન્ડરનો શેરો ન હોય તો પણ તેવા પુરી કીંમતના જોડ સ્ટાંપ ઉપર થએલા દસ્તાવેજ યોગ્ય લાગત લગાડેલા ગણવા ઠરાવ્યું છે તે આધારે આ દસ્તાવેજ પણ યોગ્ય સ્ટાંપ ઉપર યોગ્ય લાગત લગાડેલો ગણવો [ જુઓ દી. શા. સ્ટાં. ખુ. નં. ૨૪ સને ૧૮૮૯-૯૦ ફે. ૨૦-૩-૯૧ સ્ટાં. ખુ. વે. ૧ પૃ. ૧૬૫ ઉપર.

કલમ ૮ પ્રમાણે દાખલા સાથે વેન્ડરે રૂપીઆ ૭ ના બે કાગળો આપ્યા છે તે બને ઉપર એક દસ્તાવેજ ન લખતાં જુદા જુદા કાગળ ઉપર જુદો જુદો દસ્તાવેજ લખ્યો છે. ને બને નોંધવા રજુ થયા છે. દસ્તાવેજ પુરી કીમતના સ્ટાંપ ઉપર થયેલા છે ને પુરી કીંમત નથી એમ કહેવાને ક. ૫-૬-૭ ઉપરથી આધાર નથી [ દી. શા. સ્ટાં ખુ. ૨ નં. ૮૮ સને ૧૮૯૦-૯૧ ફે. ૨૧-૭-૯૧ વો. ૧ પૃ. ૩૯૧.

વરીષ્ટ ન્યાયાધીશીના ઠરાવથી ક. ૭ રદ થઈ નથી માત્ર બનેલો દસ્તાવેજ કાયદેસીર છે કે કેમ તેટલા પુરતો એ ઠરાવનો ઉપયોગ છે તે ઠરાવમાં ક. ૭ ના સંબંધમાં કરેલી ટીકા ક. ૪૮ ની પેટા કલમ ૧ પણ જોવામાં આવી થએલી હોય એમ જણાતું નથી નીયમનું ઉલંઘન કરવા બાબત શાસન કરવા નિયમમાં ખુલાસો ન હોય તોપણ ખાતાની રૂઈએ આપને ( સુબાને ) વિચાર કરવા હરકત નથી હું. સ્ટાં. હ. આ. નં. ૬૧૨૫ તા. ૨૨-૭-૯૧

દસ્તાવેજના સ્ટાંપ થોડા લખી આપનારે ખરીદ કરેલાને થોડા લખી લેનારે ખરીદ કરી તે ઉપર દસ્તાવેજ લખેલો હોય તો તે દસ્તાવેજ યોગ્ય સ્ટાંપ ઉપરનો ગણવો કેમકે જોડે સ્ટાંપ ઉપર દસ્તાવેજ કરવા હરકત નથી. માટે સ્ટાંપ અપુરતો ગણવા માર્ગ નથી. દી. શા. સ્ટાં. ખુ. નં. ૮૭-૧૨૪ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૪૦ તથા દી. શા. સ્ટાં. ખુ. નં. ૧૨૭-૧૨૮ સને ૧૮૯૩-૯૪ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૪૪૪ ૪૪૬ તથા સ્ટાં. ખુ. નંબર ૧૦૮ સને ૧૮૯૩-૯૪ ફે. ૨૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૯૨

દસ્તાવેજના પક્ષકાર નહોય એવા ત્રીજા સખસે ખરીદ કરેલા સ્ટાંપ ઉપર દસ્તાવેજ લખ્યો હોય તોપણ તે યોગ્ય સ્ટાંપ ઉપરનો ગણવો માટે નોંધણી કામદારે અટકાવવા જરૂર નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૭-૭-૯૪ વો. ૩ પૃ. ૪૩૨ તથા ખુ. નં. ૪૫ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૭-૯૪ વો. ૩ પૃ. ૫૦૨-૩.

સવાલ એવોછે કે એક ઈસમે સ્ટાંપ કાગળ ખરીદ કરેલો, તે બીજાને વેચ્યાથી બીજાએ તે ઉપર દસ્તાવેજ કરેલો છે, તો આ લેખ તે ઉપરથી અપુરતા સ્ટાંપનો માનવો કે કેમ? ઠરાવ્યું કે સ્ટાં. ખુ. નં. ૧૮ સને ૧૮૯૨-૯૩ ફે. ૧૬-૭-૯૪ ( વો. ૩ પૃ. ૪૩૨ ) ના આધારે અપુરતા સ્ટાંપ ઉપરનો માનવા આધાર નથી દી. શા. સ્ટાં. ખુ. નંબર ૧૨૩-૧૨૪ ફે. તા. ૨૨-૮-૯૪ આ. ૫ ભા. ૨ પૃ. ૧૫૩ તા. ૨૫-૧૦-૯૪

કલમ ૬ તથા ૭ બન્ને રદ કર્વા બાબત નામદાર નિઝામ સરકાર તરફથી પુરવણી નિયમ તારીખ ૨૮-૧૧-૯૪ મીતી માગશીર્ષ સુદ ૧ સંવત ૧૯૫૧ બુધવારના રોજનો (જુ. આ. ૫. ભા. ૨ તા. ૬-૧૨-૯૪ પૃષ્ટ ૨૬૯

૯. રાતા, લીલા તથા તપખીરીયા રંગના સિક્કાના વાટર માર્કના કાગળ એટલે જે ઉપર હુંડી, ચેક તથા વાયદાચીઠી એ સિવાય બિજા દસ્તાવેજ લખાતા નથી તેને સાદા કાગળની જોડ લગાડવી ન જોઇએ; એ સિવાય બીજા સ્ટાંપ કાગળ પૈકી કોઇપણ દસ્તાવેજ લખવા સારૂ એક કાગળનો ઉપયોગ કર્યો હોય તથા જે બાજુએ સ્ટાંપ છાપેલો હોય છે તે બાજુ લખાઈ રહ્યા પછી તેની પાછલી બાજુ દસ્તાવેજ લખવાને પુરતી ન જણાય ત્યારે, તે દસ્તાવેજ પુરો લખવા સારૂ, જેટલો અવશ્ય હોય તેટલો સાદો કાગળ જોડવા હરકત નથી.

ટીકા.

કલમ ૯ નો માયનો એટલોજ વ્યાજબી થાય કે દસ્તાવેજના મજકુરના લખાણ ઉપરથી એમ જણાય કે સ્ટાંપવાળી બાજુ લખી રહ્યા પછી બાકીના રેહેલા ભાગને વાસ્તે પાછલી બાજુ પુરતી થશે નહીંતો સાદા કાગળનો જોડ લગાડવો લોકોની લખવાની રીત પ્રમાણે સ્ટાંપની બાજુના કોરા ભાગના પૃષ્ટ ઉપર ને તે લગત જોડ કાગળ ઉપર પ્રથમ મજકુર આવે અને પછી રેહેલો મજકુર સ્ટાંપ કાગળની બીજી બાજુ ઉપર આવે. ને તેમ થવું ઉપરના અર્થથી વિરૂદ્ધ નથી હાલનો દસ્તાવેજ તે પ્રમાણે લખાયેલો છે માટે નિયમ પ્રમાણે ખામી નથી (જુઓ દી. શા. સ્ટાં. ખુ. ૨ નંબર ૬૯ સને ૧૮૮૯-૯૦ ફે. તા. ૩૦-૮-૯૦ સ્ટાંપની ખુ. ખુ. વો. ૧ પૃ. ૫૨ )

નોંધણી કચેરીમાં જોડ સ્ટાંપ ઉપરનો દસ્તાવેજ રજુ થાય ને તે જોડ સ્ટાંપ ઉપર દસ્તાવેજનું લખાણ ન હોયતો પક્ષકાર પાસેથી જોડ કાગળ હોવા બદલ શેરો કરાવી લેવો દી. શે. ન. ૭૭૪ તા. ૧૯-૧-૯૩ વો. ૩ પૃ. ૧૬૧ નો વ. નંબર. ૮ તારીખ. ૧૯-૧-૯૩ વો. ૩ પૃ. ૧૬૯

સ્ટાં. ખુ. ૨ નં. ૨૩ સને ૧૮૮૯-૯૦ નો જવાબ જો કે નોંધણી કામદારને લખેલો છે તોપણ તેમાં બતાવેલા પ્રકારનો સ્ટાંપ સંબંધી પ્રશ્ન જાહાં જાહાં ઉત્પન્ન થાય ત્યાંહા ત્યાંહા એ ખુલાસો લાગુ છે વ. કો. દી. શે. ન. ૯૬૧ તા. ૨૩-૨-૯૩ વો. ૩. પૃ. ૧૬૩

---

# બાબ ૩ જો.

## છાપેલા સ્ટાંપની ટિકિટો.

૧૦ નીચે લખેલા દસ્તાવેજ તથા તે ઉપરથી કરી આપેલા નકલ લેખ ઉપર છાપેલા સ્ટાંપની ટિકિટો લગાડવાને હરકત નથી.

૧ અદલાબદલીનું ખત—કોઈપણ માલ મિલકતની અદલાબદલી કરવા વિશેનું ખત.

૨ અનામતનો દસ્તાવેજ—ખત કિંવા બીજા કિંમતદાર દસ્તાવેજ અનામત લઇ

કિંવા જંગમ માલ રાખી કાંઈ કર્જ પૈસા આપ્યા હોય તે પાછા મળવાનું નક્કી કરવા માટે કરેલો કોઈપણ કરાર કેબાલાઆર દસ્તાવેજ.

૩ કંપનીના નિયમ–કોઇપણ કંપનીના નિયમ ( આર્ટીકલ્સ ઑફ આસોસીયેશન) તથા ઠરાવ ( મેમોરૅન્ડમ ઑફ આસોસીયેશન )

૪ કરાર કિંવા કરારની યાદી–(જંગમ માલ કિંવા વેપારની જણસના વેચાણ બાબત કિંવા વેચાણ માટે કિંવા સંબંધે માત્ર હોય, એવો કરાર કિંવા કરારની યાદી સિવાયના)

૫ ખત–( જે વિશે સ્ટાંપ નિબંધના પરિશીષ્ટ ૧ માં બીજી રીતે ઠરાવ કર્યો ન હોય એવું. )

૬ ગીરવી ખત.

૭ ગીરવી ઉપર જાસ્તી કર્જ કાઢયાનો દસ્તાવેજ–ગીરવી મુકેલી મિલકત ઉપર જાસ્તી કર્જ કાઢયા બાબતનો દસ્તાવેજ.

૮ તોડજોડીનું ખત—જે દસ્તાવેજ ઉપરથી દેવાદાર પોતાની માલ મિલકત પોતાના લેણદારના ફાયદાને માટે લખી આપેછે અથવા જે દસ્તાવેજ ઉપરથી લેણદારના કર્જની તોડજોડનો અવેજ કિંવા વહેંચણી તેને મળવાની નક્કી કરવામાં આવેછે, અથવા દેવાદારનું કામ નિમેલા માણસની દેખરેખ નીચે, કિંવા લેણદારની પરવાનગીથી સ્વતંત્રપણે તેના લેણદારના ફાયદાને માટે ચલાવવા વિશે જે દસ્તાવેજ ઉપરથી ઠરાવેલું હોયછે, એવો દેવાદારે કરી આપેલો દસ્તાવેજ.

૯ દાખલો વેચાણનો–એટલે દીવાની કિંવા મુલકી કોરટે કિંવા કોઈપણ મુલકી અમલદારે જાહેર લીલામ કરી વેચેલી કોઈપણ માલ મિલકતના ખરીદદારને આપેલો દાખલો.

૧૦ પટો કિંવા કબુલાયત–( ખેતી કરનારને આપેલો કોઈપણ પટો અથવા ખેતી કરનારે આપેલી કોઇપણ કબુલાયત, પરંતુ એવો પટો કિંવા કબુલાયત એક વર્ષથી અધિક નિયમિત મુદતની નહોય અથવા વાર્ષિક ભાડું કિંવા સાંથ ૧૦૦ રૂપિયાથી અધિક નહોય અને તે પટામાં કિંવા કબુલાયતમાં ઉચક રકમ કાંઇ ઠરાવેલી ન હોય, તે શિવાયના. )

૧૧ ફારગતી એટલે જે કોઇપણ દસ્તાવેજ ઉપરથી કોઈ માણસ બીજા માણસ ઉપર કીંવા કોઈ પણ નિરદીષ્ટ કરેલી માલ મિલકત ઉપરનો પોતાનો દાવો છોડી દે છે તે દસ્તાવેજ,

૧૨ બક્ષીસ પત્ર અથવા દાન પત્ર—( વ્યવસ્થા પત્ર કિંવા મૃત્યુ પત્ર આ શિવાય બીજી રીતે કરેલાં.

૧૩ મુખત્યાર પત્ર.

૧૪ વહીવટનું ખત–માલ મિલકતનો વહીવટ કરવા વિશેનું ખત ( ઍડ મિનિસ્ટ્રેશન બૉન્ડ. )

૧૫ બહેચણ પત્ર.
૧૬ વેચાણ ખત.
૧૭ વિમા પત્ર.
૧૮ ( સરકત ) પતિયાળું તોડવાનો દસ્તાવેજ.
૧૯ ( સરકતનો ) પંતિયાળાનો દસ્તાવેજ.
૨૦ પંચનો ઠરાવ-એટલે કોર્ટના હુકમથી નિમેલા પંચ જે ઠરાવ કરે છે તે સિવાય પંચે કિંવા સરપંચે કરેલો લેખી ફેંસલો.
૨૧ કરાર-પટો કિંવા કબુલાયત કરવા વિશેનો કરાર.
૨૨ ગીરવી પાછું આપવાનું ખત-ગીરવી મુકેલી મિલકત પાછી આપવા વિશેનું ખત.
૨૩ બીજાના નામ ઉપર કરી આપવાનો લેખ.

૧૧. છાપેલા સ્ટાંપની ટિકિટો કલમ ૧૦ માં કહેલા દસ્તાવેજ ઉપર લગાડી આપવાનો ફક્ત નીચે લખેલા અમલદારોને અધિકાર છે.

| | |
|---|---|
| વડોદરા શહેર સારૂ... ... ... ... | ...હજુર સ્ટાંપ કામદાર |
| દરેક પ્રાંત સારૂ... ... ... ... ... | પ્રાંતના સુબા અથવા તેમની ગેર હાજરમાં પરસનલ નાયબ સુબા. |

૧૨. આ નિયમની કલમ ૧૦ માં લખેલા દસ્તાવેજ પૈકી કોઇપણ દસ્તાવેજ ઉપર છાપેલા સ્ટાંપની ટિકિટો લગાડવી હોય તો આ નિયમની કલમ ૧૧ માં લખેલા અમલદારો તરફ, તે દસ્તાવેજ સહી સાક્ષી થતાં પેહેલાં, નમુના નંબર ૧ પ્રમાણે અરજી લખી, તે સોબત રજુ કરવો; અને સદરહુ અમલદારોએ અરજદાર માગશે તે કિંમતની છાપેલા સ્ટાંપની ટિકીટો, પ્રથમ તેની પાસેથી તેની કિંમત લઈ, તે દસ્તાવેજ ઉપર લગાડી આપવી; અને તે દસ્તાવેજ પાછો આપતાં પેહેલાં તેના ઉપર નમુના નંબર ૨ પ્રમાણે શેરો કરી તે નીચે પોતાની સહી કરી આપવી; આ શેરાનો કાંઈ ભાગ સ્ટાંપની ટિકટ ઉપર આવવો જોઇએ.

૧૩. હુંડી, ચેક તથા વાયદા ચિઠીએ સિવાય જે દસ્તાવેજ આ રાજ્યની બહાર કરેલા હોય અને તે આ રાજ્યમાં પ્રથમ આવ્યા પછી તે ઉપર સ્ટાંપ લગાડવાનો હોય, તો તેની લાગત લિધાનું છાપેલા સ્ટાંપની ટિકિટથી દર્શાવવું જોઇએ. સદરહુ દસ્તાવેજ, સ્ટાંપ નિબંધની કલમ ૧૫ પ્રમાણે આ નિયમની કલમ. ૧૧ માં કહેલા અમલદાર તરફ, નમુના નંબર ૩ પ્રમાણે અરજી સાથે રજુ કરે તો માત્ર તે અમલદારે સ્ટાંપની કિંમતના પૈસા લઈ તે દસ્તાવેજ ઉપર છાપેલા સ્ટાંપની ટિકિટો ચોંટાડી આપવી, અને તે ઉપર કલમ ૧૨ માં કહ્યા પ્રમાણે શેરો મારી પોતાની સહી કરવી.

૧૪. ઉપરની કલમ ૧૩ મુજબ જે અમલદાર તરફ દસ્તાવેજ રજુ થશે તે અમલદારને તે દસ્તાવેજ સ્ટાંપ નિબંધની કલમ ૧૬ માં કહેલી મુદતની અંદર રજુ કરવામાં આવ્યો છે કે નહીં તેની ખાત્રી કરી લેવા સારૂ પુરાવો લેવાનો તથા પુરાવો આપનારની પ્રતિજ્ઞા ઉપર જબાની લેવાનો અધિકાર છે.

---

# બાબ ૪ થો.

## પાછા આવેલા સ્ટાંપના મોબદલા બાબત.

૧૫. સ્ટાંપ નિબંધની કલમ ૪૫ અન્વયે જે સ્ટાંપ કાગળનો મો બદલો આપવાનો તે આ નિયમની કલમ ૩ માં કહેલા ગમે તે વર્ગના સ્ટાંપનો, એટલે છાપેલા સ્ટાંપ અથવા ચોઢવાના સ્ટાંપનો આપવો જોઇએ.

૧૬. સ્ટાંપ નિબંધની કલમ ૪૫ અન્વયે સ્ટાંપનો મોબદલો આપવા સંબંધમાં સદરહુ કલમમાં પ્રાંતના સુબાને જે અધિકાર છે તે વડોદરા શહેર સારૂ હજુર સ્ટાંપ કામદારને પણ છે, એમ સમજવું.

૧૭. સ્ટાંપ નિબંધની કલમ, ૪૫ અન્વયે કોઇ ઇસમ સ્ટાંપ કાગળના બદલામાં રોકડ કીંમત પાછી માગશે કિંવા બીજો સ્ટાંપ માગશેતો તે ઇસમને કિંવા તેના યોગ્ય મુખત્યારને, જે કારણથી તે દાવો ઉત્પન્ન થયો હશે તે કારણો પ્રાંતના સુબાને, અથવા હજુર સ્ટાંપ કામદારને પ્રતિજ્ઞા ઉપર જબાની લઈ પુછવાનો, કિંવા તેની પાસેથી પ્રતિજ્ઞા પુર્વક લેખ લખી મંગાવવાનો, તથા તે સિવાય પોતાની ખાત્રી કરી લેવા સારૂ યોગ્ય જણુયતો, સાક્ષીદારોની સાક્ષી લેવાનો કિંવા બીજી રીતથી તપાસ કરવાનો, અધિકાર છે.

૧૮. સ્ટાંપ નિબંધની કલમ ૪૫ પ્રમાણે સ્ટાંપ પાછો આપવા બાબત ઠરાવ કર્યો હોય ત્યારે, સદરહુ નિબંધની કલમ. ૪૭ પ્રમાણે સ્ટાંપની કિંમતમાંથી દર રૂપિયે એક આના પ્રમાણે કપાતાં કરતાં, બાકી જે રકમ રહે તે રકમમાંથી, જે રકમના સ્ટાંપ અપાય તેટલા સ્ટાંપ આપી બાકી રહેલી એક આના કરતાં ઓછી રકમ રોકડ આપવામાં આવશે.

સ્ટાંપ કાગળોનો મોબદલો આપવા ઠરાવ થવામાં આવે તે પ્રમાણે મોબદલો છ માસની મુદતમાં લઈ જવાની નોટીસ આપવી તે મુદત અંદર મોબદલો લઈ ન જાયતો તેવાં કામો બંધ કરી નિકાલે કાઢવા ને એ મુદત બાદ મોબદલો આપવો નહીં હ. સ્ટાં. નં. ૨૬૧૧ તા. ૩૦–૭–૯૫ આપ. બા. ૧ પૃ. ૧૦ તા. ૮–૮–૯૫

---

# બાબ ૫ મો.

## સ્ટાંપના વેચાણ બાબત.

૧૯. મુલકી ખાતાના અમલદારના તાબામાં જ્યાં જ્યાં ટ્રેઝરીઓ છે ત્યાં ત્યાં સ્ટાંપ વેચવા સારૂ ડિપો રાખવામાં આવશે. અને તે ડિપો ટ્રઝરી આડીસરના તાબામાં રહેશે. તેમને ડિપોના અમલદાર એમ કહેવામાં આવશે. હજુર ટ્રેઝરીમાં જે ડિપો રહેવાની તે હજુર સ્ટાંપ કામદાર એમના તાબામાં રહેશે.

૨૦. ઉપરની કલમ ૧૯ માં કહેલી સર્વે ડિપોના ઠેકાણે તથા બીજી કલમ ૨૧, ૨૨ અને ૨૩ માં કહેલા, પરવાના વાલા, પગારી તથા ફી સ્ટાંપ વેન્ડરો પાસે આ નિયમમાં ઠરાવ્યા પ્રમાણે વેચવા સારૂ સ્ટાંપ રાખવામાં આવશે. દરેક ટ્રેઝરીના ટ્રેઝરર કિંવા જેને ખાસ પગાર આપી ડેપોના કારકુન નિમવામાં આવશે તેને ડિપોનો સ્ટાંપ વેન્ડર એમ કેહેવામાં આવશે. તે ડિપોના અમલદારના તાબામાં રહી કામ કરશે.

૨૧. સ્ટાંપ વેચવા સારૂ જે જે ઠેકાણે સરસુબા મુકરર કરશે તે તે ઠેકાણે એક અથવા વધારે ઈસમોને પરવાના આપવામાં આવશે. તેઓને પરવાના વાલા સ્ટાંપ વેન્ડર એમ કહેવામાં આવશે.

૨૨. વડોદરા શેહેરમાં અથવા બીજા મોટા ઠેકાણે, જરૂર જણાય તો સ્ટાંપ વેચવા સારૂ પગારી નોકર નિમવામાં આવી તેઓને પગારી સ્ટાંપ વેન્ડર એમ કેહેવામાં આવશે.

૨૩. જે ઠેકાણે સ્ટાંપ વેચવા જોઇએ, પણ તે ઠેકાણે સ્વતંત્ર પગારી સ્ટાંપ વેન્ડરની જરૂર ન હોય, અને તે ઠેકાણે સ્વતંત્ર પરવાનાવાલા સ્ટાંપ વેન્ડર ન મળે તો, તે ઠેકાણે ત્યાંના શાળા માસ્તર કિંવા બીજા નોકર, એમને તેમની ખુશી હોયતો, તથા તેમના પોતાના કામમાં હરકત આવવા જેવી ન હોયતો, સ્ટાંપ વેચવાનું કામ સોંપવા હરકત નથી. એમને વેચાણની રકમ ઉપર દર સેંકડે ૨ ટકા પ્રમાણે મેહેનતાણું આપવામાં આવશે; પણ દર મહીને ૭ રૂપીયા કરતાં વધારે આપવામાં આવશે નહીં. એમને ફી સ્ટાંપ વેન્ડર એમ કહેવામાં આવશે.

૨૪. પગારી, પરવાના વાલા તથા ફી સ્ટાંપ વેન્ડર એમની પાસે ૪૯ રૂપિયા કરતાં વધારે દરના નહીં એવા છાપેલા સ્ટાંપની ટિકિટો સિવાય પેહેલા તથા બિજા વર્ગના સ્ટાંપ, એટલે સ્ટાંપ કાગળ તથા ચોઢવાના સ્ટાંપની ટિકિટો વેચવા સારૂ રાખવામાં આવશે.

૨૫. ૪૯ રૂપિયા કરતા વધારે દરના સ્ટાંપ ડિપોમાં વેચાતા મળશે.

૨૬. છાપેલા સ્ટાંપની ટિકિટો ફક્ત હજુર સ્ટાંપ કામદાર તથા પ્રાંતના સુબા એમના તાબાની ડિપોમાં વેચવામાં આવશે.

૨૭. સ્ટાંપ વેચવા સારૂ પરવાના વાલા સ્ટાંપ વેન્ડર નિમવા હોયતો તેમને નમુના નંબર ૪ પ્રમાણે પરવાનો આપવો જોઇએ. સદરહુ પરવાનો આપવાનો તથા તે રદ કરવાનો સરસુબા તથા સુબા એમને અધિકાર છે.

૨૮. પરવાનાવાલા સ્ટાંપ વેન્ડરોને તથા લોકોને, ૫ રૂપિઆ અથવા ૫ રૂપિયા કરતાં વધારે કિંમતના સ્ટાંપ વેચાતા લિધા હોયતો તે બદલ નીચે લખ્યા પ્રમાણે બટો આપવામાં આવશે.

અ પરવાનાવાલા સ્ટાંપ વેન્ડરોને,

૧ જે ઠેકાણે ડિપોના સ્ટાંપ વેંન્ડર સ્ટાંપ વેચે છે તે ઠેકાણે, પરવાનાવાલા સ્ટાંપ વેન્ડરને દરસેંકડે ૨ રૂપિયા પ્રમાણે.

૨ બિજા ઠેકાણાના પરવાનાવાલા સ્ટાંપ વેન્ડરને દર સેંકડે ૪ રૂપિયા પ્રમાણે.

બ લોકોને, રાતા, લીલા, તથા તપખીરીયા રંગના સિક્કાના સ્ટાંપ કાગળ બાબત તથા ચોઢવાના સ્ટાંપની ટિકિટો બાબત, દર સેંકડે ૧ રૂપિયા પ્રમાણે.

જે નાણામાં સ્ટાંપ વેચ્યાં તે નાણામાં તેમને બટ્ટો આપવો અને પાવતીમાં ખર્ચ પડ-વાનો ટ્રેઝરી તરફથી શેરો કરવો સ્ટાં. જા. નં. ૩૭૭ તા. ૧૫-૧૦-૯૩ સ્ટાંપ. પૃષ્ઠ. ૬૦૧ તા. ૧૬-૧૦-૯૩

૨૯. પરવાનાવાલા સ્ટાંપ વેન્ડરે સામાન્યતા રોકડ અવેજ આપી તે કિંમતના સ્ટાંપ લેવા જોઇએ, પરંતુ વિશેષ ઠેકાણે સરસુબા એમના ધ્યાનમાં આવેતો પરવાના વાલા સ્ટાંપ વેન્ડરો પાસેથી વિશેષ પ્રકારનો લાયક જામીન લઈ, તે જે રકમ સુધી જામીન આપશે તે રકમ સુધી, કિંવા તે રકમની અંદર, તેમને યોગ્ય જણાય તે રકમ સુધી, તેને વિકરી સારૂ સ્ટાંપ આપવા હરકત નથી.

૩૦ દરેક પગારી તથા પરવાના વાળા વેન્ડરે પોતાના વેચવાના ઠેકાણે, સર્વેની સેહેજ નજરમાં આવે એવા ઠેકાણે, એક પાટિયું લગાડવું અને તે ઉપર પોતાનું નામ તથા "સ્ટાંપ વેન્ડર" એવા સ્પષ્ટ અક્ષરો લખવા.

૩૧. દરેક વેન્ડરે પોતાના દફતરમાં સ્ટાંપ નિબંધની તથા આ નિયમની એક એક પ્રત રાખવી, અને તે કોઈ સ્ટાંપ વેચાતા લેનાર જોવા માગેતો બતાવવી.

ટીપ—સ્ટાંપ નિબંધની તથા આ નિયમની પ્રતો સર્વે સ્ટાંપ વેન્ડરોને, તેમના દફતર સારૂ, સરકારમાંથી આપવામાં આવશે.

૩૨. કાપડી કાગળ વેચવામાં આવશે ત્યારે તેના માટે સ્ટાંપની લાગત સિવાય આ-ઠ આના વધારે લેવા જોઇએ.

ટીપ—ઉપરની કલમ મુજબ આઠઆના લેવાના તે જે નાણામાં સ્ટાંપની લાગત લે-વામાં આવશે તે નાણામાં લેવા જોઇએ.

૩૩ કોઈપણ સ્ટાંપવેન્ડર પેહેલા વર્ગ પૈકી, વાદળી રંગના સિક્કાના કાગળ વેચશે તેને તે કાગળના સિક્કાના પછવાડેની બાજુ ઉપર નમુના નંબર ૫ પ્રમાણે શેરો કરી પોતાની સહી કરવી, પણ ડિપોના વેન્ડરે કાગળ વેચ્યો હોય તો પોતાની સહી ડાબી બાજુએ કરી જ-મણી બાજુએ ડિપોના અમલદારની સહી લેવી. આ પ્રમાણે સહી કર્યા પછી તે કાગળ નમુના નંબર ૬ પ્રમાણે રજીષ્ટર રાખી તેમાં દાખલ કરવો. કોઈપણ વેન્ડરે વેચેલા સ્ટાંપ કાગળ ઉપર જાણી બુજીને ખોટો શેરો લખવો નહીં, કિંવા રજીસ્ટરમાં ખોટો મજકુર દાખલ કરવો નહીં.

૩૪ સ્ટાંપની કિંમત આપ્યા પછી, તે કિંમતનો સ્ટાંપ સ્ટાંપવેન્ડરે વિનાકારણ વિલંબ ન લગાડતાં આપવો જોઇએ. સ્ટાંપની કિંમત કરતા વધારે રકમ કિંવા બીજી કાંઇ જણસ સ્ટાંપ વેન્ડરે લેવી નહીં.

૩૫ જે સ્ટાંપનો ઉપયોગ કરવો નહીં એવો યોગ્ય અધિકારીએ હુકમ કર્યો હોય તે સ્ટાંપ કોઈ સ્ટાંપવેન્ડરે વેચવો નહીં, મનાઇના હુકમની તારીખથી ૬ મહીનાની અંદર સદ-રહુ પ્રકારનો સ્ટાંપ, અથવા જે સ્ટાંપવેન્ડરનો પરવાનો રદ્દ કરવામાં આવ્યો હોય તે, પરવા-નો રદ્દ કર્યાની તારીખથી ૬ મહીનાની અંદર પોતાના પાસેના સ્ટાંપ, ડિપોમાં પાછા આપશે તો તેને જે બટ્ટો મળ્યો હશે તે બાદ થતાં તેની કિંમત પાછી મળશે.

૩૬ દરેક સ્ટાંપવેન્ડરે, આ નિયમની કલમ ૩૩ અન્વયે જે રજીસ્ટર રાખવા બદલ ઠરાવવામાં આવ્યું છે તે રજીષ્ટર તેણે, યોગ્ય અમલદાર કોઇપણ વખતે જોવા માગશે તો દેખાડવું જોઇએ, અને પોતાના કબજામાંનો સ્ટાંપનો સંગ્રહ તપાસવા દેવો જોઇએ.

૩૭ પરવાનાવાળા તથા શી સ્ટાંપવેન્ડરને સરકારી રજાના દિવસે સ્ટાંપ વેચવા હરકત નથી.

૧ દસ્તાવેજ કરી આપનાર અગર કરી લેનાર ઇસમ પૈકી અમુક પક્ષકાર માગણી કરે તો તેનેજ સ્ટાંપ આપવો એવી જરૂર નથી જે કોઇ માગણી કરે તેને આપવો જોઇએ. સ્ટાં. જા. નં. ૬૯૪ તા. ૨૪-૧-૯૧ આ. ૫- પૃ. ૧૨૧૯ તા. ૨૯-૧૦-૯૧

૨ ડેપોના અમલદારે સ્થળ શીમાની અંદર લોકોને સ્ટાંપ વખતસર બીનતકરાર અને બરોબર મળે છે કે નહીં તે બાબત નજર રાખવી તે તેનું કર્તવ્ય છે સ્ટાં. જા. નં. ૬૯૯ તા. ૨-૧૦-૯૧ આ. ૫. ભા. ૧ પ. ૧૨૫૨ તા. ૫-૧૧-૯૧.

---

# બાબ ૬ ઠો.

## ફિરકોળ.

૩૮ સ્ટાંપ નિબંધની કલમ ૩૧ પ્રમાણે અસલ દસ્તાવેજ જ્યારે પ્રાંતના સુબા એમના તરફ મોકલવો હોય, કિંવા પ્રાંતના સુબા એમને બિજાની તરફ મોકલવો હોય, ત્યારે તે સરકારી કાગળ પ્રમાણે રજીષ્ટર કરી મોકલવો. અને તે પાછો આપતા પેહેલા સર્વિસ પોસ્ટ ટિકિટનો થયેલો ખરચ વસુલ કરી લેવો.

## ખુલાસો.

ટિકટનો ખર્ચ વસુલ લેવાનો છે માટે પાકીટ દાખલ થતાંજ પાકીટ જોઇ દાખલ તારીખ નીચેજ અમુક ખર્ચ થયો છે તે લખી લેવું હુ. સ્ટાં. જા. નં. ૬૯૫ તા. ૨૪-૧૦-૯૧ સ્ટાં. ખુ. વો. ૨ પૃ. ૨૩૨

૩૯ સ્ટાંપ નિબંધમાં કોઇપણ બાબત સારૂ મુદતની આંટ મુકેલી હોય તે મુદતનો છેવટનો દિવસ સરકારી રજાના દિવસે આવતો હોય ત્યારે, રજા પુરી થતાંજ જે કચેરીનો પેહેલો દિવસ હશે, તે દીવસે મુદત પુરી થાયછે એમ સમજવું.

૪૦ સ્ટાંપ નિબંધ વિરૂદ્ધ કોઇના ઉપર ગુન્હો સાબીત થશે ત્યારે જે ઇસમે બાતમી આપી હશે, કિંવા ગુન્હો સાબીત થવા મદદ કરી હશે, કિંવા ગુન્હો પકડી તેની સાબીતી કરી હશે તેને, ઇનસાફ કરનાર માજીસ્ટ્રેટના ધ્યાનમાં આવે તો, પ્રાંતના સુબાની મંજુરીથી, ગુન્હેગારને કરેલા દંડની નિમેથી વધારે નહીં એવી રકમ, બક્ષીસ આપવાનો અધિકાર છે, પણ

કોઇપણ એક કામમાં કોઇપણ એક ઇસમને ૨૦૦ રૂપિયાથી વધારે રકમ કિંવા એક કરત વધારે ઇસમને એકજ કામમાં ૫૦૦ રૂપિયાથી વધારે રકમ આપવામાં આવશે નહીં.

તારીખ ૪ માહે એપ્રીલ સન ૧૮૮૯

जयसिंगराव आंग्रे,
महालानिहाये सरसुभे.

## પરચુરણ ખુલાસા.

૧ પરવાનાવાળા સ્ટાંપ વેન્ડરે દસ્તાવેજ લખવાનુ કામ કરવું નહીં. હું. સ્ટાં. જા. નં. ૪૬૨૭ તા. ૪–૬–૯૨ વો. ૨ પૃ. ૨૨૯

૨ જોઇતા સ્ટાંપનો જથો રાખી વખતસર લોકોને આપવાજ જોઇએ ને ખોટી નકરવા હુ. સ્ટાં. જા. નં. ૬૯૯ તા. ૨૪–૧૦–૯૧ વો. ૨ પૃ. ૨૩૩

૩ પેહેલા વર્ગના ના. ૧૦૦૦) બીજા વર્ગના ૭૫૦ ને ત્રીજા વર્ગના ન. ૫૦૦) ચોથા વર્ગના ફી સ્ટાંપ વેન્ડરના રૂ. ૨૫૦ તથા વડોદરા શેહેરને માટે રૂ.૧૦૦૦) નો જામીન એ પ્રમાણે જાગીન લેવા જોઇએ. હુ. સ્ટાં. જા. નં. ૨૦૨૩ તા. ૧૮–૪–૯૨ વો. ૨ પૃ. ૨૩૬

૪ સ્ટાંપ વેન્ડરોએ કોરટનો તથા કચેરીઓનો જે વખત હોય તે સર્વે વખતમાં હાજર રહી સ્ટાંપ વેચવાનું કામ કરવું હુ. સ્ટાં. જા. ન. ૨૨૮૪ તા. ૩૧–૫–૯૨ વો. ૨ પૃ. ૨૩૭

૫ ચોથા કલાસના ફી સ્ટાપ વેન્ડરને વેચાણની રકમ ઉપર મેહેનતાણો આપવો ને ૩૭ કરતાં વધારે નહીં આપવા ક. ૨૩ માં ઠરાવેલું છે તે રકમ બાબાશાઇ ગણી વટાવ બાદ કરી ચલણી નાણું આપવાનું છે. હુ. સ્ટાં. ખા. આ. નં. ૧૧૭૩ તા. ૧૪–૧૧–૮૯

૬ પગારી સ્ટાંપ વેન્ડરોના જેટલી રકમના જામીન લેવામાં આવ્યા હોય તેટલી રકમ સુધીના સ્ટાંપ કાગળો તેમની પાસે વેચાણ કરવા સારૂ રાખવાનું થવું જોઇએ. હજુર સ્ટાં. જા. નં. ૧૫૦ તા. ૩–૪–૯૫ આ. ૫. ભા. ૧ પૃ. ૧૬૬૫ ૧૧–૪–૯૫

## નિયમની ૧૨ મી કલમમાં બતાવેલો નમુનો નંબર ૧.

## શ્રી.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર વિધમાન ( આ જગોએ જે અમલદાર તરફ અરજી કરી હોય તે અમલદારનો હોદો લખવો ) એમની હજુરમાં.

क. स्व. રેહેનાર મોજે (અથવા કસ્બે)

મહાલ પ્રાંત ( અથવા શહેર સારૂ મોહોલો અથવા પરૂ શહેર )

ની અરજ એ છે જે, નીચે લખેલા પ્રકારના દસ્તાવેજ તેના ઉપર, કોઠક ૭ માં લખેલી રકમ લઇ તેટલી રકમની છાપેલા સ્ટાંપની ટિકીટો લગાડી આપવા સારૂ આ સાથે રજુ કર્યો છે તો તે પ્રમાણે છાપેલા સ્ટાંપની ટિકિટો લગાડી આપવાનું થવું જોઇએ. તા. માહે સન

| દસ્તાવેજ લખી લેનારનું નામ, ગામ, તથા રેહેવાનું ઠેકાણું. | દસ્તાવેજ લખી આપનારનું નામ, ગામ તથા રેહેવાનું ઠેકાણું. | દસ્તાવેજનુ વર્ણન. | | | સ્ટાંપ લગાડી આપવાનો. તે | | અરજદારની સહી. |
|---|---|---|---|---|---|---|---|
| | | પ્રકાર. | તારીખ મહીનો સન.. | દાખલ કરેલી રકમ. | શિક્કાનુ નામ. | કેટલી રકમનો. | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | | | | | | |

## શેરો.

અરજદાર **क. ख.** પાસેથી રૂપિયા અંકે (શિક્કાનું નામ) લીધા તે રોજમેળ પાન માં જમા કરી તેટલી રકમની છાપેલા સ્ટાંપની ટિકિટો સદરહુ દસ્તાવેજ ઉપર લગાડી આપી તથા તે બાબતનો શેરો લખી આપી દસ્તાવેજ અરજદારને પાછો આપવામાં આવ્યો છે તારીખ માહે સન.

(સહી) કારકુનની

(સહી) તપાસનારની અથવા
અવલ કારકુનની.

(સહી) અમલદારની.

## પાવતી.

સદરહુ દસ્તાવેજ પાછો લીધો છે. તારીખ માહે સન.

(સહી) અરજદારની.

રૂબરૂ
(સહી) અમલદારની.

## નિયમની ૧૨ મી કલમમાં બતાવેલો નમુનો નંબર ૨.

# શ્રી.

| શ્રીમંત મહારાજ સાહેબનો ફોટો. | ટિકિટનો બાકીનો ભાગ. |
|---|---|

આ દસ્તાવેજ ઉપર રૂપીયા અંકે (સિક્કાનું નામ) ની છાપેલા સ્ટાંપની ટીકિટો ચોટાડી આપવા સારૂ **क. ख.** રહેનાર મોજે (અથવા કસબે મહાલ પ્રાંત (અથવા શેહેર સારૂ મોહોલો

કિંવા પરૂ શહેર ) ના એ રજુ કરવાથી આજરોજ છાપેલા સ્ટાંપની ટિકિટો ચોટાડી આપી છે. ને તેની કીંમત રોજમેળ પાન માં જમા કરી છે. તારીખ માહે સન.

( સહી ) કારકુનની.

( સહી ) તપાસનાર અથવા

અવલ કારકુનની.

( સહી ) અમલદારની,

નિયમના ૧૩ મી કલમમાં બતાવેલો નમુનો નંબર ૩

## શ્રી.

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમસેરબહાદુર વિધમાન ( આ જગોએ જે અમલદાર તરફ અરજી કરવી હોય તે અમલદારનો હોદ્દો લખવો ) એમની હજુરમાં.

ચ. છ. રેહેનાર મૌજે અથવા કસ્બે મહાલ. પ્રાંત. ( અથવા શેહેર સારૂ મોહોલો અથવા પરૂ શેહેર ) ની અરજ એ છે જે, નીચે લખેલો દસ્તાવેજ આ રાજ્યની બહાર થયો છે. તેનો ઉપયોગ આ રાજ્યમાં કરવાનો છે. માટે તે આ સાથે રજુ કર્યો છે, તો તે ઉપર કોષ્ટક ૮ માં લખેલી રકમ લઇ તેટલી રકમની છાપેલા સ્ટાંપની ટિકિટો ચોટાડી આપવાનું થવું જોઇએ. તારીખ. માહે. સન.

| દસ્તાવેજ લખી લેનારનું નામ તથા રહેવાનું ઠેકાણું. | દસ્તાવેજ લખી આપનારનું નામ તથા રહેવાનું ઠેકાણું. | દસ્તાવેજનું વર્ણન | | | આ રાજ્યમાં દસ્તાવેજ પ્રથમ આવ્યાની તારીખ, મહીનો સન. | સ્ટાંપ લગાડી આપવાનો તે | | અરજદારની સહી |
|---|---|---|---|---|---|---|---|---|
| | | પ્રકાર | તારીખ મહીનો સન | દાખલ કરેલી રકમ | | સિક્કાનું નામ. | કેટલી રકમનો | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | |

## શેરો.

અરજદાર પાસેથી રૂપિયા અંકે ( સિક્કાનું નામ ) લીધા તે રોજમેળ પાના માં જમા કરી તેટલી રકમની છાપેલા સ્ટાંપની ટિકિટો સદરહુ દસ્તાવેજ ઉપર લગાડી આપી દસ્તાવેજ અરજદારને પાછો આપવામાં આવ્યો છે. તારીખ માહે

સને.

( સહી ) કારકુનની.

( સહી ) તપાસનારની અથવા

અવલ કારકુનની.

( સહી ) અમલદારની

## પાવતી.

સદરહુ દસ્તાવેજ પાછો લીધો છે. તારીખ, માહે. સન.

( સહી ) અરજદારની.

રૂબરૂ.

( સહી ) અમલદારની

## નિયમની ૨૭ મી કલમમાં બતાવેલો નમુનો નંબર ૪.

## શ્રી.

(સિક્કો.)

શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેરબહાદુર વિદ્યમાન.

તરફથી.

ચ. છ. રહેનાર મોજે ( અથવા કસ્બે ) મહાલ પ્રાંત (અથવા શેહેર સારૂ મોહોલો અથવા પરૂ શેહેર ) એમને આ પારવાનાથી મોજે ( અથવા કસ્બે ) માહાલ પ્રાંત (અથવા શેહેર સારૂ મોહોલો અથવા પરૂ શહર ) માં ( અમુક ઠેકાણે ) સંવત ૧૯૪૨ સને ૧૮૮૬ ના સ્ટાંપ નિબંધની ૪૮ મી કલમ અનવયે કરેલા નિયમ પ્રમાણે નીચે લખેલા પ્રકારના દસ્તાવેજી સ્ટાંપ વેચવાનો અધિકાર આપવામાં આવેછે.

૧ પેહેલા વર્ગ પૈકી છાપેલા સ્ટાંપ,

( क ) વાદળી રંગના સિક્કાના કાપડી તથા વાટર માર્કના કાગળ,

( ख ) રાતા, લીલા તથા તપખીરીયા રંગના સિક્કાના વાટર માર્કના કાગળ,

૨ બીજા વર્ગના ચોઢવાના સ્ટાંપની ટિકિટો રાતા, લીલા તથા તપખીરીયા રંગની.

આ પરવાનો કોઇપણ વખતે યોગ્ય કારણ સારૂ રદ કરવાને પાત્ર થશે.

તારીખ. માહે સન.

( સહી ) પરવાનો આપનાર અમલદારની.

## નિયમની ૩૩ મી કલમમાં બતાવેલો નમુનો નંબર ૫.

## શ્રી.

વેચવાનું ઠેકાણું. વેચાણનો અનુક્રમ નંબર.

अ. ब. રહેનાર મૌજે ( અથવા કસબે ) માહાલ

પ્રાંત ( શેહેર સારૂ મોહોલો અથવા પરૂં

શેહેર ) હસ્તે ખુદ ( અથવા क. ड. ) તારીખ

માહે સન.

( સહી ) સ્ટાંપ વેન્ડરની.

ટીપ—કાપડી કાગળ વેચ્યો હોય તો ઉપરના શેરામાં કાપડી કાગળ બદલ "આઠ આના શિવાય લિધા છે" એવા શબ્દ લખવા જોઇએ.

## ખુલાસો.

કરી આપનાર અગર કરી લેનાર ઇસમ પૈકી અમુક પક્ષકારનેજ આપવો એમ સમજવું ભુલ ભરેલું છે યોગ્ય કિમત આપી ગમે તે માગણી કરે તેને આપવો હુ. સ્ટાં. જા. નં. ૬૫૪ તા. ૨૪-૧૦-૯૧ વો. ૨ પૃ. ૨૩૨.



# સ્ટાંપ સંબંધી ખાતાના નિયમની કલમ ૩૩ માં બતાવેલો નમુનો નંબર ૬

## રજીસ્ટર સ્ટાંપ વિક્રી બદલનું સન સંવત સાલનું સ્ટાંપ વેન્ડર તરફનું.

(હુ. સ્ટાં. જા. ૨૪૩૨ તા. ૮-૭-૯૭ પ્રમાણે)

| તારીખ, મહિનો, સન, મિતિ, માસ, વાર | અનુક્રમ નંબર | સ્ટાંપ લેનારનું નામ તથા રહેવાનું ગામ અગર ઠેકાણું માલીકના વતી બીજો કોઇ લેનાર હશે તો તેના હસ્તે એમ લખવું. | સ્ટાંપની સંખ્યા. | | | | | કાગળ ઉપરના નંબર | દર | કિંમત રૂપીયા | | કાપડી સ્ટાંપના કાપડની કિંમત. | કુલ રૂપિયા | વિક્રિમા નાણું આવ્યું તે | | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | કોર્ટ ફી છાપેલા રાતા રંગના શિક્કાના વાટર માર્ક. | દસ્તાવેજ | | | | | | બાબાશાઇ | કલદાર | | | બાબશાઇ | કલદાર | |
| | | | | પેહેલા વર્ગના છાપેલા સ્ટાંપ | | | | | | | | | | | | |
| | | | | વાદળી રંગના શિક્કાના | | રાતા લીલા રંગના શિક્કાના | માગન વગની ચોઢવાની સ્ટાંપની ટિકિટો રાતા લીલા રંગના શિક્કાની | | | | | | | | | |
| | | | | કાપડી | વાટર માર્ક | | | | | | | | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |

# સમજુત.

૧ આ રજીષ્ટર ઉપર પાના નાખી દરેક પાન ઉપર શિક્કા કરી એકુણાત બાંધી અમલદારે સહી કરવી જોઇએ.

૨ વેન્ડરના પાસે રેહેવાના રજીષ્ટરમાં ગુલાબી રંગના સિક્કાના સ્ટાંપ બદલનું કોષ્ટક દાખલ કરવાની જરૂર નથી.

૩ તારીખ બંધ કરતી વખતે કોષ્ટક ૧૯ નો સરવાળો કરી તેના નીચે નાણાવાર તપસીલ કરવો અને તેની એકુણાત બાંધી ડિપોના અમલદારે સહી કરવી.

૪ સ્ટાંપ વેન્ડરે એજ નમુના પ્રમાણે રજીષ્ટર રાખી સમજુતીની કલમ ૨ પ્રમાણે કરવું.

૫ મહિનો પુરો થયા પછી દરેક મહીનાની તારીખ કરવી જોઇએ.

૬ કોર્ટફી સ્ટાંપ, વાટર માર્કના કાગળો ઉપર છાપેલી ટિકિટો તથા તેની લાગત બદલ જરૂર તે કોષ્ટકો પાડી તેની હકીકત પણ આજ નમુનામાં દાખલ કરવી.

નમુના નંબર ૬ ના રજીષ્ટરમાં કોષ્ટક ૨ અનુક્રમ નબરનું છે તેનો અનુક્રમ નંબર ઇસમ દીઠ ન લખતાં કાગળ દીઠ લખવા જવો એટલે એક ઇસમ એકથી વધારે કાગળો ખરીદ કરે ત્યારે તે જેટલા કાગળો ખરીદ કરે તે દરેક કાગળ દીઠ અનુક્રમ નંબર પાડવો ને વેચેલા કાગળ ઉપર તે પ્રમાણે વીકરી નંબર લખવો કે જેથી સ્ટાંપ કેટલા વેચાયા તેના નંગની સંખ્યા જણાઇ આવે. હુ. સ્ટાં. જા નં. ૨૩૦૩ તા. ૧૯-૬-૯૫ આ. ૫. ભા. ૧ પૃ. ૨૧૯૫ તા. ૨૭-૬-૯૫



# અનુક્રમણિકા.

અટકાવ બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | સ્ટાં. ખુ. નં. | ૯૩ ૯૧-૯૨ | ૨૮-૪-૯૨ | ૫૦ | દાવાઅરજીસાથે રજુ થએલો દસ્તાવેજ પણ પાછો આપવાનો નથી. |
| | દી. શે. નં. | ૩૨૪ | ૨૧-૧૦-૯૦ | ,, | મ્યુનીસીપાલીટીના કામમાં રજુ થયેલા દસ્તાવેજને પણ નિયમ લાગુ છે. |
| | ,, | ૮૫૦ | ૨-૨-૯૩ | ૫૩ | અધુરા સ્ટાંપનો પાછો અપાયજ નહીં. |
| (અ) | સ્ટાં. ખુ. | ૧૦૩ | ૧૮-૫-૯૪ | ૫૪ | પરહદનો થએલો દસ્તાવેજ ૬ માસની અંદર રજુ થાય તો અટકાવવો નહીં. |
| | ,, | ૪૧ ૯૩-૯૪ | ૩-૭-૯૪ | ૫૫ | પરહદનો દસ્તાવેજ મુદત વીત્યા પછી પાછો માગે તો સુબા તરફથી યોગ્ય નિકાલ થશે. |
| | રીવીજન ફી. મુ. નં. | ૪૪,૯૩-૯૪ | ૨-૭-૯૪ | ,, | છ માસ અંદર આવેલો ગણી મુનસફે એન, લાગત દંડ વગર લીધી તે બરાબર થયું નથી દંડ લેવો જોઇએ કેમકે એન લાગત તેમને લેવા અધીકાર નથી. |
| | દી. વ. નં. | ૩૦,૯૧-૯૨ | ૨૩-૫-૯૨ | ૫૨ | લાગત દંડ સિવાય પુરાવામાં લીધેલો દસ્તાવેજ અટકાવી મોકલવો. |
| | દી. સ્ટાં. ખુ. | ૫૧,૯૨-૯૩ | ૧-૨-૯૩ | ૫૩ | પ્રતિવાદી તરફના સાક્ષીએ રજુ કરેલો દસ્તાવેજ ત્રીજા માણસ સાથે થયેલો સાદા કાગળનો હોવાથી પ્રતિવાદીએ લાગત દંડ ભર્યો કોર્ટે લેવા ઠરાવ કર્યાથી તે બરોબર થયું નથી માટે પાછી [illegible] |
| | દી. શે. નં. | ૪૧૬ | ૪-૧૧-૯૩ | ૫૫ | લાગત દંડ વસુલ નથાય તો સુબા તરફ મોકલવા. |
| | સ્ટાં. ખુ. નં. | ૧૧૮ ૯૦-૯૧ | ૬-૬-૯૧ | ૫૬ | લાગત દંડ વસુલ થયો હોય તો આ મળવા કારણ નથી. |

અધીકાર બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (અ) | દી. શા. ન. | ૭૭૩ | ૧૯-૧-૮૩ | ૫૭ | લાગત વધારે લીધી છે એમ સુબાનો મત હોય તો વધારે લીધેલી પાછી આપવા તેમને અધીકાર નથી સરસુબાને લખવું જોઇએ. |
| | સ્ટાં. ખુ. | ૬૨ ૯૦-૯૧ | ૧૦-૭-૯૧ | ૫૯ | દંડ માફ કરવાની અરજ સાંભળવા વરીષ્ટ કોર્ટને અધીકાર નથી. |
| | ,, | | ,, | ૬૪ | ,, |

અપીલ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | સ્ટાં. ખુ. | ૫૮, ૯૩-૯૪ | ૨૧-૬-૯૪ | ૬૫ | ઠરાવ ઉપર અપીલ ચાલશે નહીં અરજ ચાલશે. |

અદલાબદલીનું ખત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | સ્ટાં. ખુ. | ૫૭ ૯૨-૯૩ | ૧૮-૭-૯૪ | ૭૪ | અદલાબદલી નથાયતેવોલેખ |
| | ,, | ૧૧ ૯૫-૯૬ | ૧૧-૧૧-૯૫ | ,, | અદલાબદલીની વ્યાખ્યા. |

અનામતના દસ્તાવેજ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | સ્ટાં. ખુ. નં. | ૧૧૦ ૯૪-૯૫ | ૪-૬-૯૫ | ૭૫ | "રૂપીયા અનામત (ધરે) છે" એ મતલબનો લેખ અનામતનો થતો નથી. |

ઉલટ લેખ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ઉ) | સ્ટાં. ખુ. | ૫, ૮૯-૯૦ | ૨૩-૧-૯૦ | ૭૫ | મુખ્ય લેખ માફીમાં હોય તો ઉલટ લેખ પણ માફીમાં આવે |
| | ,, | ૨૧, ૯૨-૯૩ | ૧૨-૪-૯૪ | ,, | પક્ષકાર આમણ સામણ હોવા જોઇએ. |
| | ,, | ૧૦૯, ૯૩-૯૪ | ૧૬-૭-૯૪ | ૭૬ | મજકુર કમી જાસ્તી હોયતો ઉલટ લેખ નથી. |

કબુલત બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ક) | સ્ટાં ખુ. | ૬ ૯૨-૯૩ | ૨૯-૮-૯૨ | ૭૬ | અપવાદનો અમલ કઇ તારીખથી થશે. |
| | ,, | ૧૪૬ ૯૦-૯૧ | ૩૦-૬-૯૧ | ,, | જંગમ માલ વેચાણ લઇ તેની કીમત બાબત પાડી આપેલું ખાતું કબુલત છે. |
| | ,, | ૧૩૧ ,, | ,, | ,, | |
| | ,, | ૧૩૨ ,, | ,, | ,, | |
| | ,, | ૧૩૩ ,, | ,, | ,, | |
| | ,, | ૧૫૨ ,, | ૮-૭-૯૧ | ૭૭ | બાકીમાં "વ્યાજ કર્યું" છે એમ હોય તો કરારન થતાં કબુલત છે. |
| | ,, | ૧૫૧ ,, | ૧૧-૭-૯૧ | ,, | લેણદારે પોતાના હાથે પાડ્યું હોય તેને માફી છે દેણદારે લખ્યું હોય તો કબુલત છે. |

કબુલાત બાબત.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ,, | ૧૦૦ | ૯૧-૯૨ | ૨૮-૯-૯૩ | ,, | સદર. |
| | ,, | ૮૨ | ,, | ,, | ,, | વ્યાજનો કરાર નવીન કરેલો ન હોવાથી કબુલત છે. |
| | ,, | ૮૫ | ૯૨-૯૩ | ,, | ,, | |
| | ,, | ૧૧૨ | ૯૧-૯૨ | ,, | ,, | |
| | ,, | ૩૭ | ૯૨-૯૩ | ,, | ૭૮ | |
| | ,, | ૧૨૯ | ,, | ,, | ,, | |
| | ,, | ૨ | ,, | ,, | ,, | |
| | ,, | ૨૮ | ,, | ૩૦-૯-૯૩ | ,, | |
| | ,, | ૮૪ | ,, | ૨૮-૯-૯૩ | ,, | એકામતે એકાજ તેનો કરાર લખ્યાથી કબુલતમાં ફેર પડતો નથી. |
| | ,, | ૧૪ | ૯૩-૯૪ | ૪-૧૧-૯૩ | ,, | સુધારા પેહેલાની બાકી મારીમા નથી. |
| | ,, | ૯૦ | ૯૨-૯૩ | ૪-૧૧-૯૩ | ,, | દેવાદારે સહી કરેલી ન છતાં પોતાને હાથે કાડેલી હોય તો કબુલત છે. |
| | ,, | ૭૩ | ,, | ૧૬-૧૧-૯૩ | ,, | સહીસાક્ષીઓ છતાં કબુલત છે. |
| | ,, | ૧૩૦ | ,, | ૭-૯-૯૪ | ,, | ,, |
| | ,, | ૧૩૧ | ,, | ૨૦-૧૧-૯૩ | ૭૯ | જંગમ માલની કીમત બાબતનું ખાતું કબુલત છે. |
| (ક) | સ્ટાં ખુ. | ૧૩ | ૯૩-૯૪ | ૨૦-૧૧-૯૩ | ૭૯ | વ્યાજનો કરાર નવીન હોવાથી કબુલત છે. |
| | ,, | ૭૨ | ,, | ૨૮-૮-૯૪ | ,, | |
| | ,, | ૮૨ | ,, | ૧૯-૭-૯૪ | ,, | સુધારા પછીની મારીમાં |
| | ,, | ૨૯ | ,, | ૨૭-૭-૯૪ | ,, | |
| | ,, | ૧૪૬ | ૯૨-૯૩ | ૧૯-૭-૯૪ | ,, | શાહુકાર કોણ ? |
| | ,, | ૫૩ | ૯૩-૯૪ | ૨૭-૭-૯૪ | ,, | સહી સાક્ષી છતાં કબુલત ઠરી. |
| | ,, | ૫૨ | ,, | ૨૮-૮-૯૪ | ૮૦ | સહી થયા પછી લખીતંગ હોયનો ખતછે. |
| | ,, | ૧૨૮ | ૯૨-૯૩ | ,, | ,, | કરજ સંબંધે લેખનેજ કબુલત કેહેવી |
| | ,, | ૪૩ | ૯૩-૯૪ | ,, | ,, | સહી સાક્ષી છતાં કબુલત છે. |
| | ,, | ૮૩ | ,, | ,, | ,, | વ્યાજનો નવીન કરાર ન થાય તેવું. |
| | ,, | ૬૬ | ,, | ,, | ,, | "દેવા" શબ્દને સહી સાક્ષી હોય તોપણ કબુલત છે. |
| | ,, | ૪૪ | ,, | ,, | ,, | વ્યાજનો નવીન કરાર નથી તેથી કબુલત છે. |
| | ,, | ૧૧૦ | ૯૪-૯૫ | ૪-૬-૯૫ | ૮૧ | કોઇ શરતે રૂપીયા પાછા આપવાનું વચન કબુલત છે. |
| | ,, | ૧૦૦ | ૯૩-૯૪ | ૧૯-૬-૯૫ | ,, | કબુલતનું સ્વરૂપ. |
| | ,, | ૩ | ૯૫-૯૬ | ૨૮-૧૦-૯૫ | ,, | અસલથી વ્યાજ ચાલ્યું આવતું હોય તો કથનકારક છે. |
| | ,, | ૧૨૦ | ૯૨-૯૩ | ૯-૧૧-૯૫ | ,, | દેણદારના હાથનું હોય તો કબુલત છે. |

કંપનીના નિયમ. ૮૨

કરારના સ્વરૂપને તેની લાગત બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ક) સ્ટાં. ખુ. | ૧૦૬ | ૯૨-૯૩ | ૧૬-૧૧-૯૩ | ૪૧ | નોકર રાખી અમુક પગાર આપવા કરી આપેલો લેખ કરાર છે. |
| ,, | ૪૯ | ૮૯-૯૦ | ૧૮-૧૦-૮૯ | ૮૩ | જે કરાર મારીમાં ન હોય તેને લાગત. |
| ,, | ૫૪ | ,, | ,, | ,, | |
| ,, | ૨૨ | ૯૦-૯૧ | ૨૯-૧૧-૯૦ | ,, | બીજાની રકમ કબુલ કરી આપવાનું વચન કરાર. |
| ,, | ૧૫ | ૮૯-૯૦ | ૩૮-૧૨-૯૦ | ,, | "લેખે કર્યું છે" નવીન કરાર ગણતાં કરાર થાય છે. |
| ,, | ૧૭૭ | ૯૦-૯૧ | ૬-૩-૯૧ | ,, | કરારના સ્વરૂપ. |
| ,, | ૪ | ,, | ૧૪-૫-૯૧ | ૮૪ | |
| ,, | ૪૪ | ૮૯-૯૦ | ૬-૪-૯૧ | ૮૩ | ,, |
| ,, | ૧૫ | ૯૧-૯૨ | ૧૪-૯-૯૧ | ,, | ,, |
| ,, | ૨૩ | ૯૦-૯૧ | ૪-૫-૯૧ | ૮૪ | વાસ્તવિક ધીરવાનો વેહેવાર ન હોવાથી કરાર થાય છે. |
| ,, | ૬૭ | ,, | ૧૦-૬-૯૧ | ,, | કરારના સ્વરૂપ. |
| ,, | ૧૦૩ | ,, | ૧૫-૬-૯૧ | ૮૫ | કઢારાનું ખાતું કરાર. |
| ,, | ૩૯ | ,, | ૧૭-૬-૯૧ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૧૨૯ | ,, | ૨૮-૬-૯૧ | ,, | અનવસ્નાતો લેખ સહી સાક્ષી હોય તો કરાર થતો નથી. |
| ,, | ૧૫૬ | ,, | ૨૭-૭-૯૧ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૧૫૫ | ,, | ૭-૮-૯૨ | ,, | વેહેવાર પુરો કરવા બીજો લેખ કર્યો હોય તે કરાર નથી. |
| ,, | ૧૦૫ | ,, | ૩૦-૮-૯૧ | ,, | કરાર કે વેચાણ ખત બંને સ્વરૂપ પૈકી પક્ષકાર કહે તે સ્વરૂપ. |
| ,, | ૭ | ૯૧-૯૨ | ૧૬-૯-૯૧ | ૮૬ | કરારનું સ્વરૂપ. |
| ,, | ૨૫ | ,, | ૨૩-૧૦-૯૧ | ,, | |
| ,, | ૬૭ | ,, | ૨૯-૨-૯૨ | ,, | |
| સ્ટાં. ખુ.આ. ન. | ૪૪૮૦ | | ૧૩-૫-૯૨ | ,, | કન્ટ્રાકટરોએ કરી આપેલા કરારનામાં કરાર છે. |
| ખુ. ન. | ૫૫ | ૯૦-૯૧ | ૨૫-૧૦-૯૨ | ૮૬ | સ્વરૂપ. |

કરાર બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ક) સ્ટાં. ખુ, | ૧૬ | ૯૨-૯૩ | ૨૯-૧૧-૯૨ | ૮૭ | બાના ખત તે કરાર છે. |
| ,, | ૭૧ | ૯૫-૯૬ | ૧૮-૫-૯૬ | | |
| ,, | ૧૦ | ૯૧-૯૨ | ૬-૧-૯૩ | ,, | જીવાઇ સારૂ મીલકત આપ્યાનો લેખ કરાર છે. |

કરાર બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૪૯ | ૯૨-૯૩ | ૨૪-૧-૯૩ | ,, | વોટરવર્કસ ખાતામાં કરેલી અરજીકરાર. |
| ,, | ૫૮ | ૯૧-૯૨ | ૨૦-:-૯૩ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૬૨ | ,, | ૨૦-૩-૯૩ | ,, | ,, |
| ,, | ૯૭ | ,, | ૨૮-૯-૯૩ | ૮૮ | વ્યાજ હોવાથી કબુલતના લેખ કરાર થયા તે. |
| ,, | ૧૧૯ | ૯૨-૯૩ | ,, | ,, | ,, |
| ,, | ૧૦૧ | ,, | ,, | ,, | ,, |
| ,, | ૧૦૨ | ,, | ,, | ,, | ,, |
| ,, | ૯૯ | ,, | ૨૯-૯-૯૩ | ,, | ,, |
| ,, | ૨ | ૯૩-૯૪ | ૨૮-૯-૯૩ | ,, | ,, |
| ,, | ૩૫ | ,, | ૨૭-૭-૯૪ | ,, | ,, |
| ,, | ૮૬ | ૯૪-૯૫ | ૬-૬-૯૫ | ,, | ,, |
| ,, | ૮૨ | ૯૨-૯૩ | ૨૮-૯-૯૩ | ,, | ,, |
| ,, | ૮૫ | ,, | ૨૮-૯-૯૩ | ,, | ,, |
| ,, | ૧૧૭ | ,, | ૨૯-૯-૯૩ | ૮૮ | ,, |

**કરારના સ્વરૂપને લાગત.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્ટાં. ખુ. | ૮૭ | ૯૨-૯૩ | ૩૦-૯-૯૩ | ૮૯ | એકથી વધારે માણસે કરાર કરી જુદી કરી છે એકામતેના નથી તે જુદા કરાર ગણવા. |
| ,, | ૧૯ | ૯૩-૯૪ | ૨-૧૧-૯૩ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૭૪ | ૯૨-૯૩ | ,, | ,, | ,, ને કથનકારક મજકુર |
| ,, | ૮૧ | ,, | ૧૬-૭-૯૪ | ,, | ,, ને કથનકારક મજકુર |
| ,, | ૧૪૫ | ,, | ૨-૧૧-૯૩ | ,, | ,, |
| ,, | ૬૧ | ,, | ૧૬-૧૧-૯૩ | ,, | ,, |
| ,, | ૧૦૬ | ,, | ,, | ,, | કરારને કલમ ૨૨ લાગુ નથી. |
| ,, | ૫૪ | ૯૩-૯૪ | ૧૯-૪-૯૪ | ૯૦ | કરારનું સ્વરૂપ. |
| ,, | ૮૦ | ,, | ,, | ,, | કરાર ન થાય તેવા લેખ. |
| ,, | ૧૧૦ | ,, | ૨૭-૭-૯૪ | ,, | આગળ ઉપર દસ્તાવેજ કરી આપવાનો કરાર જે બાના ખત છે. |
| ,, | ૧૩૩ | ,, | ૩૧-૭-૯૪ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૭૦ | ૯૧-૯૨ | ૨૦-૩-૯૩ | ,, | મૃત્યુપત્ર અંકરાર છે તેની લાગત લેવી. |
| ,, | ૮૦ | ૯૨-૯૩ | ૧૦-૯-૯૩ | ,, | વાયદા ચીઠીમાં સાક્ષી નથી વાયદો ધાન્ય દેવાનો છે તેથી કરાર. |
| ,, | ૬૦ | ,, | ,, | ,, | કરારનું સ્વરૂપ. |

કરારના સ્વરૂપને લાગત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૮૨ | ,, | ૨૮-૯-૯૩ | ,, | કબુલાતમાં વ્યાજ હોવાથી કરાર. |
| ,, | ૮૩ | ,, | ,, | ,, | |
| ,, | ૮૬ | ,, | ,, | ૯૧ | ,, |
| ,, | ૨૫ | ,, | ૨૯-૮-૯૪ | ,, | ગીરો ખત નથી પણ કરાર ઠર્યો તે. |
| ,, | ૮૬ | ૯૩-૯૪ | ૩૦-૮-૯૪ | ,, | કરારનું સ્વરૂપ. |
| ,, | ૧૩૭ | ,, | ૩૧-૮-૯૪ | ,, | કરારનો સમૂહ એકજ લાગત લેવી. |
| ,, | ૧૦૨ | ૯૩-૯૪ | ૨૬-૮-૯૪ | ૯૨ | કરારનું સ્વરૂપ. |
| ,, | ૩ | ,, | ૪-૯-૯૪ | ,, | માશીનો કરાર. |
| ,, | ૧ | ૯૪-૯૫ | ૬-૨-૯૫ | ,, | સ્વરૂપ, |
| ,, | ૧૧ | ૯૫-૯૬ | ૧૧-૧૧-૯૫ | ,, | ,, |
| ,, | ૬૮ | ,, | ૧૧-૪-૯૬ | ૯૨-૯૩ | ,, |
| ,, | ૯૨ | ૯૩-૯૪ | ૧૬-૭-૯૬ | ૯૩ | ,, |
| ,, | ૩૦ | ૯૫-૯૬ | ૫-૧૨-૯૫ | ૯૪ | વ્યાજ દેવાનો નવીન કરાર કબુલતમાં હોવાથી કરાર. |

ખત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્ટાં. ખુ. | ૨૯ | ૯૨-૯૩ | ૯-૮-૯૪ | ૩ | રકમ "ગ"ની સ્પષ્ટતા ખતનું સ્વરૂપ |
| ,, | ૧૭ | ૮૯-૯૦ | ૬-૯-૯૦ | ,, | કર્યું તેવા સાક્ષી હોવાથી ખત થાયછે |
| ,, | ૪૦ | ૯૦-૯૧ | ૨૭-૬-૯૧ | ,, | ખતનું સ્વરૂપ. |
| ,, | ૧૨૯ | ,, | ૨૮-૬-૯૧ | ,, | |
| ,, | ૭૬ | ,, | ૨૮-૬-૯૧ | ,, | વાયદા ચીઠીમાં સાક્ષી હોય તો ખત |
| ,, | ૪૨ | ૯૪-૯૫ | ૧૯-૬-૯૫ | ,, | થાય છે. |
| ,, | ૭૧ | ૮૯-૯૦ | ૭-૭-૯૧ | ,, | સ્વરૂપ. |
| ,, | ૬૦ | ૯૦-૯૧ | ૩-૯-૯૧ | ,, | ખતના પેટા પ્રકારને લેખના અર્થમાં વાપરેલા ખતના પ્રકાર. |
| ,, | ૫૧ | ૯૧-૯૨ | ૬-૧૨-૯૧ | ૪ | વાયદા ચીઠી ખત ક્યારે થાય. |
| ,, | ૪૫ | ૯૨-૯૩ | ૨૮-૯-૯૩ | | |
| ,, | ૨૧ | ૯૩-૯૪ | ,, | | |
| ,, | ૨૨ | ,, | ,, | | |
| ,, | ૮૪ | ૯૧-૯૨ | ૧૯-૫-૯૨ | ,, | રકમ ૧ ની સ્પષ્ટતા. |
| ,, | ૨૨ | ૯૦-૯૧ | ૨૯-૧૧-૯૦ | ,, | બીજો સહી કરે તો સાક્ષી ગણાય નહીં. |
| ,, | ૧૦૩ | ,, | ૧૫-૬-૯૧ | ,, | |
| ,, | ૩૬ | ,, | ૮-૧૦-૯૨ | ,, | |
| ,, | ૩૮ | ૯૧-૯૨ | ૨૪-૧-૯૩ | ,, | ખતનું સ્વરૂપ ને મુખત્યાર પત્ર. |
| ,, | ૫૮ | ,, | ૨૦-૨-૯૩ | ,, | ,, |
| ,, | ૩ | ૯૨-૯૩ | ૨૭-૪-૯૩ | ,, | સાક્ષી ન હોય તો ખત નથી. |
| ,, | ૮૦ | ,, | ૧૦-૯-૯૩ | ,, | ,, |

ખત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૯૬ | ,, | ૧૦–૯–૯૩ | ૫ | સાક્ષી કર્યા જેવો મજકુર. |
| ,, | ૧૦૩ | ૯૧–૯૨ | ૧૫–૯–૯૩ | ૫ | સહી થયાં પછી લખીતંગ છે તે સાક્ષી ગણી શકાય. |
| ,, | ૪૨ | ૯૪–૯૫ | ૧૯–૬–૯૫ | | |
| ,, | ૬૭ | ૯૩–૯૪ | ૧૧–૬–૯૫ | | |
| સ્ટાં. ખુ. | ૯૨ | ૯૨–૯૩ | ૨૮–૯–૯૩ | ૫ | લખનારના દસ્કત કર્યા પછી સહી હોય તો લખનાર સાક્ષી નથી. |
| ,, | ૧૨૦ | ,, | ૯–૧૧–૯૫ | ૫ | |
| ,, | ૩૭ | ૯૩–૯૪ | ૩–૭–૯૪ | ,, | ખતનું સ્વરૂપ |
| ,, | ૧૨૪ | ૯૨–૯૩ | ૧૬–૭–૯૪ | ,, | ,, ને અંગભુત કરાર |
| ,, | ૨૯ | ,, | ૯–૮–૯૪ | ,, | કરારને ખતમાં તફાવત. |
| ,, | ૫૨ | ૯૩–૯૪ | ૨૮–૮–૯૪ | ૫–૬ | સહી થયા પછી લખીતંગ હોય તો સાક્ષી તરીકે ગણાય. |
| ,, | ૬૬ | ,, | ,, | ૬ | "દેવા" શબ્દને સહી સાક્ષી હોય તોપણ ખત થાય નહીં. |
| ,, | ૧૦૨ | ૯૦–૯૧ | ૨૨–૭–૯૧ | ૯૪ | ખતની લાગત કઇ રકમ ઉપર લેવી |

ખુલાસા કરાવવા બાબત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ખ) સ્ટાં. ખુ. | ૨૯ | ૯૨–૯૩ | ૯–૮–૯૪ | ૨૫ | સ્ટાંપ વધારેમાં વધારે હોય તો ખુલાસો પુછવો નહીં. |
| ,, | ૧૦૪ | ,, | ૧૮–૮–૯૪ | ૪૧થી૪૩ | ,, સદર. |
| સ્ટાં. નં. | ૩૨૫ | | ૩–૯–૯૨ | ૪૮ | અસલ દસ્તાવેજ આવ્યા શિવાય ઠરાવ થઇ શકે નહી. |
| સ્ટાં. ખુ. | ૨ | ૮૯–૯૦ | ૨૩–૧–૪૦ | ૪૯ | કેટલો સ્ટાંપ જોઇએ તે વીશે ખુલાસો સુબા પાસેથી લેવા એક માસમાં અરજ કરવી. |
| વ. કો. દી. શી. નં. | ૮૭૧ | | ૨૪–૨–૯૨ | ,, | સુબાએ કરેલા શેરાવાળા દસ્તાવેજની લાગત બાબત નોંધણી કામદારે શંકા કાઢવી નહી. |
| ,, | ૩૩૧ | | | ,, | નોંધણી સરકામદારને શંકા આવે તો ખુલાસો વરીષ્ટ કોર્ટમાં પુછવો. |
| નો સ. ન. | ૯૦૬–૯૯ | | ૧૨–૧–૯૧ | ૫૦ | ખુલાસો પુછયા બાબત રજુ કરનારને ખબર આપવી. |
| નો. સ. ન. | ૯૦૭–૯૯ | | ૨૬–૧–૯૧ | ,, | નોંધણી કામદારે આ કાગલ મોકલેલા દસ્તાવેજના લખાણમાં શું લખવું. |
| વ. કો. દી. શે. | ૨૨૯ | | ૨૨–૯–૯૧ | ૫૬ | ક. ૩૧ પ્રમાણે નકલ સુબા તરફ આવે ત્યારે તે લાગતની શંકા બાબત ખુલાસો સરસુબા મારફત પુછવો. |
| ,, | ૭૭૬ | | ૧૯–૧–૯૩ | | |
| ,, | ૨૬૮ | | ૨૮–૯–૯૩ | | |

ખુલાસા કરાવવા બાબત.

„ ૧૩૫૮ ૨૭–૭–૯૪ ૫૬ ક. ૩૧ પ્રમાણે નકલ સુબા તરફ આવે ત્યારે લાગત બાબતનો ખુલાસો સુબાએ કોર્ટ તરફ પુછવો નહીં.

„ ૪૬ ૨૨–૮–૯૦ ૬૨ નકલ આવ્યા શિંવાય ખુલાસો થાય નહીં.

„ ૪૮ ૨૫–૮–૯૦ } „ ક. ૪૧ થી ૪૪ પ્રમાણે પ્રકરણ આવે
„ ૧૫૯ ૧૩–૯–૯૦ } „ તો વરીષ્ઠ કોર્ટ નીકાલ કરશે.

„ ૯૯ ૧૧–૯–૯૦ }
„ ૫૧ ૨૬–૮–૯૦ } „ કઇ કલમ પ્રમાણે મોકલ્યું તે લખવું.

„ ૫૫ ૨૫–૧૦–૯૨ ૬૨ ક. ૩૧ પ્રમાણે નકલ આવ્યા બા. ક. ૪૧ પ્રમાણે ખુલાસો પુછી શકે નહીં.

સ્ટાં. ખુ. ૨૨ ૯૨–૯૩ ૨૮–૯–૯૩ „ „

વ. દી. શે. ૧૬૭૪ ૨૬–૭–૯૨ } ૬૩ બધી બાબતના ખુલાસા વરીષ્ટ કોરટ
„ ૭૭૪ ૧૯–૧–૯૩ } કરી શકે નહીં.

(ખુલાસા બાબત.)

(ખ) દી. સ્ટાં. ૫૫ ૯૦–૯૧ ૨૫–૧૦–૯૨ ૬૩ ક. ૩૧ પ્રમાણે આવેલી નકલના સબંધે પરબારૂ લખાણ ન કરવું.

„ ૧૦૪ ૯૩–૯૪ ૩–૭–૯૪ } „ કોરટે એકવાર ઠરાવ કર્યો પછી તેનો
„ ૪૧ ૯૨–૯૩ ૨૭–૭–૯૪ } ખુલાસો કરવા માર્ગ નથી.

„ ૧૧૧ ૯૩–૯૪ ૧૬–૭–૯૪ ૬૪ સદર.

„ ૬૨ „ ૭–૧૧–૯૫ „ મન કલ્પીત લેખોનો ખુલાસો પુછવો નહીં

„ ૨૦ ૯૧–૯૨ ૨૦–૯–૯૧ ૬૫ ફડણીસ સાહેબે આ કાગલ સુબા તરફ મોકલવો જોઇએ.

જુનાં નિબંધ અન્વયે થએલા ખુલાસા.

(જ) સ્ટાં. ખુ. ૫ ૮૯–૯૦ ૨૩–૧–૯૦ ૧૩ તા. ૧–૮–૮૯ પેહેલાના ને જુનો નિબંધ લાગુ છે,

„ ૬૦ ૯૦–૯૧ ૩–૯–૯૧ } ૪૧ વારશિક સલામીની લાગત દસપટ
„ ૧૮ „ ૨૯–૧૦–૯૨ } આકાર ઉપર લેવી.

જોડ સ્ટાંપનો દસ્તાવેજ

દી. સ્ટાં. ખુ. ૨૩ ૮૯–૯૦ ૧૮–૨–૯૧ ૬૯ જોડ સ્ટાંપ ઉપરનો યોગ્ય સ્ટાંપ ઉપરનો ગણવો.

ગીરોખત કર્યા તેવા ને તેના અંગભુત કરાર.

(ગ) સ્ટાં. ખુ. ૧૯ ૯૦–૯૧ ૭–૯–૯૧ ૮ }
„ ૬૦ ૯૩–૯૪ ૧૬–૭–૯૪ ૮ } ગીરોખતનું સ્વરૂપ.

„ ૯૫ ૯૧–૯૨ ૨૯–૫–૯૨ ૯ ગીરોના અંગભુત.

„ ૮૯ „ ૩૦–૩–૯૩ ૯ ગીરો મીલકતની કીમત ઉપર લાગત લેવી.

ગીરોખત ઠર્યા તેવા ને તેના અંગભુત કરાર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૭ | ૯૩-૯૪ | ૨-૧૧-૯૩ | ૯ | રકમની ફોડ હોવાથી જુદા જુદા દસ્તાવેજ થતા નથી. |
| ,, | ૧૧૮ | ૯૨-૯૩ | ૧૬-૧૧-૯૩ | ૧૦ | વાયદાચીઠીમાં મીલકત ગીરો લખવાથી ગીરો ખત થાય છે. |
| ,, | ૯૧ | ,, | ,, | ૧૦ | ગીરો ખતમાં સાક્ષીની જરૂર નથી. |
| ,, | ૬૯ | ,, | ,, | ૧૦ | ,, |
| ,, | ૯૧ | ૯૩-૯૪ | ૧૬-૭-૯૪ | ૧૦ | વાયદાસરના આપે તો સાન મીલકત કબજા આપવાનો કરાર અંગભુત છે. |
| ,, | ૭૪ | ,, | ,, | ,, | ગીરો ખતમાં ગીરો મીલકત ખેડવા સોંપવાનો કરાર. |
| ,, | ૪૨ | ,, | ,, | ,, | ,, |
| ,, | ૬૦ | ,, | ,, | ,, | વ્યાજ પેટે ભાડુ ભરવાનો કરાર. |
| ,, | ૯૦ | ,, | ૧૪-૮-૯૪ | ૧૧ | સરકારી દાણુ ભરવાનો કરાર. |
| ,, | ૧૦૧ | ,, | ,, | ,, | ,, |
| ,, | ૫૬ | ૯૪-૯૫ | ૧૯-૭-૯૫ | ,, | વસુલ કેવી રીતે આપવું તે બાબત કરેલા કરાર |
| ,, | ૫૭ | ,, | ,, | ,, | ,, |
| ,, | ૫૦ | ૯૬-૯૭ | ૧૭-૭-૯૭ | ,, | ચાલુ નિમણોકનો કબજો મુખત્યાર પત્રથી આપ્યાનો કરાર. |
| ,, | ૪૪ | ૮૯-૯૦ | ૬-૪-૯૧ | ૮ | ગીરોખતનું સ્વરૂપ |
| ,, | ૪૯ | ૯૦-૯૧ | ૧૭-૬-૯૧ | ,, | ,, |
| ,, | ૬૩ | ,, | ,, | ૮ | ,, લાગત કીમત ઉપર લેવી તે વીશે |
| ,, | ૮૫ | ,, | ૬-૧-૯૩ | | |
| ,, | ૪૮ | ,, | ૭-૯-૯૧ | ૮ | ગીરોખતમાં કુલ થવાની શરત |
| ,, | ૫ | ૯૧-૯૨ | ,, | ૮ | |

(ગ) ગીરો ખતમાં લખ્યા હોયતો સ્વતંત્ર લાગતને પાત્ર થાય તેવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્ટાં. ખુ. | ૧૦૬ | ૯૧-૯૨ | ૩૧-૩-૯૩ | ૯ | નવીન ખર્ચે ગીરો મીલકત ઉપર કરવાની જવાબદારી લીધા બાબતનો. |
| ,, | ૧૧૯ | ૯૩-૯૪ | ૧૬-૭-૯૪ | ૧૦ | |
| ,, | ૧૪ | ૮૯-૯૦ | ૨૫-૭-૯૦ | ૭ | સ્વતંત્ર કરાર વ્યાખ્યા. |
| ,, | ૩૭ | ,, | ૩૧-૧૨-૯૦ | ૭ | ઓધા છુટના દસ્તાવેજ. |
| ,, | ૪૧ | ,, | ૩૧-૧૨-૯૦ | ૭ | |
| ,, | ૪૨ | ,, | ૩૧-૧૨-૯૦ | ૭ | |
| ,, | ૫૯ | ૯૦-૯૧ | ૧-૧-૯૧ | ૭ | |
| ,, | ૧૪૦ | ,, | ૧૫-૮-૯૧ | ૭ | સદર. |

ગીરો ખતના અપવાદરૂપ.

સ્ટાં. ખુ. ૨૩ ૯૧-૯૨ ૬-૧૦-૯૧ ૯ કરાર તોડયાની જવાબદારી મીલકત ઉપર હોવી જોઇએ તે નથી.

" ૬૨ " ૨૦-૩-૯૩ " આઠ ગીરોની અવધ કરાવી લીધાનો લેખ ગીરોખત નથી.

" ૧૫૬ ૯૦-૯૧ ૩૧-૭-૯૧
" ૩૬ " ૮-૧૦-૯૨ } ૮ જંગમ મીલકત કબજે આપી હોય
" ૬૭ ૯૩-૯૪ ૧૧-૬-૯૪ તોજ ગીરોખત થાય.

ગીરોખતની લાગત વીશે.

" સ્ટાં. ખુ ૩૭ ૮૯-૯૦ ૩૧-૧૨-૯૦ ૯૫
" " ૪૧ " "
" " ૪૨ " " } લાગત કઈ રકમ ઉપર લેવી—ને સ્વરૂપ.
" " ૬૭ " "
" " ૫૯ ૯૦-૯૧ "

" " ૧૨ ૯૦-૯૧ ૨૯-૫-૯૧ " કીમત ઉપરલેવી.

ગીરો પાછું આપવાનું ખત.

સ્ટાં. ખુ. ૬૦ ૯૦-૯૧ ૮-૭-૯૩
" ૪૧ ૯૧-૯૨ " } ૯૬ બાખ્યા.

" ૯૮ " ૩૧-૩-૯૩ " "ગીરો મીલકત રૂપીયા લઇ આપી છે" તેમ લખ્યાથી થાય છે.

" ૮૪ ૯૫-૯૬ ૯-૭-૯૬ ૯૬ સ્વરૂપ.

ગીરો ઉપર જાસ્તી કરજ.

" ૩૦ ૮૯-૯૦ ૩૦-૧૦-૯૦ ૯૬ થાલ કાયમ રાખી કરી આપેલો લેખ.

" ૬૦ ૯૧-૯૨ ૧૬-૨-૯૨ " "

ઠરાવ લાગત બાબતનો

(ઠ) દી. શ. નં. ૧૬૫૮ ૧૫-૭-૯૩ ૫૪ જે કામમાં પુરાવામાં લેવામાં આવે તે બાબત ઠરાવ કરવાનો છે.

દી. વ. નં. ૫ ૨૭-૯-૯૨ " દીવાની કોર્ટે ઠરાવ કરી લાગત લે તે બાબત રજીસ્ટર રાખવું.

" ૧૫ ૨૩-૧૨-૯૨ " દસ્તાવેજની તજવીજ કર્યા બાબત રોજ કામમાં વીગત લખવી (દીવાની કોરટે)

" ૩૫ ૩-૪-૯૩ " પરહદમાંથી કમીશન પત્ર જોડે જે દસ્તાવેજ આવે તેની લાગત લેવી.

દી. સ્ટાં. ખુ.૪૦ ૯૩-૯૪ ૧૬-૧૧-૯૩ " ઉપરનો વટહુકમ જુના સ્ટાંપ નીબંધના થયેલા દસ્તાવેજને લાગુ નથી.

ઠરાવ લાગત બાબતનો.

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ૫૧ ૯૨-૯૩ | ૧-૭-૯૩ | | પાછલા ખાતા ઉપર કામનો આધાર નથી તેથી લાગત લીધા વગર પુરાવામાં લેવાં પણ ક. ૨૯ પ્રમાણે તજવીજ કરવી જોઇએ. |
| ,, | ૭૭ ૯૩-૯૪ | ૨૮-૬-૯૪ | ૫૪ | |
| દી. વ. નં. ૩૫ ,, | | ૩૧-૭-૯૪ | ૫૬ | પરીસીષ્ટની કઇ રકમ પ્રમાણે લાગત લીધી તે લખવું. |
| સ્ટાં. હુ.આ.૫૪૮ | | ૨૪-૯-૯૦ | ૫૮ | ક. ૩૩ પ્રમાણે સુબાએ કરવો. |
| ,, ૨૮૧૪ | | ૨૯-૧-૯૧ | ,, | અટકાવનાર અમલદારને ઠરાવની ખબર આપવી. |
| સ્ટાં ખું.નં.૧૧૦ | ૯૩-૯૪ | ૨૭-૭-૯૪ | ,, | પુરવણી ઠરાવ કરવા અધીકાર છે કે નહીં તે વરીષ્ટ કોર્ટે જોવાનું નથી. |
| સ્ટાં. શે. ૩૭૬ | | ૧૫-૧૦-૯૩ | સદર | અસલ પાછો અપાઇ ગયો હોય તો નકલઉપરથી ઠરાવ થાય(ખરીનકલ) |
| દી. શે. ૮૭૧ | | ૨૪-૨-૯૨ | ૬૦ | સુબાએ શેરો કર્યો હોય તો નોધણી કામદારે શંકા કાડવી નહીં. |
| નો. શે. નં.૩૩૧ | | ૨૮-૭-૯૩ | ,, | સુબાએ શેરો કરેલા દસ્તાવેજ બાબત તપાસણી કામદારે સર સુબા તરફ લખવું. |
| દી.શા. સ્ટાં.૬૮ | ૯૩-૯૪ | ૩-૭-૯૪ | ,, | સુબાએ શેરો કર્યો હોય તે બાબત કોર્ટે શંકા કાડવી નહીં. |
| ,, ,, | ,, | ,, | ૬૩ | |

તાજા કલમ જુદો દસ્તાવેજ ક્યારે થાય ને ક્યારે ન થાય તે વીશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (ત) | સ્ટાં. ખુ. ૬૦ | ૯૧-૯૨ | ૧૬-૨-૯૨ | ૩૧ | નવીન ઉપાડ કરી મુળ લેખ નીચે એકંદર રકમની જવાબદારી લખી આપેલી છે તે જુદી લાગતને પાત્રછે |
| | ,, ૬૩ | ,, | ૮-૩-૯૨ | ,, | લેખની જોડે કરેલી હોયતો મારી. |
| | ,, ૬૬ | ,, | ૧૯-૫-૯૨ | ,, | ભુલની દુરસ્તી નવીન લેખ નથી. |
| | ,, ૯૫ | ,, | ૨૯-૫-૯૨ | ,, | |
| | ,, ૩૬ | ,, | ૧૧-૧૨-૯૨ | ,, | સહી સાક્ષી ન હોય તો લેખ નથી. |
| | ,, ૧૧ | ,, | ૨૩-૯-૯૧ | ,, | મુળ લેખમાં મુદ્દાની બાબતનો ફેરફાર થાય તો તાજા કલમ જુદો કરાર છે |
| | ,, ૧૨ | ,, | ૨૯-૧૦-૯૨ | ,, | નવીન સરતો જુદો લેખ છે. |
| | ,, ૨૬ | ૯૨-૯૩ | ૧-૧૧-૯૨ | ,, | |
| | ,, ૫૩ | ,, | ૧-૨-૯૩ | ૩૨ | નોધણી શોધને માટે કરાવેલી ટીપને મારી. |

